શશાંકની એવી દશા બનીછે,
સ્વતંત્ર રાજ્યાસન વ્યર્થ ક્યિછે. ૧૫.
આ મેષને[1] આ વૃશને વિલોકી,
રહ્યા દિસે મારગ સિંહ રોકી;
સ્વદેશિયો સંપ ચહે ન ચિત્તે,
તે રાયનું રાજ્ય રહે શી રીતે. ૧૬.
નિશાપતિ પશ્ચિમમાં નમ્યો છે,
માથે હતો ત્યાં થકી તો ભમ્યો છે;
જાણે શશીની ચડતી કળા ગૈ,
હવેથી તેની પડતી સ્થિતિ થૈ. ૧૭.
સાતે રૂપી ઉત્તરમાં ઝગે છે,
ને સિંહની સાથ સદા ઉગે છે;
જાણે અનુદાન મળ્યાની આશે,
જવા ચ્હેછે નિશિનાથ પાસે. ૧૮.
અગસ્ત તો દક્ષિણમાં દિસે છે,
મિથુનની સાથ સદા વસે છે;
વહેંચતાં દાપુ થઈ લડાઈ,
જાણે રૂપી સાથ પડી જુદાઈ. ૧૯.
આ કર્ક આકાર જુઓ કર્યો છે,
આ સિંહ આકાર તથા ધર્યોછે:
અનેક આકાર જણાય એમ,
સંગ્રામમાં વ્યુહ રચાય જેમ. ૨૦.
ભૂમિ ભણી પૂર્ણશશી સિધાવ્યો,
વિતર્ક એથી કવિઉર આવ્યો;
વૃદ્ધત્વ આવ્યું તરૂણી નિશાને,
નમાવિયું ભૂ ભણિ મૂખડાને. ૨૧.
આદિત્ય આભાસ વિશેષ થાય,
શશાંક ઝાંખો પડતો જણાય;
બળિષ્ટનો આગમ જાણી જેમ,
ઝાંખો પડે નિર્બળ ભૂપ તેમ. ૨૨.
શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ,
કેવો દિસે પશ્ચિમ દીશ પાસ:
જાણે બળવા ઘડી પૂર્ણ થાતે,
આકાશ ટાંગી ઘડીઆળ આ તે. ૨૩.
અધેર ટાળી ન શક્યો શશાંક,
પડ્યો શશીને શિર એજ વાંક:
તેનો રવિદેવ તપાસ લીધો,
જાણે શશીને પદભ્રષ્ટ કીધો. ૨૪.
ભાનુથકી ચંદ્ર પ્રકાશ લે છે,
તેથીજ તે શીતળતા ધરેછે;
ભિક્ષાર્થિ પામે અતિ રિદ્ધિ આપ,
પડે ન તેનો જગમાં પ્રતાપ. ૨૫.
જે તિવ્રતા તો તનમાં ન રાખે,
સ્ત્રી તુલ્ય તેનું મુખ લોક ભાખે;
રાખી શકે તે નહિ રાજ્ય કોશી,
એમાં કહો જોષ જૂએ શું જોશી. ૨૬.
જે રાજ્યમાં ચોરનું જોર ફાવે,
તે રાજ્યમાં બીક વિશેષ આવે;
જે રાજ્યમાં હોય ઘણું અંધેર,
તે રાયનું રાજ્ય તપે કશી પેર. ૨૭.
રે ચંદ્ર જો આ તુજ રાજ્ય થાતાં,
મનુષ્ય સૌ આળસમાં જણાતાં;
શસ્ત્રો તજંતી પ્રજા જણાઇ,
તે રાજ્ય તો કેમ ટકેજ ભાઇ. ૨૮.
સવાર થાતાં શશિ અસ્ત પામ્યો,
તે કોણ જાણે જઈ ક્યાં વિરામ્યો:
જાણે પડ્યો કાદવ હેમ થાળ,
ખુંચી ગયો અંદર એજ કાળ. ૨૯.
ઝાંખા પડી થાય અદર્શ તારા,
આકાશમાં તે અતિ શોભનારા:
તે જેમ રાજા તજી જાય રાજ,
નાશી છુટે સૈન્ય તણો સમાજ. ૩૦.

## ચંદ્રને ઠપકો.

લડ્યા વિના જે નહિ રાજ્ય નાઠો,
દેખાવ દીધો અતિ છેક માઠો:
બહાદૂર જાતે જગ જાણિયો છે,
ક્ષત્રી નહીં તે વિધુ વાણિયો છે. ૩૧.
નીચી કરી મુખ નમ્યો હરી[1] તે,
દીધો તજી દેશ ગયો ડરી તે:
ધરે ન ક્ષત્રી તુજ નામ મંદ[2],
વણીકને લાયક નામ "ચંદ." ૩૨.

૧ મેષ—બકરો.

૧ હરી—ચંદ્ર. ૨ મંદ—મૂર્ખ.

અરે તને શું કહું સિંહરાશી,
તું સિંહ શેનો મન જો તપાશી;
તિર્થે ગયો રંગ સજી અભંગ,
શોભે હવે તો તુજ નામ સગ. ૩૩.

**દોહરો.**

સિંહ નામ ક્ષત્રી હતા, લડતા અડર અભંગ;
સિંહ પુરૂષ સ્વર્ગે ગયા, હવે રહ્યા સૈ સંગ. ૩૪

**પ્રભાત.**

**ઉપજાતિ વૃત્ત.**

ઘણો કરેછે નિધિ ઘુઘવાટ,
ગાજી રહ્યોછે બહુ સર્વ ઘાટ;
જાણે ગયું પુત્રનું રાજપાટ,
ક્રોધે કરે ગર્જન એજ માટ. ૩૫.
પંખી મધુરા સ્વર ઉચરે છે,
જુદી જુદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય,
ગાંધર્વ તેના ગુણ ગાન ગાય. ૩૬.
જનો સ્તુતી ઇશ્વરની કરેછે,
મહાત્મ્ય તેનું મનમાં ધરેછે;
જાણે રવિનું શુભ રાજ્ય જાગે,
પ્રભૂ સમીપે સુખ એમ માગે. ૩૭.
ઉઠયા જનો ચચળ અલ્પ દિસે,
જામો ન અંગે નહિ પાઘ શીશે;
જાણે થતાં એ નૃપની લડાઇ,
લોકો તણી લક્ષ્મી ગઈ લુટાઇ. ૩૮.
રહે કુભાર્યા પતિ સાથ રૂઠી,
પ્રભાતમાંથી લડતીજ ઉઠી;
સુરાજ્ય થાતાં પણ બંડખોર,
સુખે ન બેસે ડરીને નઠોર. ૩૯.
પતિવ્રતા કાળ પવિત્ર જાણી,
વદે પતિ આગળ પ્રેમ વાણી:
સુરાજ્યનો જોગ રૂડો જડેછે.
સુજાણસંગી સુખ ભોગવેછે. ૪૦.
શહેરમાં માર્ગ જળે સિંચાય,
જેથી પુરીમાં ગરદી ન થાય;
જાણે રવિ [1]દૂતતણી સવારી,
પધારશે જાણી પુરી સુધારી. ૪૧.
રાતે રહેલા જન ચોકીદાર,
તેમાં કરે નાયક હુશ્યાર;
જાણે જુના રાય તણા સિપાઇ,
વિદાય કીધા નવી ફોજ ધાઇ. ૪૨.
દેવાલયે ને વળી રાજ્યદ્વારે,
વાજાંતણા ઘોષ થયા અપારે;
જાણે પ્રજાએ શુણિને વડાઇ,
સામા જવાની કરીછે સજાઇ. ૪૩.
મૂક્યાં ઉઘાડાં પુર દુર્ગ[1] દ્વાર,
પ્રવાસિયો પથ પળે અપાર;
છૂટે જિવોનો જઠરાગ્નિવાસ,
ફરે હરે જેમ કરે વિલાસ. ૪૪.
પ્રવાસિયો જાય અનેક રસ્તે,
પ્રવાહની પેર દિસે સમસ્તે;
જાણે રવિથી હિમ પીગળીને,
વહી નદીઓ બહુ નીકળીને. ૪૫.
ઉતાવળો કોઈ વહે અગાડી,
અગાડી જાનાર રહે પછાડી;
પૃથ્વી શની આગળ ચાલી જાય,
તો જેમ તે વક્ર થયો જણાય. ૪૬.
ઉતાવળો જે જન પંથ ધાય,
થાકી રહે ને મનમાં મુંઝાય;
ઉતાવળો થાય હરેક કામે,
તે જેમ તેમાં નહિ સિદ્ધિ પામે. ૪૭.

**અરૂણોદય.**

પ્રાચી દિશામાં નભ રક્ત દિસે,
એ ઠામ શોભા ઉપજી અતીશે;
જાણે પ્રતાપી પરણે ભુપાળ,
આનંદનો આજ ઉડે ગુલાલ. ૪૮.
આકાશ રાતાશ વળી નિહાળી,
વદે કવિવાણિ વિતર્કવાળી;
આવે રવિ સ્વારિ વિશેષ ઘાતી,
એથી ઉડી આ અતિ ધૂળ રાતી. ૪૯.

૧ કિરણોની.

૧ દુર્ગ—કીલ્લો.

સાંધો ધરાને નભનો જણાય,
તૃષ્ણાતણો અંત તથા ગણાય;
પાસે દિસે પાર નહિ પમાય,
જોવા જનારો જન તે ઠગાય. ૫૦.

પડ્યું રવિનું [1]પ્રતિબિંબ તેજ,
અજ્ઞાની જાણે કવિદેવ એજ;
ખવાસનો જેમ ઠમાક દેખી,
નમે અજાણ્યા નૃપ એજ લેખી. ૫૧.

આકાશ રાતો ઉદયાચળેછે,
તથા હવામાં પ્રતિબિંબ જેછે;
જાણે રૂડી જાજમ છે બિછાવી,
ઠરાવ્યું સિંહાસન એક લાવી. ૫૨.

નથી જણાતા પગ હાથ જેને,
નામે કહે લોક અરૂણ એને;
તે સૂર્ય કેરો શુભ સારથી છે,
પુરાણમાં એવી કથા કથી છે. ૫૩

આકાશમાં એમ ગતિ કરેછે,
ગરૂડનો બાંધવ તે ઠરે છે;
વિદ્વાનને થાય સમૂજ જાણી,
જુના કવિએ કહીંછે કહાણી. ૫૪.

## સૂર્યોદય.

આવ્યો કુદી ત્યાં રવિ દેવ એમ,
કુદી ઉઠે કેસરી સિંહ જેમ;
ને બિંબમાં બિંબ સમાઇ જાય,
આદર્શ[2]જાતાં છબી એક થાય. ૫૫.

જ્યાં બિંબમાં સૂરજ આવી પેઠો,
તે જેમ સિંહાસન ભૂપ બેઠો;
દશે દિશામાં કીર્ણો ચલાવ્યાં,
સંગ્રામમાં લશ્કર શું સિધાવ્યાં. ૫૬.

રંગે દિસે છે રવિદેવ રાતો,
જાણે થયો છે ધરી ક્રોધ તાતો;
અંધેર આ લોકનું ટાળવાને,
આવ્યો પ્રતાપી નૃપ પાળવાને. ૫૭.

જનો ઉચારે જયકાર વાણી,
કરે પ્રણામો ઉર પ્રેમ આણી;
ગણે ગુરૂને પ્રભુ તુલ્ય જેમ,
ગણે રવિને નિજ ઇષ્ટ એમ. ૫૮.

મહી રૂપી મૃન્મય[1] કોડીયું છે,
દિવેલ જાણે જળ આ ભર્યુંછે;
દિવાસળી લગ્ન[2]સરૂપી લાગી,
જાણે રવિ દિપક જોત જાગી. ૫૯.

એ દુર્બિને સૂર્યનું બિંબ[3] દીઠું,
જાણે દીઠું તે બળતું અંગીઠું;
કે તોપ ગોળા ઉપરે ઘણેરા,
પાટા વિટેલા કિનખાબ કેરા. ૬૦.

મહીથકી દ્વાદશ લક્ષ મોટો,
તથાપિ દિસે રવિ છેક છોટો;
એ જાણીને એમ વિચાર આવે,
મોટાઈ મોટા કર્તાના જણાવે. ૬૧.

છે મૈલ ભાનું નવ[4] કોટિ દૂર,
તથાપિ તેનું પ્રસરાય નૂર;
જેને પ્રભૂ પૂર્ણ પ્રતાપ આપે,
તે રાયનું રાજ્ય વિશેષ વ્યાપે. ૬૨.

પૃથ્વી થકી છે ત્રણ લાખ તોલ,
તથાપિ દિસે લઘુ એક ગોળ;
વિદેશી રાજાતણું જેમ માન,
સુજાણ જાણે જડને ન ભાન. ૬૩.

રવિથી આડું પડછે હવાનું,
અદર્શ થોડા ક્ષણમાં થવાનું;
દેખાવ દેખી દિલમાં ગમેછે,
જાણે ભવાયો પડદે રમેછે. ૬૪.

પ્રકાશ વેગે અતિ દોડી આવે,
સેનાપતિ જેમ ચમુ[5] ચલાવે;
મિનિટમાં મૈલ ઘણા કપાય,
જે લાખને છાશી હજાર જાય. ૬૫.

---

૧. પ્રથમ સૂર્ય ઉગેલો દેખાય છે પણ તે ખરો સૂર્ય નથી; હવામાં સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે.
૨ દર્પણ

૧ મૃન્મય–માટીનું. ૨ મેષ, વૃષભ વગેરે બાર લગ્ન છે તે રૂપી દીવાસળી.
૩ દુર્બિનથી જોતાં સૂરજનું અંદરનું બિંબ કાળું જણાય છે. તેને ફરતાં સળગતાં વાદળાં ફરે છે. તે કિનખાબ જેવાં દેખાય છે.
૪ નવ કોટ પંદર લાખ મૈલ. ૫ ચમુ–લશ્કર.

## કીર્ણોદય.

આબ્બોસવા આઠ મીનીટમાં તો,
પ્રકાશ પૃથ્વી પડમાંહિ ધાતો;
પીળો રૂડો રંગ દિધો ચડાવી,
સુવર્ણથી જેમ મહી મઢાવી. ૬૬.
જો છાપરે તો તડકો પડયો છે,
સુવર્ણ રંગે ચિતમાં ચડયો છે;
જાણે સુરાજ્યે બહુ દ્રવ્ય એવાં,
દિસે ધરેઘેર સુવર્ણ તેવાં. ૬૭.
હાંડીતણાં લોલક કીર્ણ સંગે,
ભીંતે પડ્યાં ચિત્ર વિચિત્ર રંગે;
જાણે વિના વૃષ્ટિ કદી ન જાણ્યા,
એવા અહીં મચ્છ અનેક તાણ્યા. ૬૮.
વિલોકી ચિત્રો બહુ રંગવાળાં,
બિજા કહે ચિત્ર બહુ રૂપાળાં;
મર્મિ જનો માર્મિક ભેદ લેછે,
શાથી બન્યા તે સમજી શકેછે. ૬૯.
કિર્ણો પડ્યાં રંગિત કાચ જેવે,
ધરો છવાયાં બહુ રંગ તેવે;
જાણે ધરોમાં રવિદૂત આવી,
લીંપ્યા ધરોમાં બહુ રંગ લાવી. ૭૦.
જે ઓસના બિંદુ અનેક પત્રે,
પડ્યા હતા તે ન જણાય અત્રે;
પ્રખ્યાત છે ભાસ્કર હંસ પોતે,
મોતી ગણી ભક્ષ કરી ગયો તે. ૭૧.
કીર્ણોવડે કોઈ છબી ઉતારે
તે કિર્ણના સન્મુખ યંત્ર ધારે;
એકાગ્ર ચિત્તે ગુણવાથી જેમ,
ઠરે રૂદેમાં ગુરૂજ્ઞાન તેમ. ૭૨.
સોના સમી સુર્યની કાંતી ઝીલી,
વનસ્પતિ જાત વિશેષ ખીલી;
જે દેશમાં જેમ કમાઇ જાગે,
પ્રજાજનો સર્વ પ્રસંન લાગે. ૭૩.
પ્રતાપ જે ભાનુતણો પડેછે,
વનસ્પતીને પણ પુષ્ટી દેછે;
બેરાં લુલાંને વળી આંધળાંને,
પાળે ભલા જેમ જનો બધાંને. ૭૪.
દેવાલયે શીખર હેમ કેરૂં,
તેમાં રૂડું બિંબ દિસે ઘણેરૂં;
જાણે હીરો હેમ વિશે જડાયો,
પ્રકાશ શોભે શશિથી સવાયો. ૭૫.
ઉદ્યોગ જ્યાં જ્યાં પ્રસર્યો અતીશે,
ભુંડી ભલી વસ્તુ સમસ્ત દિસે;
અબૂધમાં ભેદ છુપ્યો રખાય,
બુદ્ધિ વધે ભેદ બધા જણાય. ૭૬.
રાતે બધું ભાસતું એક રંગે,
જુદું દિઠું ભાતું પ્રભા પ્રસંગે;
કુરાજ્યમાં પંડિત મૂર્ખ એક,
સુરાજ્યમાં જેમ પડે વિવેક. ૭૭.
રાતે ન જાતી જન દૂર દષ્ટી,
રવિ પ્રભાથી બહુ સુજી સૃષ્ટી;
કુરાજ્યમાં જ્ઞાનતણો ઘટારો,
સુરાજ્યમાં જેમ દિસે વધારો. ૭૮.
ટાંકાં તથા ભૂતળ ભોંયરામાં,
રહ્યું વિશેષે તમ[1] તે સમામાં;
જાણે છુપા ચુંપ છુપાઈ ચોર,
સંતાઈ પેઠા બહુ બંડખોર. ૭૯.
પડયો રવિથી પ્રતિકૂળ છાંયો,
હરેક વસ્તુની પુંઠે છુપાયો;
બળિષ્ટથી નિર્બળ વેર રાખે,
પુંઠે બકે સન્મુખ તો ન ભાખે. ૮૦.
ગરીબ શ્રીમંતતણે નિવાસ,
પડયો રવિનો સરખો પ્રકાશ;
તે જેમ રૂડો ઈનસાફી રાય,
સૌનો કરેછે સરખોજ ન્યાય. ૮૧.
જાળીથી કીર્ણો ઘરમાં પડે છે,
અણું ઉડે તે નજરે ચડે છે;
શો માલ વાતાવરણે વસાવ્યો,
તે ભેદનો શિક્ષક જેમ આવ્યો. ૮૨.
દિસે પ્રભાની નળી એક તંત્ર,
જાણે વર્યો સુક્ષ્મદર્શી યંત્ર;
પ્રકાશ કેવો પથરાય નીચો,
જાણે બિછાયો જરીનો ગલીચો. ૮૩.
પ્રભા પ્રભાનાથની પૂર્ણ જોઈ,

[1] તમ—અંધારૂં.

દિવા તણો પાડ પુછે ન કોઇ;
હજારનો દાયક જો મળે છે,
લગારનો દાયક વિસરે છે. ૮૪.

વાંકાં વળીને રવિ કીર્ણ આવે,
કદી નહીં માર્ગ શિધે સિધાવે;
જે રાજ્યના દૂત રહે છકેલા,
તે જેમ દિસે ન સિધા વળેલા. ૮૫.

જળાશયે ભાસ્કર બિંબ જોઈ,
કરે કવિ તર્ક વિતર્ક કોઈ;
સુખા મુક્યાછે નૃપ મારતંડે[1],
પોતા સમો વેશ ધરાવી પંડે. ૮૬.

સમુદ્રમાં સૂર્યનું બિંબ દિસે;
એતો વળી દિવ્ય દીસે અતીશે;
જાણે રૂડો ત્યાં રસિડેન્ટ રાખ્યો,
પ્રકાશરૂપી પણ કાંપ નાંખ્યો. ૮૭.

ગંગા વિષે સૂર્યનું બિંબ જોઈ,
કહે વળી એમ કવીશ કોઈ;
જાણે બીજો ભાસ્કર દેહ ધાર્યો,
ગંગાની જાત્રા કરવા પધાર્યો. ૮૮.

જે દેવળો આ નજરે ન થાતાં,
થતાં રવિ તેજથકી જણાતાં;
જાણે નકારા અમલે પડાવ્યાં,
સુરાજ્ય આવે ફરીથી ચણાવ્યાં. ૮૯.

રવિતણાં કિર્ણ નિહાળી કોડે,
ખુશી થતાં સારસડાં સજોડે;
વેદી[2] વિષે જેમ વિલોકી જોત,
પ્રમોદ પામે વરલાડિ સોત. ૯૦.

કુમુદનીયો કરમાઇ દિસે,
વિકાશ પામ્યાં કમળો અતીશે;
દૂષી મુખો જેમ મલીન થાય,
મિત્રો સુણી કીર્તિ ખુશી જણાય. ૯૧.

ઉલૂકનાં[3] નેત્ર ગયાં મિચાઇ,
ભાળે નહીં ભાનુતણી ભલાઇ;
તે જેમ રૂડા ગુણ સજ્જનોના,
દેખે ન ડોળા કદી દુર્જનોના. ૯૨.

રવિ કવિ જાણૂવિ જે ગણાય,
રીઝાવનારાં ત્રણ તે જણાય;
જે મીચી રાખે નિજ નેત્ર કાન,
તેને રિઝાવા નહિ શક્તિમાન. ૯૩.

## જન ક્રિયા.

ખાવા હવા જાય જનો ઉમંગે,
આરોગ્ય પામે અતિ આપ અંગે;
વધે ન તેને નિજ અંગ વ્યાધી,
ખરેખરી ઔષધી જેમ ખાધી, ૯૪.

શિકારિયો જાય શિકાર માટે,
ધોબી ધુએછે જઇ વસ્ત્ર ઘાટે;
સ્વતંત્રતા પૂર્ણ મળી પ્રજાને,
જેને ગમે તેમ કરે ક્રિયાને. ૯૫.

સ્ત્રીઓ નવાણે જઇ ઘેર આવે,
પાત્ર પ્રમાણે ભરી નીર લાવે;
તે જેમ શાસ્ત્રો સુણવા જઈને,
આવે યથા બુદ્ધિ ગુણો લઇને. ૯૬.

અફીણિયા સૂર્ય ઉગે ઉંઘેછે,
તેમાંજ મોટું સુખ તે ગણેછે;
ઉજાણિમાં ભોજનકાળ જેમ,
રમે જઈ બાળક દૂર તેમ. ૯૭.

વિચિત્ર વાજાં બહુપેર વાગે,
અફીણિયા ઊંઘ તજી ન જાગે;
જાણે સુતાછે ઘટકર્ણ જેવા,
તેને જગાડે કરી શબ્દ એવા. ૯૮.

શૂરા જનો શસ્ત્ર ધરી ફરેછે,
ધનુઃકળાની કૃતિયો કરેછે;
જાણે રવિ રાય કરે નિરીક્ષા,
આપે શૂરા શૌર્યકળા પરીક્ષા. ૯૯.

પોશાક સાજે તન સ્વચ્છ ધારી,
રાત્રીતણા વેશ સુખ્યા ઉતારી;
જાણે નવા રાયનું રાજ્ય જામ્યું,
સૌ વિશ્વ સારો શિરપાવ પામ્યું. ૧૦૦

જુદા જુદા વેશ જુદીજ વાણી,
જુદી ક્રિયા સૌજનની જણાણી;
જાણે નિશાનો પડદો ઉઠાવ્યો,

1 સૂરજે. 2 વેદી-ચોરી. 3 ઘુવડ.

આ વિશ્વમાં નાટક ખેલ માંડયો. ૧૦૧
નિશા પડે લોક સુવાનું બૂઝે,
સવાર થૈ ત્યાં શુભ કામ સૂઝે;
કુરાજ્યમાં આળસ કાળ યોગ્ય,
સુરાજ્યમા લોક સજે ઉદ્યોગ. ૧૦૨.
લે બાગમાંથી ફળ વીણી માળી,
તે છોડનાં સંકટ દૂર ટાળી;
પ્રજાથી રાજા કર જેમ લે છે,
પ્રજાતણું રક્ષણ તે કરે છે. ૧૦૩.
નિશાળિયા જાય જુઓ નિશાળે,
પોથી તથા પાટી લઈ નિશાળે;
જાણે જનોઈ ધરીને ઉડેલા,
કાશી જવાને બડવા બનેલા. ૧૦૪.
આરોગ્યશાળા ઉઘડી નિશાળો,
દેરે જતો ભાવિક સાથ ભાળ્યો;
તે જેમ ધરમી ધરણીશ થાતાં,
દિસે સ્થપાતાં બહુ ધર્મખાતાં. ૧૦૫.
વાસીદુ વાળી ઘર સ્વચ્છ કીધાં,
તથા વળી વાસણ માંજી લીધાં;
જાણે ભલા ભૂપનું રાજ્ય ભાળી,
દિસે ધરો ઘેર કરી દિવાળી. ૧૦૬.
ઉદ્યોગનાં શસ્ત્ર જનો સજે છે,
જો ઊંઘને આળસ તે તજે છે;
ઉદ્યોગી દિસે જન ઠામ ઠામે,
તે રાજ્ય તો પૂર્ણ પ્રતાપ પામે. ૧૦૭
ઘોડાં અને ગાડી ઘણી ફરેછે,
શોભા નિહાળી નજરો ઠરેછે;
જાણે રૂડું રાજ્ય થયું હવે છે,
સુખે પ્રજા વૈભવ ભોગવેછે. ૧૦૮.

## નદીનો દેખાવ.

નદીતણાં નીર ધિમે વહેછે,
ગતિ વિષે ગંભિરતા રહે છે;
તે જેમ મોટા જનને નિહાળી,
લજાતિ ચાલે સતી લાજવાળી. ૧૦૯.
નદી કિનારે બગ જૈ રહે છે,
ધ્યાની બનીને મચ્છને ગ્રહે છે;
જાણે મળી ધર્મ ધર્યાની છૂટી,
ફાવ્યું ઠગોને ઠગી ખાય ફૂટી. ૧૧૦.
નદી વિષે લોક અનેક જૈને,
ભણી સ્તુતી ન્હાય નિમગ્ન થૈને;
જાણે સમાચાર સમુદ્રજીને,
કહાવવા કાંઈ કહે નદીને. ૧૧૧.
પેખી પ્રભાનાથ પ્રભાત કાળે,
નાહી સ્ત્રિયો ચંદ્ર કરે કપાળે;
જાણે શશી ભીત ભયે થયો છે,
નાશી સ્ત્રિયોને શરણે ગયો છે. ૧૧૨.
પૂજા કરે કોઈ નદીની કોડે,
લલાટમાં અક્ષત વિપ્ર ચોડે;
જાણે શશીને તન પીડ આવી,
માટે દયા લાવી દવા લગાવી. ૧૧૩.
કામિનીઓને શિર કેશ કાળા,
ઢાંકી ધર્યા તોય દિસે રૂપાળા;
સુખો નિશાનો દૃઢ અંધકાર,
જાણે છુપાવ્યો કરવા ઉગાર. ૧૧૪.
શૃંગાર શ્રીમંત સ્ત્રિયો ધરે છે,
જેમાં હીરા કાંતિ અતિ કરે છે;
જાણે હતા જે શશિ સૈન્ય તારા,
રહ્યા સ્ત્રિયોને શરણે બિચારા. ૧૧૫.

## ધર્મ ક્રિયા.

કરે જનો સૌ નિજ ધર્મ ધ્યાન,
કોઈ શુણે છે નિજ શાસ્ત્રજ્ઞાન;
જાણે દિધી છૂટ નૃપે દયાળે,
નિર્ભેપણે સૌ નિજ ધર્મ પાળે. ૧૧૬.
સંધ્યાતણા બ્રાહ્મણ શબ્દ ભાખે,
ભાનું ભણી અક્ષત પુષ્પ નાંખે;
જાણે સુરાજાપર પ્રેમ આવે,
આશીષ આપી વિધિએ વધાવે. ૧૧૭.
દ્વિજો કરે પાવક કુંડ હોમ,
ચઢયો વધીને બહુ ધૂમ્ર વ્યોમ;
રિઝાવવા ભૂપતિ ભાનુ જેવો,
જાણે રચ્યો આતસખેલ એવો. ૧૧૮.

પામી રૂડો ભાસ્કરનો પ્રતાપ,
ધર્મી કરે ધર્મ અધર્મી પાપ;
સુકાર્ય માટે પ્રભુ બુદ્ધિ દેછે,
સ્વેચ્છા પ્રમાણે જન વાવરેછે. ૧૧૯.

## તડકા વિશે.

પડે દિને તો વધી જાય છાંયો,
ચડે દિને તે ઘટતો જણાયો;
વધે કુબુદ્ધિ પડતી દશામાં,
ઘટે કુબુદ્ધિ ચડતી કળામાં. ૧૨૦.

જો સૂર્યની સ્થિતિ તપાસવાને,
જોશી ભરેછે નિજ છાંયડાને;
સામાની શક્તિતણું માપ લેવા,
પોતાની માપે જન સુજ્ઞ તેવા. ૧૨૧.

જે હીમથી બઈ વિશેષ જામ્યો,
તે પીગળીને જળરૂપ પામ્યો;
કુસંગથી થાય રૂદે કઠોર,
તે પીગળે જેમ સુબોધ જોર. ૧૨૨.

ભાનું પ્રભા જેમ વિશેષ જામે,
પારો ઘણી ઉન્નતિ એમ પામે;
સુરાજ્યની જેમ કળા વધે છે,
ઊંચે દરજ્જે સુજનો ચડેછે. ૧૨૩.

પ્રતાપ જ્યાં ભાનુતણો પડે છે,
જે નીર છે શીતળ તે તપે છે;
તે જેમ કોઇ જુલમી જણાય,
શીળો સ્વભાવી પણ તપ્ત થાય. ૧૨૪.

ચુસે રવિ નીર નિજ પ્રતાપે,
વર્ષાસમે પુશ્કળ એજ આપે;
તે જેમ રાજા કર રોજ લે છે,
પ્રસંગ આવે ધન યોગ્ય દે છે. ૧૨૫.

જો આગચશ્મે રવિ કીર્ણ જાય,
તો આગ તેથી પ્રગટી જણાય;
પેખી ઘણો સજ્જનનો પ્રતાપ,
દૂષી તપે છે દીલ જેમ આપ. ૧૨૬.

રવિતણું તેજ પડે અલેખે,
ચશ્માં વિના વૃદ્ધ જનો ન દેખે;
તે જેમ લોકો નજરે નિહાળે,
ભૂપાળનો મંત્રિવડેજ ભાળે. ૧૨૭.

જો સૂર્ય આડો નિશિનાથ થાય,
કેવો રવિ તે તકમાં જણાય;
જાણે રૂપા ત્રાંસળી સોની લાવ્યો,
ગલેફ કાળો કરીને ચડાવ્યો. ૧૨૮.

જો સૂર્ય મધ્યે ગ્રહ શુક્ર આવે,
તો દૂર્બિને રીત જુદી જણાવે;
નરેટી ચાંદીતણી એક એ છે,
તેમાં વળી આ ભમરો ભમે છે. ૧૨૯.

ઢંકાય જ્યારે રવિ વાદળાંથી,
ત્યારે દિસે રીત જુદીજ ત્યાંથી;
ખેલાડી શું રંગ ભૂમિ અડ્યો છે,
પછીથી જાણે પડદો પડ્યો છે. ૧૩૦.

ફૂલ્યાં બહુ ફૂલ બપોરિયાનાં,
રાતાં રૂડાં સૂર્યતણા સમાનાં;
પ્રવાળનાં પૂષ્પ નવાં બનાવી,
કારીગરે કોઈ કળા બતાવી. ૧૩૧.

નાણાવટી નાણું ઘણું વટાવે,
જ્યાં જોઇએ ત્યાં ધન દૃષ્ટિ આવે;
કુરાજ્યમાં ગુપ્ત અવેજ કીધો,
તેનો સુરાજ્યે વધુ લાવ લીધો. ૧૩૨.

## સમાપ્તિ વિશે.

દિનેશનું લાયક રાજ્ય લાગે,
માટે પ્રભૂ આગળ લોક માગે;
અહો પ્રભૂ હર્ષ પુરો પમાડો,
રહો બધાનો ચડતો દહાડો. ૧૩૩.

દા'ડો ચડો આશિષ એમ દેછે,
રાત્રી થવાનું ન કદી કહેછે;
સુરાજ્યને સર્વ જનો ચહાય,
કુરાજ્યનું નામ લીધે દુખાય. ૧૩૪.

જે રાજ્યમાં જ્ઞાન વિશેષ વાધ્યું,
જે રાજ્યમાં ઉત્તમ કાજ સાધ્યું;
ઓ વિશ્વ કર્તા વરદાન દેજો,
આવું રૂડું રાજ્ય સદા રહેજો. ૧૩૫.

રાજા પ્રજા સર્વ સુખી રહેજો,

લાખો તણો લાભ અલભ્ય લેજો;
કરે પ્રભુ વાંછિત પૂર્ણ કામ,
આશીષ દેછે દલપત્તરામ. ૧૩૬.

---

## સાયંકાળનું વર્ણન.

### નમતો સૂરજ.

#### ઉપજાતિ વૃત્ત.

સુણો હવે સજ્જન રૂડી રીતે,
પ્રદોશનું વર્ણન પૂર્ણ પ્રીતે;
ઉગે ચઢે ને રવિ અસ્ત થાય,
એવી સ્થિતિ આજગની જણાય. ૧.
ઊંચી દશા દેખી છકી ન જાવું,
નીચી દશા દેખી નહીં મુઝાવું;
આ વિશ્વ છે ચિત્ર વિચિત્ર એવું,
રાખે પ્રભુ તેમ ખુશી રહેવું. ૨.
આદીત્ય અસ્તા[1]ચળ દીશ ચાલ્યો,
પ્રતાપ તેનો પડતો નિહાળ્યો;
નરેશ પોતે તજી દેશ નાસે,
તો જેમ તેનું તુચ્છ તેજ ભાસે. ૩.
પાંચે ટકોરા ઘડીયાળ દે છે,
જાણે જનોને સમસ્યા કહેછે;
સારૂં કમાવા ધરી સારી કાયા,
પંઓ તપાસો શુભ શું કમાયા. ૪.
ઉદ્યોગી તો સૂર્ય જવા નઇચ્છે,
જે આળસુ તે ઉલટું જ પ્રીછે;
સુરાજ્ય જાતાં સજનો ન રાજી,
રાજી દિસે જેમ પ્રપંચી પાજી. ૫.
પ્રભાકરે તિવ્રપણું તજ્યું છે,
સમે ભલું શાંતપણું સજ્યું છે,
તે જેમ જ્યાં જોબન જોર જાય,
વદ્ધત્વમાં શાંતપણું સજાય. ૬.
ફરે હરેછે સુખ પામી પ્રાણી,
મટ્યો રવિનો બહુ તાપ જાણી;
તે જેમ રાજા શુભ દૃષ્ટિ ધારે,
સુખે કરે ઉદ્યમ સર્વ ત્યારે. ૭.
ધીમે ધીમે જે વધનાર છાંયો,
ઉતાવળો તે વધતો જણાયો;
તે જેમ જેને શિર વ્યાજ છોટું,
પછી વધીને ઝટ થાય મોટું. ૮.
પાણી પિવાને ઘણુ ઢોરઢેરાં,
નદી તળાવે વિચરે ઘણેરાં;
ઉદાર શ્રીમંતનું સદ્મ ધારી,
જયે જયે જેમ જતાં ભિખારી. ૯.
જ્યાં તે સમે પર્વત શીશ પેખું,
સોનેરી રંગે રવિ તેજ દેખું;
જાણે વડા દેવળ શીશવાળું
સોનાનું ઇંડું ચળકે રૂપાળું. ૧૦.
સિપાઇઓ વ્યુહ કળા કરેછે,
મેદાનમાં સૌ મળીને ઠરેછે;
જાણે થવાને રવિના સહાઇ,
શસ્ત્રો સજીને મળિયા સિપાઇ. ૧૧.
શાણા કરે શ્રાવક લોક વાળુ,
દેખાય છે જે દિલના દયાળુ;
તે જેમ રાજા શિર શત્રુ વાધે,
સ્વાર્થિ પ્રધાનો નિજ અર્થ સાધે. ૧૨.
નિશાળિયા જાય નિશાળ છોડી,
ભણે ભણાવે નહીં જીવ જોડી;
જવાથી ઉત્તેજન આપનારો,
વિદ્યાતણો જેમ નહીં વધારો. ૧૩.

#### વનનો દેખાવ.

ગાયો ચરી ગામ ભણી વળેછે,
જુદી પડેલી સમુહે મળેછે;
ઘણી નદીઓ મળી એક રાહ,
જાણે થયો જાન્હવિનો પ્રવાહ. ૧૪.
ગોવાળ ગાયો ઘણ ઘેરી લાવ્યો,
ભાળી ભલો સૌ જન ચિત્ત ભાવ્યો;
ભગીરથે જેમ ધરી ઉમંગ,
કૈલાસથી આણી પવિત્ર ગંગ. ૧૫.
ગાયોતણા વેગથી ખૂબ ખેહ,
ઊંચી ચઢી ઉડી જણાય જેહ;

[1] સૂર્ય આથમતો દેખાય તે ક્ષિતિજનો ભાગ.

ઉચ્ચારવા દુઃખ વિચાર લાવી,
જાણે ધરીત્રિ સ્વર્ગે સિધાવી. ૧૬.
ગોવાળીયા વાંસળીયો બજાવે,
શુણી ભલા સૌ જન ચિત્ત ભાવે;
જાણે ચડયો છે ઘન એમ જાણી,
વદે મધુરે સ્વર મોર વાણી. ૧૭.
ઊંચે સ્વરે ગોપ દુહા ઉચારે,
પરસ્પરે વાદ કરી પ્રચારે;
તે જેમ મલ્લો લડતા અખાડે,
પ્રચારતા બે બહુ બૂમ પાડે. ૧૮.
અજાતણાં વૃંદ દીઠાં પછી બે,
બધાં ઉચારે મુખ શબ્દ બેબે;
જાણે થશે ભાવિક તે ભણેછે,
અંતે જિવોની ગતિ કામ બેછે. ૧૯.
ગોવાળીએ ડાંગ ખભે ધરી છે,
એ ઉપમા તો કવિ કોઇ પ્રીછે;
જાણે કપિએ પુછ ઊંચુ કીધું,
કુદી જવાને દિલ કાંઈ દીધું. ૨૦.
ગાયો કરેછે પૂરમાં પ્રવેશ,
છુટી પડી વેગ કરી વિશેષ;
સહસ્ર ધારે થૈ જેમ ગંગ,
કરે જઈ સાગરનો પ્રસંગ. ૨૧.
ખેડુ જનો ખેતરથી વળેછે,
ત્યાં આખલા આગળ ઉચ્છળેછે;
તે જેમ સૌનાં સુખ દુઃખ ટાંણે,
ઉન્મત્તતો ચિત્ત કશું ન આંણે. ૨૨.
ખરા ચઢાવી પગ ચાલનારા,
ભલા ધર્યા છે શિર ઘાસ ભારા;
કેવા દિસે સંચરતા સઉ તે,
જાણે ધર્યા પર્વત રામદૂતે. ૨૩.
દંતાળી ખાંધે ધરી એકુ કોઈ,
કવિ કરે તર્ક વિતર્ક જોઈ;
ધરા રૂપી સ્ત્રીતણી કાંશકીછે,
જાણે કૃષીકારકને જડીછે. ૨૪.
કોઈ કને દાતરડું દિસે છે,
વાંકું વળેલું વળી શ્યામ તે છે;
જાણે ગરૂડે ગ્રહ્યો વ્યાળબાળ,
ગ્રહીજ રાખ્યું ગણી પુણ્ય કાળ. ૨૫.

## આથમતો સુર્ય.

જુઓ જુઓ આ રવિ દિવ્ય કાય,
ભૂમી ભણી તે નમતો જણાય;
જાણે ચઢેલો અમરાપુરીમાં,
પતંગ દિસે પડતો મહીમાં. ૨૬.
અરે જુઓ વિશ્વ અનુભવીને,
પૂજે જનો સૌ ઉગતા રવિને;
આવી પડે અસ્ત થવાનું જ્યારે,
કોઇ ન છાંટે લઈ કંકુ ત્યારે. ૨૭.
દિનેશ ડૂબ્યો પ્રતિબિંબ દિસે,
આશ્ચર્ય જોતાં ઉપજે અતીશે;
જાણે રિપૂને છળવા વિચાર્યું,
ભાનું ભુપે કર્તિમ રૂપ ધાર્યું. ૨૮.
પછી થયું તે પ્રતિબિંબ અસ્ત,
જાણે રવિ સૈન્ય થયું સમસ્ત;
તથાપિ તેનાં કિરણો પ્રકાસે,
પ્રતાપીનો જેમ પ્રતાપ ભાસે. ૨૯.
ઉદે થઇને રવિ અસ્ત થાય,
આયુશ આ વિશ્વતણું હરાય;
એ જેમ ભૂપાળનું રાજ્ય ભાગે,
પ્રજાજનોને નુકશાન લાગે. ૩૦.
આદિત્યને આભ જણાય રાતો,
જોતાં દિસે જ્યાં રવિ અસ્ત થાતો;
સંગ્રામ ભૂમી રૂધિરેથી રાતી,
તે હોય શું રાજ્ય જતાં જણાતી. ૩૧.
અસ્તાચળે રંગ જણાય રાતો,
એનું હશે કારણ એક કાંતો;
સાંધો નિશાવાસરનો કરાવા,
તાપે ધરેલી થીગડી તપાવા. ૩૨.
રવિકને વૃશ્ચિક રાશિ આવી[1],
તથાપિ તે મસ્તક લે હરાવી;
જનોક્તિને કોણ જુઠી ઠરાવે,
અનેક દુઃખો દુખ મધ્ય આવે. ૩૩.
ઉદ્યોગીઓ ઉદ્યમ છોડી દીધા,

1 કાર્તિક મહિનામાં.

પ્રવાસિયોયે પણ વાસ કીધા;
જો યંત્રનું ઈંજિન શાંત થાય,
તો જેમ ચક્રો સ્થિર થંભિ જાય. ૩૪.
ન્યાયાધિશે ન્યાય સભા ઉઠાવી,
કરે ન કોઇ ફરિયાદ આવી;
તે જેમ લોકો લઢીને મરાય,
કુરાજ્યમાં કોઈ કરે ન ન્યાય. ૩૫.
આવી ઉડીને મળી પંખી ટોળે,
ઝાડે બિરાજી બહુ શબ્દ બોલે;
જાણે મળી ફોજ ઉપાય ધારે,
વિચાર સૌ અંતરના ઉચારે. ૩૬.
સંધ્યાતણાં વંદન વિપ્ર ભાખે,
આકાશમાં અંજળિ નીર નાંખે;
જાણે પિતા સદ્ગતિ સંચરેછે,
દાધાંજળીયો પ્રિય પુત્ર દેછે. ૩૭.
પઢે નિમાજે જન જે નિમાજી,
કહી બતાવે રૂઢિ જેમ કાજી;
રવિ હશે ક્યાં ઉર એમ ભાસે,
ઊંચા નિચા થૈ સ્થળ તે તપાસે. ૩૮.

## સમુદ્ર કાંઠો.

સિંધૂ કરેછે બહુ ઘૂઘવાટ,
તરંગ આવી અથડાય ઘાટ;
જાણેજવાને રણશૂર ત્રાડે,
પૃથ્વી વિષે હાથ પુરા પછાડે. ૩૯.
ઘણાં ફરે ત્યાં તટ ગાડી ઘોડાં,
શોખી જનોનાં વિચરે સજોડાં;
જાણે જવા મંડપ માર્ગ ઝાલ્યો,
વિવા વિષે સાજન સાથ ચાલ્યો. ૪૦.
સાહેબનાં બાળક જે કનિષ્ટ,
તે તેડી દાસી વિચરે વરીષ્ટ;
તે જેમ કરવા કણબીની નારી,
વરાવવા જાય શીશુ શૃંગારી. ૪૧
સાહેબને મહૂમ સિંધુતીર,
ફરે ઘણાકો ઉમદા અમીર;
જાણે ઘણી ભૂમિ પવિત્ર એવી,
સ્વર્ગેથી આવ્યાં બહુ દેવ દેવી. ૪૨.

## અંધારૂં.

રવિતણું તેજ છતે છુપાયું,
અંધારૂં પૃથ્વી પડમાં છવાયું;
તે જેમ જ્યારે શુભ રાજ્ય જાય;
અંધેર જ્યાં ત્યાં નજરે જણાય. ૪૩.
રવિ રહ્યો નાટક ખેલી છાનો,
હવે દિસેછે શશિ આવવાનો;
આ અંધકાર પ્રસરી અડયો છે,
શું રંગભૂમિ પડદો પડયો છે. ૪૪.
કેવું દિસેછે વળી તે અંધારૂં,
ચોફેર જોઈ ચિતમાં વિચારૂં;
વહી જતાં રાજ્ય દિનેશવાળું,
ધર્યું ધરાએ પટકૂળ કાળું. ૪૫.
નાના વડા પર્વત જે જણાતા,
હવે નથી તે નજરેજ થાતા;
તે જેમ જ્યારે પરરાજ્ય ફાવે,
ઉદાર કોઈ નજરે ન આવે. ૪૬.
જોગી જનો પર્વતમાં વસેછે,
તેઓતણી તાપણીયો દિસેછે;
જાણે નથી મેઘ તથાપિ આજે,
આકાશ મધ્યે વિજળી બિરાજે. ૪૭.

## શાર્દૂલ વિક્રીડિતવૃત્ત.

સંધ્યાકાળ સમે રમૂજ સરખો, શું વર્ણવું વાણિયે;
ખાસો ખૂબ ખગોળ ગોળ અરિસા, જેવો જુઓ જાણિયે;
રાતો રંગ સળંગ કોર ઉપરે, શું હીંગળો એ હશે;
છાયા છે વિક્ટોરિયા વદનની, કે ચંદ્ર વચ્ચે વસે. ૪૮.

## ઉપજાતિ વૃત.

ઉદ્યોત ખદ્યોત તણા જણાય,
ઘણા સ્થળોમાં ચળકાટ થાય;
તે જેમ જ્યાં કોઇ ન પૂછનાર,
ત્યાં નામધારી કવિ હાર હાર. ૪૯.
શિયાળિયાં સીમ વિષે ફરેછે,
ઉચાર ઉંચે સ્વર ઉચ્ચરે છે;
જાણે નવો જે નૃપ આવનારો,
બોલે સમીપે બહુ ચોપદારો. ૫૦.
જો ચેટ કેરા ખાટ ઘોષ થાય,

જાણે જનોને શિખવે ઉપાય;
કહે જવા ઘો નહીં કાણે કોક,
કરો કરો રે ખટ કર્મ લોક. ૫૧.

## દોહરા.

પરમેશ્વરની પ્રાર્થના, દીન જનોને દાન;
પસ્તાવો કર પાપનો, ગુરૂ જનથી લે જ્ઞાન. ૫૨.
સદા ચરણ આચર સદા, મનમાં સમજી મર્મ;
પરમેશ્વરપર પ્રેમ કર, તે કહિયે ખટ કર્મ. ૫૩.

## ઉપજાતિવૃત્ત.

અંધેર જ્યાં ત્યાં અતિશે છવાયું,
તે આંખ અંતર્પટથી સવાયું;
જનો જઇ સૌ ઘરમાંહીં બેઠા,
કારાગૃહે જેમ પુરાઈ પેઠા. ૫૪.
જેમાં ધરેલાં ધન ધાન્ય લાવી,
તે પેટી કોઠી નજરે ન આવી;
સંતાઇને શું ઘર મધ્ય પેઠાં,
દેવાળિયાં તે બની જેમ બેઠાં. ૫૫.

## દિવા સમય.

ઓગે દિવાની દિવટો કરેછે,
હાથેળિયો બે વચમાં ધરેછે;
જાણે દિવાનાથ દુરે વસેછે,
ઘણે દુઃખે હાથ સતી ઘસેછે. ૫૬.
ગુણીજનો દીપક રાગ ગાય,
દિવા થયેલા દિલમાં જણાય;
જાણે ઘણા ઘંટરવાળ[1] નાદે,
આવ્યા મૃગો[2] માધુર સબ્દસ્વાદે. ૫૭.
જનો ધરો ઘેર દિવા ઉજાળે,
અંધાર તેના ઘરનુંજ ટાળે;
રાજા જતાં જેમ પુરી નિવાસી,
સૌ પોત પોતાનું રહે તપાસી. ૫૮.
હિંચે જુઓ આ શુભ કાચ હાંડી,
તેમાં દિસે દિપક જ્યોત માંડી;
જાણે વસ્યો ગર્ભ પુરો પ્રતાપી,
રહ્યું જનેતા તન તેજ વ્યાપી. ૫૯.
જ્યાં આયના ગોઠવિયા અતીશે,
ત્યાં એકના દિપ અનેક દિસે;
ત્રિલોકનો નાયક એકરામ,
ઠરી રહ્યો જેમ અનેક ઠામ. ૬૦.

## વસંતતિલકા વૃત્ત.

આ કાચની અચળ દીપક યુક્ત હાંડી,
છે ભાગ્યશાળી જન મંદિર મધ્ય માંડી;
કે હિંચકે અધર કૌશલ્યનાથનારી,
તેજસ્વી ગર્ભ તનમાં શિર છત્ર ધારી. ૬૧.

## ઉપજાતિ વૃત્ત.

સાંજે ઘરો ઘેર ધરાય ધુપ,
સુગંધ એથી ઉપજે અનુપ;
જાણે જતાં ન્યાયિક ધર્મિ ભૂપ,
સુવાસના તો રહી કીર્તિરૂપ. ૬૨
વાડા વિષે જો બકરાં પુરાયાં,
બાંધ્યા વિના બંધનમાં રખાયાં;
ગરીબને જેમ ગુના વિનાનું,
કુરાજ્યમાં કેદ વિશે જવાનું. ૬૩.
આકાશ દિવો જન જે ધરેછે,
જોવા જનો મારગમાં ઠરે છે;
તારા નિહાળી હરખે નરેશ,
નવાઈથી લોક ખુશી વિશેષ. ૬૪.
ગાયો ગજો બંધન બાંધી દીધાં,
દોહીવળી દૂધ વિશેષ લીધાં;
જાણે રવિની બહુ કિંકરીને,
લુંટી લીધી બંધનમાં ધરીને. ૬૫.
ગોવાલણી ગાય જુઓ દુએછે,
દોણી ભરી ઉજ્વળ દૂધ લેછે;
તે જેમ જ્ઞાનીજન ગ્રંથમાંથી,
સારાંશ લે યોગ્ય જણાય ત્યાંથી. ૬૬.
નદી તળાવે પણ નીર માટે,
જતા ન દિસે જન કોઈ ઘાટે;
જાણે ઉઠ્યો સર્વ ઘરમાંથી,
કુરાજ્યમાં કોઈ ઉદાર ક્યાંથી. ૬૭.
ધુએ નહીં કોઇ કરે ન સ્નાન,
ખેતી કરીને પરવે ન ધાન;
ઉદ્યોગથી સૌ અળગા રહ્યાછે,
શું દુખિયા લોક સહુ થયાછે. ૬૮.
એવા નઠારા જન તેનું રેવા,

[1] ઘંટરવાળ એટલે શિકારીનું વાજું.
[2] મૃગો–દિવા રૂપી હરણો.

કોને કહે કોઇ સૂણે ન વેણ;
જોયું નહીં હોય કુરાજ્ય જેણે,
તો જોઈ લેવો નિશિકાળ તેણે. ૬૯.

દેવાલયે દિપકમાળ દીપે,
શોભા બની દેવ છબી સમીપે;
જાણે બીજા દેહ નવા ધરાવ્યા,
તારા ઘણા દર્શન કાજ આવ્યા. ૭૦.

રાહૂ શશિની કરનાર હાની,
ડર્યા દિસે સૌ સુર એમ માની;
આવી મહીમાં સુર લોક શાળા,
કે આ રચીછે રૂડી દીપ માળા. ૭૧.

## ધર્મ ક્રિયા.

જ્યાં દેવનાં દેવળ ઘંટ વાજે,
તથા નગારાં ઘડિયાળ ગાજે;
ચેતાવવો લોક સમે પ્રસંગી,
જાંણે બજાવ્યાં બહુ વાદ્ય જંગી. ૭૨.

જનો પ્રભુપ્રાર્થન જે કરેછે,
ઊંચે સ્વરે આરતી ઉચ્ચરેછે;
જાણે મહા સંકટકાળ જાણી,
વદે મુખે ઇશ્વર ભક્તિ વાણી. ૭૩.

સૌ આપનાં શાસ્ત્ર કહ્યા પ્રમાણે,
કરે ક્રિયા ધર્મની એજ ટાણે;
જાણે ઉડેલો બળવો સમાવા,
પ્રજા મચીછે પ્રભુને રિઝાવા. ૭૪.

હોમે જુઓ આહુતિ અગ્નિહોત્રી,
ગણાયછે જે રૂષિ આઠ ગોત્રી
જાણે રવિનું ફરી રાજ્ય વાધે,
એવા વિચારે અભિચાર સાધે. ૭૫.

જૈની મળ્યા શેઠ સમાગ સારૂં,
અપાશરામાં કરીને અંધારૂં;
જાણે લુટારાતણું જાણી જોર,
સંતાઇ પેઠા કરી અંધ ઘોર. ૭૬.

ગંગાતણું પુજન ભક્તિ થાય,
ગુલાલને ફુલ ઘણા ધરાય;
સેંથો પૂરીને શિર ફૂલ ઘાલી,
જાણે સતી સાગર સામી ચાલી. ૭૭.

વહે પ્રવાહે શુભ દીપમાળા,
દિવા દિસેછે અતિશે રૂપાળા;
જાણે થઈ સજ્જ સમુદ્ર નારી,
ઉરે મણી માણક માળ ધારી. ૭૮.

પ્રદોશ પૂજા કરી પૂજ્ય વારે,
પુષ્પાંજળી પાઠ દ્વિજો ઉચારે:
જાણે પ્રજાની કરીને અપીલો,
લડે વડી કોરટમાં વકીલો. ૭૯.

## તારા મંડળ.

આકાશ ઉગ્યા અગણીત તારા,
થોડા ઘણા કોઈ પ્રકાશનારા;
ભૂપાળ મોટાતણું રાજ્ય ભાગે,
અનેક ન્હાના નૃપ જેમ જાગે. ૮૦.

જો દૂર દૃષ્ટિ કરીને નિહાળુ,
ગ્રહો વિશે ભાનુપ્રકાશ ભાળું;
તે જેમ રાજા બધું ખોઈ નાંખે,
થોડાં ઘણાં ગામ સ્વહસ્ત રાખે. ૮૧.

જુવો વળી મંગળ રંગ રાતે,
જણાય અંગાર સમાન જાતે;
જાણે શશી સૈન્ય વિશે ખપ્યોછે,
તેથી ઘણો ક્રોધ કરી તપ્યોછે. ૮૧.

શની બિચારો ગતિ મંદ ચાલે,
ડરી ડરી મારગ દૂર ઝાલે;
દુર્બિનથી તેની છબી જણાય,
કિલ્લો રચી જેમ રહેલ રાય. ૮૩.

તારા દિસે છે છબીવત છૂટા,
સાડી વિષે શોભિત જેમ બૂટા;
રાશીતણાં મંડળ ત્યાં બિરાજે,
સાડી વિષે શું ભલીભાત છાજે. ૮૪.

આ ઉત્તરે છે ધ્રુવ એક તારો,
તે તો તજી સ્થાન નહિ જનારો;
બને નિશા વાસર શુદ્ધ ખાસો,
જાણે રહી સ્થીર જુએ તમાસો. ૮૫.

આકાશ ગંગા નભમાં જણાય,
યથાર્થ તે વર્ણવી કેમ જાય:

ભાગીરથી ભૂતળમાં વહેછે,
જાણે અહીંનું પ્રતિબિંબ એ છે. ૮૬.
સરોવરોમાં પ્રતિબિંબ તારા,
જોતાં સુશોભીત જણાય સારા:
મોતી ગણીને સુખ સંધ્ય લેવા,
જતાં જુઓ હંસ ઠગાય કેવા. ૮૭.
આકાશનો ભાસ જગે જણાયો,
શોભી રહ્યો તે નભથી સવાયો;
ખગોળ વિચારથિએ વિચાર્યો,
ખગોળનો શું નકશો ઊતાર્યો. ૮૮.

## મનહર છંદ.

તારા અશ્વિનીના[1] ત્રેણ, ત્રેણ તારા ભરણીના,[2]
કૃત્તિકાના[3] છ છે પાંચ રોહીણી[4] વખાણીએ;
ત્રેણ મૃગશીરતણા[5] આરદ્રાનો[6] એક એવો,
પુનર્વસુ[7] ચાર. ત્રેણ પુષ્યના[8] પ્રમાણીએ:
અસ્લેશાના[9] પાંચ પૂરા, માનીએ મઘાના[10] પાંચ,
પૂરવાના[11] જોડ જોડ ઉત્તરના[12] જાણીયે:
પંઝાના[13] તો પાંચ ચિત્ર[14] સ્વાતીતણો[15] એક એક,
ચાર વિશાખાને[16] અનુરાધા[17] ઉરઆણીએ. ૮૯.
તારા તો જેષ્ઠાના[18] ત્રેણ, મૂળના[19] અગ્યાર સાર,
પૂરવા[20] ઉત્તરાશાઢા[21] બન્ને પૂરા પેખિયે;
અભિજીત[22] તારા ત્રેણ ત્રેણ તારા શ્રવણના,[23]
ધનિષ્ઠાના[24] ચાર શતભિષાના[25] સો દેખીયે;
પૂરવા[26] ઉત્તરા ભાદ્રપદના[27] પલંગ જેવા,
બન્ને મળી ચાર પાયા જેવા જાણી લેખિયે:
રેવતી[28] બત્રીસ એવી રીતે અઠાવીસ જોઇ,
જતાં થોડે રાત દૂર અંતરમાં દેખીયે. ૯૦.
તુરંગનું[1] તુંડ, ને ભીંડાનું[2] છે સનગો[3] સારો,
ગાડી[4] મૃગમસ્તક[5] મણી[6] તણે પ્રકાર છે;
ગૃહાકાર[7] બાણાકાર[8] ચક્ર[9] ને મંદિરાકાર,[10]
પલંગના[11] પાયાસાર[12] બે મળીને ચાર છે;
પંઝો[13] મોતી[14] ને પ્રવાળ[15] તોરણ[16] બળદ[17] તેવો,
કુંડળ[18] કેસરીપુછ[19] મંચક[20] આકાર છે;
કરીદંત[21] ત્રીકોણ[22] ત્રીપદ[23] તથા ઢોલકી[24] છે;
ચાળણી[25] ચોપાયા[26] જોડે,[27] મૃદંગ[28] સુમારછે. ૯૧.
કૃત્તિકા રોહિણી અને પુષ્ય અશ્લેષાને ચિત્રા,
શ્રવણાદિ ત્રણ રેવતી તે મધ્યચારી છે;
અશ્વિનિ ભરણી મઘા ફાલ્ગુનિ બે સ્વાતી તથા,
વિશાખા બે ભાદ્રપદ ઉત્તરે ઉતારી છે;
મૃગશીર આરદ્રાને પુનર્વસુ હસ્ત અનુ—
રાધાજેષ્ટ મૂળાષાઢ દક્ષિણમાં ધારી છે;
નવ મધ્યચારી છે ને નવ છે ઉત્તરચારી;
દક્ષિણ ચારીછે નવ સૌની શોભા સારી છે. ૯૨.

## ચંદ્રોદય.

### ઉપજાતિ વૃત્ત.

ઉગ્યો શશિ પૂરવ દીશ એવો,
આકાર આદિત્ય જણાય જેવો;
જાણે મહારાયનું રૂપ ધારી,
આવ્યો પ્રજાને ઠગવા રબારી. ૯૩.
પાતાળમાં પંનગરાય રાજે,
તેણે સજાવી રવિરાય કાજે;
વાણીની વેળા નજરે નિહાળી,
આ મોકલી એક સુવર્ણ થાળી. ૯૪.
શશાંકનું સુંદર બિંબ જોઇ,
કહે વિચારી કવિ એક કોઇ
પાતાળમાં શું નરવો નચાવ્યો,
તેણેજ આ થાળ ઊંચો ઉડાવ્યો. ૯૫.
શશાંકનું બિંબ ઊંચું ચડેછે,
દેખાવ કેવો નજરે પડેછે:
જાણે નિરાધાર જતું નિહાળ્યું,
આકાશમાં એક અપૂર્વ ચાલ્યું. ૯૬.
શશાંકનું તેજ બધે છવાયું,
જાણે હવે રાજ્ય નવું સ્થપાયું;
તારા નિહાળે ન જણાય ઝીણા,
જાણે [illegible] ૯૭.

આકાશ સંપૂર્ણ સુધાં[1] શુશોભે,
જોતાં જનોનાં બહુ ચિત્ત લોભે;
જાણે નિશા સુંદરી એક એછે,
તેજસ્વી તેનું મુખ સ્વચ્છ તેછે. ૯૮.
લગાર જે નિત્રપણું ન રાખે,
તો વિશ્વમાં તે નર કોણ ભાખે;
જો ચંદ્રમા તિત્ર નથી લગારે,
તો પ્રદિતો સ્રીમુખ તુલ્ય ધારે. ૯૯.
સુધાંશુ નેં છે કૃતિકા સમીપે,[2]
દેખાતી તેની ભલી દીપ્તિ દીપે;
જાણે હીરાનું શુભ ઝુમખું છે,
કાને નિશા સુંદરિએ ધર્યું છે. ૧૦૦.
સુધાંશુ જો આ વૃષરાશિમાં છે,
તેથી બની અદ્ભુત સુકિત સાંછે;
જાણે શરીરે શણગાર સાજી,
માહેશ્વરી આરૂપલે બિરાજી. ૧૦૧.
રહી સમીપ વળી રોહિણી છે,
ગાડા સરીખી દીસતી ગણીછે;
જાણે ભરી જોખમવાળી ગાડી,
ચંદ્રે ચલાવી કરીને અગાડી. ૧૦૨.
શીતાંશુની શીતળતા છવાઈ,
જ્યાં જોઈએ ત્યાં જગમાં જણાઈ;
જાણે પ્રજાના ગભરાટ કાળે,
જણાવીયું શાંતપણું નૃપાળે. ૧૦૩.
તારા શશીથી અતિ છેક દૂર,
તથાપિ દિસે શશિની હજૂર;
જાણે રવિને જીતવા લડીને,
આવ્યું શશિ સૈન્ય બધું ચઢીને. ૧૦૪.
ક્યાં સૂર્ય ને ક્યાં શશિ તે બિચારો,
તથાપિ જોજો જન સૃષ્ટિ ધારો;
ગરીબનો કાળ બળીષ્ટ આવે,
ગરીબને રાજ્ય પદે ચઢાવે. ૧૦૫.
અરે શશી તુ તજ ગર્વ એવા,
ઘણા દિસે છે શશિ તુંજ જેવા;
ગુરૂકને ચાર શશિ વિખ્યાત,
શનીકને તું શશિ દેખ સાત. ૧૦૬.

બે લાખને આડત્રિશે હજારે,
મૈલે રહે ચંદ્ર મહીથી પારે;
રવિ રહેછે નવકોટી દૂર,
પ્રતાપીને હોય બધું હજુર. ૧૦૭.
વળી વિધૂથી વસુધા ઘણી છે,
એકોનપંચાસ ગુણી ગણી છે;
સ્વામિ થવાને શશિ આશ લાવે,
અજા મુખે કેમ કલિંગ[1] આવે. ૧૦૮.
ઘોડી[2] દિસે છે રથ રોહિણી છે,
બળિષ્ટ જો આ બળદે[3] નહીં છે;
તારા ઘણા પેદળ રૂપ ધારી,
જાણે નિશાનાથ સજી સવારી. ૧૦૯.
આકાશ કે મોટું તળાવ એ છે,
તારા હશે કે જળજાત તે છે;
અને જુઓ જે શશિ આ ઉગ્યો છે,
તેજસ્વી તે કોઇક રાચ્યો છે. ૧૧૦.
શશાંકમાં શામળ ડાઘ જોઈ,
કહે વિચારી કવિરાજ કોઈ;
આદર્શ[4] જેવો શશી સ્વચ્છ એછે,
તેમાં ભુમીનું પ્રતિબિંબ તેછે. ૧૧૧.
બીજો કહેછે નભપત્ર આ છે,
તારા નહીં અક્ષર તે લખ્યા છે;
મહોર છદ્દ પ્રભુની પવિત્ર,
તેમાં મૃગાકાર વિચિત્ર ચિત્ર. ૧૧૨.
ત્રિજો કહે મંથિત સિંધુ જ્યારે,
હતો શશિ સાગર મધ્ય ત્યારે;
જે ઘાવ મથાચળથી થયેલા,
આ ડાઘ તેના શશિમાં રહેલા. ૧૧૩.
ચોથો કહેછે ક્ષયરોગ એને,
વધે ઘટેછે તન રોગ તેને;
તે ટાળવા કાજ ઉપાય કીધા,
આ કોઈ વૈદે ઉર ડામ દીધા. ૧૧૪.
અહો શશિ તો ફરતા દિસેછે,
તારા બિજા તો સ્થીર થૈ હસેછે;

[1] સુધાંશુ—ચંદ્ર [2] કાર્તિક શુદ ૧૫ મે.

[1] કલિંગ—કાળિગડું. [3] ઘોડી—અશ્વિની.
[2] બળદે—વૃષભ રાશી. [4] આદર્શ—દર્પણ.

આકાર એથી ફરતા ધરેછે,
વિચિત્ર[1] દર્શા નળિકા ફરેછે. ૧૧૫.
જે એક આદિત્યથી કામ થાતુ,
શશાંક તારાથી નથી કરાતુ;
કરે વડૂં કામ પ્રતાપી એક,
ન થાય નિર્માલ્ય જને અનેક. ૧૧૬.

### વૈતાળિય છંદ.

શશિ મંગળકે ગુરૂ શની, કદિ પૂજાય ભલે બડા બની;
પણ તે કદિ પામશે નહીં, તૃણ તુલ્યે રવિ તુલ્યના કહીં.
તગતા નભ ક્રોડ તારકા, પૃથવી પીઠ પ્રકાશકારકા;
શશીઓશત પૂર્ણ માસિના, ન ટળેરાત્રિ કદી રવિવિના.

### શાર્દૂલ વિક્રીડિતવૃત્ત.

રેરે ચંદ્ર કદાપિ તું કમળને, કોટી પ્રકારે કરી;
પ્રીતિવંત પુરાં પ્રસન્ન કરવાની ધારણાને ધરી;
જો તું નિત્ય વિશેષ તેજ અરપે, થૈ શાંત સ્નેહીપણે;
જેને તોય અભાવ હોય ઉરમાં,તેતો ગુણોના ગણે.૧૧૯

## સૃષ્ટી દેખાવ.

### ઉપજાતિ વૃત્ત.

ચકોર ને ચિત્ત ઉમંગ વાધ્યો,
કુમુદનીએ પણ સ્વાર્થ સાધ્યો;
નવો થતાં જેમ પતિ પ્રજાનો,
પામે પૂરો હર્ષ નવા પ્રધાનો. ૧૨૦.
શોભા ઘટી કંજ[2] સમૂહ કેરી,
કુમુદની શોભી રહી ઘણેરી;
શ્રીમંતના જેમ ગરીબ થાય,
ગરીબ શ્રીમંત બન્યા જણાય. ૧૨૧.
ઝાડોતણાં પત્ર દિસે ઉદાસી,
જાણે રવિ તેજવિના નિરાશી;
શોખી નરો નાચણિયો નચાવે,
કોઈ રમુજી રમતો રચાવે. ૧૨૨.
કોઈ પિયે મદ્ય ભરાઈ બેળા,
એવું સુજેછે અવિવેક વેળાઃ
કોઈ કથા કિર્તન તો કરેછે,
પ્રભૂતણું ધ્યાન રૂદે ધરેછે. ૧૨૩.
વેળા કવેળા સુખ દુઃખકાળે,
ધર્મીજનો ધર્મ કદી ન ટાળેઃ
પડયું રૂદેમાં પ્રતિબિંબ જેવું,
સમે કર્યું વર્ણન શુદ્ધ તેવું. ૧૨૪.
દયાળુ વિશ્વેશ્વર વિશ્વપાળ,
સુરાજ રાખો અહિં સર્વકાળઃ
સુખી રહો સૌજન કામ ઠામે,
આશીશ દીધી દલપત્તરામે. ૧૨૫.

## ગ્રીષ્મ રૂતુ વર્ણન.*

### તોટક વૃત્ત.

કવિતા કરવા મન કોડ કરૂં,ધરણી ધરનું ઉર ધ્યાન ધરૂં;
કરૂણાકર કોટિ કૃપા કરશે,બરબર મનોર્થ ભલા ભરશે.૧

### રૌદ્ર રસ.—પાત્ર પ્રવેશ.

### દોહરો.

વિશ્વ રંગભૂમી વિષે, લાવ્યો નાટક વેશ;
કહો અરે આ કોણછે, તાપે તપ્યો વિશેષ. ૨.

### મનહર છંદ.

ક્રોધમય કાયા ધરી અરે આ આવેછે કોણ,
જેના જોગ અંગોમાંથી ઉપજતી ઝાળ છે;
ભૂત જેવો ભયંકર કિંકરછે શંકરનો,
કિંવા ભયંકરી લંકા ભુમિનો ભુપાળ છે;
પયોધિના પાણીને ઉછાળતો પવની કેશે,
વેષે જોતાં વપુ જેનું મહા વિકરાળ છે;
સરોવર સરિતાના સલિલને શોષી લેછે,
ક્રોધી મામો કંસ છેકે કિંવા ગ્રીષ્મ કાળછે? ૩.

### વસંત તિલકાવૃત્ત.

દેખો જુઓ કઠણ આ અતિ ગ્રીષ્મ કાળ,

---

૧ લોઢાની એક નળીમાં ઘણા રંગના કાચના કડકા ગોઠવેલા હોયછે તે નળીને જેમ જેમ ફેરવીને જોઇએ, તેમ તેમ તરેહ તરેહ ચિત્ર દેખાય છે તે.
૨ કંજ—કમળ.

* સંસ્કૃતમાં વૈશાખ ને જેઠ ગ્રીષ્મ ઋતુના કહ્યા છે પણ તે પુનમીઆ મહિના જાણવા એટલે જેઠ શુદ ૧૫ મે ગ્રીષ્મનો અંત જાણે. અંગરેજી તા૰ ૧૦ મી એપ્રીલથી ૯ મી જુન સુધી.

જ્યાં ત્યાં પડે જગતમાં અતિ તાપ ઝાળ;
આંબા દરાખ ફળના રસ પીગળાવા,
જાણે ધરા કરી ધરી શઘડી તપાવા. ૪.
અંગીઠિ શ્રીધિ ધરણી રવિ શીર્ણ ઝાળ,
પાણીનો કુંડિ સમ સાગર આ નિહાળ;
વાયુ દિશા રૂપિ રૂડી ધમણે ધમેછે,
સોની પ્રભૂ અખિલનો અઢતો રમેછે. ૫.
પૃથ્વી બની જગત પાવક કુંડ જેવી,
પાસે સમુદ્ર પ્રણિતો[1], જળ પૂર્ણ એવી;
આદિત્ય રીત જજમાન સમાન આણી,
હોમીય દ્રવ્ય સચરાચર સર્વ પ્રાણી. ૬.
પ્રાણી વિનાશન કરે રવિ કેમ આમ,
જાણે પૂરાણિ જન રૂદ્રતણુંજ કામ;
તે વાતનો મરમ જૈતનિપજતણુ જાણે,
માનું બન્યો વૃષભ[2] વાહન આજ ટાંણે. ૭.
જો રોહિણી સમિપ આ રવિ દેવ આવ્યો,
તેણે ચટાવી રવિને અતિશે તપાવ્યો;
જાણે પ્રભાકર ઘણી રીસથી ભર્યો છે,
ક્રોધી શશાંકતણી સુંદરીયે કર્યો છે. ૮.

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

તાતા તાપ થકી તમામ તરૂથી, પક્ષિ બિચારાં પડે;
વૃંદો વાંદરનાં વિપિન વિખરી, જ્યાં ત્યાં પછીજે ચડે;
અંબૂ ઉષ્ણ નદી તળાવ તટમાં, મચ્છો તપ્યાં તરફડે;
ભારે ભીષણ[3] ગ્રીષ્મ કાળ કહિએ, નાનાપ્રકારે નડે. ૯

## વસંતતિલકાવૃત્ત.

ઊંચે જિણો પવન શીતળ તે રહેછે,
જાડો વિશેષ અવની પર તે તપે છે;
તે જેમ ભૂપ નહિ નિર્બળ ને તપાવે,
જોરે કરી સબળ ને વધતો દબાવે. ૧૦.
પૃથ્વી પરે પગ ધર્યે પગ તો દઝાય,
જોડા વિના ન જનથી પગલું ભરાય;
રાખી ક્ષમાધર ક્ષમા અતિશે રહેછે,
તે જેમ કોઇ સમયે બહુધા તપેછે. ૧૧.
જો પૃથ્વિને અતિ પ્રહાર કરો કદાપિ,
રાખે ક્ષમા અધિક ને ન તપે તથાપિ;
તે પૃથ્વિનું સ્વરૂપ ખૂબ તપ્યું જણાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૨.
જે સૂર્ય સર્વ સુખદાયકમાં ખપ્યો છે,
તે વિશ્વ શીશ બમણો અતિશે તપ્યો છે;
ક્રોધીપણું સૂરજના મનમાં ન માયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૩.
જે વાયુ સર્વ સ્થળ શીતળતા કરેછે,
પ્રાણી તણા તનતણા તપને હરેછે;
સંતપ્ત છે અતિ એજ જણાય વાયુ,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૪.
સંતપ્ત પ્રાણિ નદીના જળ મધ્ય જાય,
તેને સલીલ તન શાંત કરે સદાય;
એ નીર આજ નિજ અંગ તપ્યું ગણાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૫.
જે છાપરાં સરસ દાયક હંડિ છાયા,
જેની મનુષ્ય સૌને મન મધ્ય માયા;
તે છાપરૂં પણ અતિ તપતું જણાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૬.
પોતાતણે નિરખિયો જનને પલંગ,
જેને અપાય વિશવાસથી આપ અંગ;
શું કીજિએ અધિક તે પણ જો તપ્યો છે,
જ્યાં જ્યાં વિલોકુ રસ રૌદ્ર બધે ભર્યો છે.
જે પર્વતો અચળ થૈ સઘળું સહેતા,
કોઈ પ્રકારથકી ક્રોધ કદી ન લેતા;
તેઓનું આજ અતિશે તન છે તપાયુ,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૮
ફૂલ્યા ઘણા સરસ પર્વતના પલાશ.[4]
એની જણાય રચના વળી આશ પાશ;

---

૧ યજ્ઞના કુંડ પાસે ઉત્તરમાં એક જળપાત્ર મુકેછે તે પ્રણિતા પાત્ર.

૨ સૂર્ય વૃષભ રાશિએ આવે છે અને રૂદ્ર પણ વૃષભ વાહન છે અને તે ક્રોધીછે. પંચાંગમાં વૃષભ રાશિ બેસતી હોય તેમાંથી ૨૨ દિવસ અયનાંશના બાદ કરવા પડે છે. જેમકે ખરી મકરસંક્રાંતિ ૨૧ મી ડિસંબરે બેસેછે અને સૂર્યગ્રહણ વર્તતાં પણ એજ રીતે ૨૨ દિવસ બાદ કરવા પડે છે. હરેક ઋતુવિષે એમ જાણવું.

૩ ભયકર.

૪ ખાખરા.

કેવા દિસે અધિક ખાખર તે રૂપાળા,
જાણે ઉઠી અધિક પર્વત ક્રોધ જ્વાળા. ૧૯.
જે જોગિરાય તપિ જાય કદી ન પોતે,
સાંખે સદૈવ અપમાન પમાય તોતે;
તેઓતણું રૂધિર તે પણ ઉકળાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયુ. ૨૦.
પંચાગ્નિ તાપ વળી જોગી જનો તપેછે;
જે નામ વિશ્વ પતિનું મનમાં જપેછે;
લેવા નરેશતણું દ્રવ્ય તે વિશેષ,
મોટો ઝમોર* રચિ જેમ કરે પ્રવેશ. ૨૧.
ક્રોધી બની ઉદધિ તો બહુ બૂમ પાડે,
ઘોંઘાટ સાથ તટ હાથ જુઓ પછાડે;
ક્રોધીપણું ઉદધિતું અતિ ઓળખાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્રરસે છવાયું. ૨૨.
રસ્તો સમુદ્ર પરનો નિધિએજ લોપ્યો,
જાણે મનુષ્યશિર રાવણ રાય કોપ્યો;
રાખી દિલે હીંમત કોઇથી ના જવાયુ,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૨૩.
જે સિંધુ નાવ નિજ ઉપર તારનારો,
તે ક્રોધિ થૈ અધિક આજ થયો અકારો;
વિશ્વાસ આજ નિધિનો નહિ નાવ આણે,
ક્રોધી કદાપિ નિજનું પરનું ન જાણે. ૨૪.
જો આ તરંગ નિધિ ઉપર ઉછળેછે,
રેલાઈ નીર વધતું રણમાં વળે છે;
રોમાંચ[1] અંગ નિધિનું અતિશું થયું છે,
પ્રસ્વેદ[2] નીર વહીને અળગું ગયું છે. ૨૫.
જે લોક સૂર્યતડકે પણ પંથ જાય,
તાપે તપી વદન રક્ત થયા જણાય;
ક્રોધી નિહાળી રવિ ક્રોધિત સૌ થયા શું,
ક્રોધે તપી વદન રક્ત બની ગયા શું. ૨૬.
પ્રસ્વેદ શીરપરથી મુખ ઉતરે છે,
રેલા થયા કરવડે વળી તે લુવેછે;
તે જેમ ક્રોધ ચડતાં દગ[3] આંસુ આવે,
પ્રસ્વેદ અંગ વળી ક્રોધ વિષે જણાવે. ૨૭.
કોઇ જનો સરસ શર્બતતો પીએછે,
કોઈ જનો બરફ કે ગુલકંદ લેછે;
કોઇ લિલાગર છણી જળ સાથ લીધી,
જાણે કરોધ શમવા જડિબુટ્ટિ પીધી. ૨૮.
કોઈ કરે જળ વિશે જળકેલિ જૈને,
મિત્રોતણી સરસ મંડળિ સાથ લૈને;
સંસાર માંહિ અકળાઇ ઉપાય શોધી,
ગંગા પ્રવેશન કરે જન જેમ ક્રોધી. ૨૯.
પાણી તપે નદીતણું અદકું ઉનાળે,
કૂવાતું નીર અતિ શીતળ એજ કાળે;
તે જેમ દંપતિ પરસ્પર વેણ સાંખે,
જો એક જાય તપી તો બિજુ શાંતિ રાખે. ૩૦.
પૃથ્વી થકી જળ જુઓ રવિકીર્ણ શોષે,
વર્શા સમે વળી ધરાતળ એજ પોષે;
રાજા પ્રજાથકી કદી કર શ્રેષ્ઠ લેછે,
તે જેમ યોગ્ય સમયે જન કાજ દેછે. ૩૧.
ખેંચે જમીન જળને નભ ભાનુરાય,
વાવો કુવાતણું જુઓ જળ ઊંડુ જાય;
તે જેમ દેશ નૃપ કંજુસ થાય જ્યારે,
તેની પ્રજા સકળ કંજુસ થાય ત્યારે. ૩૨.
જો આ તળાવ નદી નીર નહીં સમાતું,
તે આજ છેક ઘટીને તુછછે જણાતું;
તે જેમ કોઇ સમયે અતિ રિદ્ધિ આવે,
કોઇ સમે ચપળ થૈ સઘળી સિધાવે. ૩૩.
દિસે તળાવ નદીમાં જળ તો ઘટેલું,
ખારા વિશેષ રણમાં જળછે વધેલું;
કોઇ સમે ધન નહોય સુપાત્ર ઘેર,
દિસે કુપાત્ર જન ઘેર વિશેષ લ્હેર. ૩૪.
સૂકાં તળાવ જગ મધ્ય જણાય કેવાં,
ખોખાં પડેલ નિધિને તટ નાવ જેવાં;
કે રાજભ્રષ્ટ નૃપની નિરખો હવેલી,
કે નાથ હીન જગમાં જુવતી રહેલી. ૩૫.
ધર્મીજનો વન વિષે પરવો કરેછે,
પુણ્યાર્થ દ્રવ્ય ખરચી જળ મોકલેછે;
જાણે ખરીદ કરીને પરલોક માટે,
તે મોકલી બધી ધરોહર સ્વર્ગ વાટે. ૩૬.

* ભાટ લોકો ઝુંપ ખડકીને રાજા ઉપર ત્રાગું કરવા સારૂ બળી મરતા હતા. ઓરડીઓ કુટતી વખતે કહેછે કે હાય ઝમોરીઆ-

૧ રોમાંચ—રૂવાંટાં ઉભાં થવાં. ૨ પ્રસ્વેદ—પરસેવો. ૩ દગ—આંખ.

ઊંડે કુવેથી બળદોજળ કોશ તાંણે,
આવ્યાનું કોશ ભરી ઢોલ[1] ધ્વનીથી જાણે;
તે જેમ ભૂપ જીતવા પારદેશ જાતાં,
આવ્યો જણાય ફરી નોબતનાદ થાતાં. ૩૭.
કુવે મળે ન જળ તો જન જાય બીજે,
બીજે મળે ન જળ તો જન જાય ત્રીજે;
ભીક્ષાર્થિ જેમ પ્રતિ-મંદિર સંચરે છે,
માધુગરી ગ્રહણ જોગણીઓ કરેછે. ૩૮.

### ભયાંનક રસ.

### દોહરો.

ક્રોધ જોઇને કોઇનો, ભય ઉપજે છે ભ્રાત;
હવે ભયાનક રસ વિશે, વર્ણવીને કહું વાત. ૩૯.

### ઉપજાતિ વૃત્ત.

ધીમી પડીને નદીયો વહેછે,
ધિમે ધિમે જૈ નિધિમાં રહે છે;
ક્રોધી પતિને નિરખી બિચારી,
ધીમી પડેછે ભયભીત નારી. ૪૦.
સમુદ્રનું પાન કર્યું સમસ્ત,
તે તો થયો આજ અગસ્ત અસ્ત;[2]
સમુદ્રને કાંઇ રહી ન બીક,
મારે ઉછાળા મદથી અધીક. ૪૧.
પાણી વિના ખૂબ પિડાય પ્રાણી,
મરે બિચારા ન વદાય વાણી;
પક્ષી મરી ઝાડ થકી પડેછે,
ભાળી અતીશે ભય ઉપજે છે. ૪૨.

### વસંતતિલકાવૃત્ત.

ગોરા જનોથી અતિતાપ નહી ખમાય,
સંસ્થાન વાસ તજિ પર્વત વાશી થાય;
જાણે કુમાંડિ રિપુએ બળવો ઉઠાવ્યો,
એકાંતવાસ તન રક્ષણથી તકાવ્યો. ૪૩.

### મનહર છંદ.

ગવર્નર જનરલ સીમલે સિધાવે,—અને
ઉત્તરના સાહેબોએ આબુ સ્થાન ધાર્યુંછે;
મુંબાઇનો ગવર્નર જાય મહાબળેશ્વર,
શિવને શરણે જવા ચિત્તમાં વિચાર્યું છે;
મુંબાઇના ગૃહસ્થો ખંડાળે માથેરાન જાય,
ઘરબાર ઉપરથી અંતર ઉતાર્યું છે:
તજી અભિમાન ધનવાન, વાનપ્રસ્થ[1] થયા,
હરહર ગ્રીષ્મથી આ જગત હાર્યું છે. ૪૪.

### વસંતતિલકાવૃત્ત.

કાંતો સરોવર વિષે વળી કાં નિધિમાં,
જ્યાં બંગલા સરસ દંડકની ક્ષિતીમાં:[2]
ત્યાંના નિવાસિ જન કેક જુઓ થયાછે,
જાણે ડરી વરૂણ ને શરણે ગયાછે. ૪૫.
નૌકા વિષે સુજન કોઇક સંચરે છે,
સિંધુતણી સરસ સેલ સુખે કરેછે;
જાણે વિશેષ ભુમિમાં ભય પામી લીધો,
ભૂમી તજી શિતળ સાગર વાસ કીધો. ૪૬.
તટ્ટી કરી વિરણની ધરી દ્વાર માત્રે,
છાંટે જળે જળ લઈ શતછિદ્ર પાત્રે;
જાણે નિવારણ થવા ભય સર્વ ભારી,
શંભૂશિરે જન કરે અભિષેક વારી. ૪૭.
પીવા વળી બરફને જળ મધ્ય ઘોળે,
ચુવા તથા શિતળ ચંદન એમ ચોળે;
જાણે રવિ કિરણ બાણ થકી ડરેછે,
માટે જનો વિવિધ બખ્તર તે ધરેછે. ૪૮.
કોઇ ધરે વિરણના જળ છાંટી પંખા,
કોઈ ધરે કુસુમના[3] નહિ પુષ્પ સંખ્યા;
જાણે ઉતાપરૂપિ અસ્ત્રથકી ડરેછે,
તે આડી ઢાલ કરમાં લઇને ધરેછે. ૪૯.

## ઉંચે લટકતા મોટા પંખા વિશે.

### મનહર છંદ.

સિતા માટે સંગરામ રામના રિપુથી કર્યો,
જટાયુની જ્યાં અવધ આવી રહી આયુની;[4]
પાંખો તોડી પાપીએ આકાશમાં ઉડાડી દીધી,
તે ફરેછે પ્રકૃતિ સુધારવા પરાયુની;[5]

---

૧ મારવાડમાં. ૨ આશરે તા૦ ૨૯ મી મેએ અસ્ત અને તા૦ ૨૫ મી અગષ્ટે ઉદય થાયછે.

૧ વાનપ્રસ્થ—વનવાસી. ૨ ક્ષીતિ—પૃથ્વી.
૩ કુસુમ—ફૂલ. ૪ આયુ—આયુષ.
૫ પરાયુ—પારકી આયુશની.

ભાગ્યશાળી ભોગીના ભવનમાં ભરાઇ ભાઈ,
તાપ ટાળે વારે વારે કરે વૃષ્ટિ વાયુની;
એજ દિસેછે આ ઠામ કહે દલપતરામ,
પંખવો નથી આ પાંખ જુઓરે જટાયુની. ૫૦.

**દોહરો.**

ધૂપછત્રીને પંખવો, બાગ ફુવારા હોજ;
ખાટ અગાશી બંગલો, ચહે ઉનાળે રોજ. ૫૧.

**વસંતતિલકાવૃત્ત.**

ઉત્પત્તિ આજ અતિ માકણુની જણાય,
જેનાંથી કૈક જન તો અતિશે મુંઝાય;
ભાનુ શશાંક ગ્રહ જે નભમાં વસ્યા છે,
જાણે જમીનપર માકણુથી ડર્યા છે. ૫૨.
જૈ નીર મધ્ય રણછોડજી બેટ બેઠા,
જો જૈન દેવ જઈ પર્વત માંહિ પેઠા;
શંભુ વસ્યા કંઈકતો જઈ ભોંયરામાં
ધારેલી ધાસ્તી અતિ માકણુની ધરામાં. ૫૩.
જો છોડવા લઘુ ઘણા વનમાં ઉગેલા,
તેતો સુકાઈ પડતા વળી ઘાસ વેલા;
જાણે વિશેષ ભય અંતર ઉપજ્યાથી,
પ્રાણાંત પામી પડીયા નબળી દશાથી. ૫૪.
વૃક્ષોતણો વિવિધ આશ્રય પ્રાણી લેછે,
છાયા વિષે વિચરીને પશુઓ વસેછે;
તે જેમ કોઈ અતિશે ભયભીત થૈને,
વાસો વસે અભય આશ્રય એક લૈને. ૫૫.
અક્કેકના ઉર નિચે શિર રાખનારાં,
ઘેટાં ઘણાંક બહુ તાપ સહે બિચારાં;
તે જેમ મૂર્ખ જન છાંડી ઉપાય ત્રાસે,
સંતોષ સૌનો[1] ગતિ ઉપર ઉર ભાસે. ૫૬.
જોયા મદોન્મત મહા વળી સિંહ જેવા,
તાપે તપી અજ બરાબર થાય એવા;
ઉન્મત્ત હોય જન કોઇ જુવાન જેમ,
ચિંતા પડયાથી તન નિર્બળ થાય તેમ. ૫૭.
આદાશીશીથી અતિશે અકળાય વાઘ,
હાંફે પડયો પરમ જ્યાં પ્રતપે નિદાઘ;[1]
પામ્યો ગતિ અબળની વનરાજ એવી,
બીજા વનેચર તણી ગતિ શી કહેવી. ૫૮.
ફેંકે દિનેશ નિજ કીરણ તિવ્રબાણ,
પ્રાણી અનેક વનમાં ગત થાય પ્રાણ;
દિસે પડેલ મૃગખાઈ ઘણો પ્રહાર,
જાણે જુવાન રવિરાય કરે શિકાર. ૫૯.
દૂરેથી દેખી વનમાં મૃગ ઝાંઝવાને,
પાણી ગણી ઝડપથી વિચરે પિવાને;
તે જેમ કોઈ કરી કંજુસકેરી આશ,
સેવે ધનાઢય ગણીને વળતી નિરાશ. ૬૦.
સંતાઈ જાય મૃગ કોઈક તો ગુફામાં,
પેસે છુપાઈ વળી સિંહણુ આ સમામાં;
જાણે શિકારી જબરા રવિરાય ત્રાસે,
પેઠા છુપાઈ નભ ભૂચર જીવ ભાસે. ૬૧.
વટોળિયા વન વિષે અતિશે ચડેછે,
ચક્રી સમાન ફરતા નજરે પડેછે;
જાણે પ્રસન્ન કરવા રવિને વિચારી,
નાચે નવીન ફુદડી ફરી રાસધારી. ૬૨.
ખેડૂજનો ખચિત ખેતરમાં ફરેછે,
ખોદી મહી નરમ ખેતરની કરેછે;
જાણે પિતામહતણું ધન ખોદી લેવા,
મંડ્યા ઉપાય કરવા ચિત ચાહી એવા. ૬૩.

**ઉપજાતિવૃત્ત.**

પરસ્પરે વાંસ ઘણા ઘસાય,
અગ્નિ ઝરે ને વન નાશ થાય;
કુટુંબમાં જેમ કુસંપ જામે,
પરસ્પરે તે લડી નાશ પામે. ૬૪.
ન્હાવા ન પામે મર દેશ વાસી,
પીવા ન પામે જળ ત્યાં પ્રવાસી;
તે વાતનું વર્ણન જો લખાય,
તો વાંચનારા ભયભીત થાય. ૬૫.

## બાપાની પીંપર વિષે.

**કથાંતર અથવા પ્રારંભ.**

**કુંડળિયા છંદ.**

"વિચરીને વઢવાણથી, લીધો લીંબડી પંથ;"
"વીતક વરણવતાં વધે, શ્રીરામ વરણન ગ્રંથ;"

૧ જેમ મૂર્ખ લોકો કષ્ટની વખતે ઉપાય ન શોધતાં સૌનું થશે તે આપણું થશે એમ ધારીને બેશી રહેછે તેમજ ઉષ્ણ કાળમાં ઘેટાં એક બીજાના પેટ હેઠે માથાં સંતાડીને આંખો મીચીને તાપ સહેછે.

૧ તડકો.

"ગ્રીષમ વર્ણન ગ્રંથ, પંથમાં ન મળ્યું પાણી;"
"તપ્યો પ્રલય સમતાપ, રહી શિર રામ કહાણી;"
"દાખે દલપતરામ, રામનું રટણ કરીને;"
"અતિશય કર્યા ઉચાટ, વાટ મધે વિચરીને. ૬૬.
"લગ ભગ આવી લીંબડી, દોઢ ગાઉ પર દૂર;"
ત્યાંતો ઘામ ધખ્યો ઘણો, ન રહ્યું તનમાં નૂર;"
"ન રહ્યું તનમાં નૂર, સૂરજે શરીર તપાવ્યું;"
"છાંયો ન મળે છેક, એક પણ ઝાડ ન આવ્યું;"
"દાખે દલપતરામ, ભલી જોતાં મન ભાવી;"
"પીંપર બાપાતણી, લીંબડી લગભગ આવી." ૬૭.
"બાપાની પીંપર બડી પૃથવી પર પ્રખ્યાત;"
"પ્રસિદ્ધ જેવો પ્રાગવડ, વિશ્વ વખાણે વાત;"
"વિશ્વ વખાણે વાત, પીંપળો પ્રભાસ પાસે;"
"કદંબ જમુના કૂલ,[1] કલ્પ તરૂઓ કૈલાશે;"
"દાખે દલપતરામ, ઉપમા એ આપ્યાની;"
ભલે થઈ ભૂ માહી, બડી પીંપર બાપાની." ૬૮.
"ત્યાં બેશીને ત્રણ ઘડી, કવિએ કર્યો વિરામ;"
"અતિ સુખ ઉપજ્યું એ થકી, આશિષ દીધી આમ;"
"આશિષ દીધી આમ, નામ તુજ નવ જુગ રહેજો;"
"તુજને વાવી તેહ, લાખ સુખ સ્વર્ગે લેજો;"
"દાખે દલપતરામ, પરમ પદમાં પેશીને;"
"લેજો ઉત્તમ લ્હાણ, બહુ જુગ ત્યાં બેશીને. ૬૯.
"આંબા કરતાં અતિ ભલું, દિસે તારૂં ડોળ;"
શેલડી શા હીશાબમાં, આપે સાકર ગોળ;"
આપે સાકર ગોળ, તાપ તનનો ન મટાડે,"
"સુરતરૂ સ્વર્ગે વસે, ન દેખે નર કોઈ દહાડે;"
"દાખે દલપતરામ, સરવ તરૂના ગુણ સ્મરતાં;"
"તુજમાં અમૃત તત્વ, અધિક તું આંબા કરતાં." ૭૦.

## દોહરો.

જાન્હવી તીરે જળતણું, દેવું સૂલભ દાન;
દેજો નિર્જળ દેશમાં, કહુ જળ કિંમતવાન. ૭૧.

## કુંડળિયો.

"પ્યારી પીંપર પદમણી, શાંતિ દાન દેનારી;"
"ભૂપતિ વિક્રમ ભોજસમ, તુ અતિશે ઉપકારી;"
"તુ અતિશે ઉપકારી, તારી કીર્તિ શું કહીએ;"
"જે ઉચરૂં તે અલ્પ, એમ અંતર ધરી રહીએ;"
"દાખે દલપતરામ, કોટી ધા તુ ગુણકારી;
"રાખીશ તારૂં નામ, પૃથ્વિપર પીંપર પ્યારી." ૭૨.
"આપે ગામ ગરાસ કે, દ્રવ્ય વસ્ત્ર દે દાન;"
"એમાંનું એકે નહીં, શાંતી દાન સમાન;"
"શાંતી દાન સમાન, જગતમાં કશું ન જાણું;"
"તે માટે હું તને, વિશેષે કરી વખાણું;"
"દાખે દલપતરામ, કષ્ટ કાયાનાં કાપે"
"દુનિયા મધ્યે દાન, કહો એવું કો આપે." ૭૩.
"જ્યાં સૂધી આ જગતમાં, મુજ કવિતા કહેવાય;"
"બાપાની પીંપર તણા, ગુણ જગમાંહિ ગવાય;"
"ગુણ જગમાંહિ ગવાય, પામજે બહુ પ્રખ્યાતી;"
"કીર્તિ દેશ વિદેશ, મુલકમાં થાજે માતી;"
"દાખે દલપતરામ. અરે અસુખના અંબુધી[1];"
"જીવે તું જગમાંહિ, જીવે કવિતા જ્યાં સૂધી."૭૪.
"ઓગણીસેં ઉપર થએ, વિક્રમ વર્ષે એક;"
"વદિ દશમી વૈશાખની, વાસર શની વશેક;
"વાસર શની વશેક, પીંપરે તાપ ઉતાર્યો;"
"નિશ્ચળ રેહેવા નામ, આમ આ વિષય ઉચાર્યો;"
"દાખે દલપતરામ, ભલે જનમી આ ભૂપર;"
"વિક્રમ વર્ષ ગણાય, એક ઓગણીસેં ઉપર. ૭૫.

## સવૈયો.

"કદળી તરૂ તુચ્છ ગણી કહીએ,
કદિ આંચ હરે ન દ્વિતાપાની;"
"તરૂ ફુલતણાં વિરહી જનને,
બહુ બુદ્ધિ કરેજ બળાપાની;"
"ધિક જન્મ ધરી જશ જો ન જપાય,
છપાય ન અંદર છાપાની;"
"નિર ભાગણી નાગર વેલ અને,
બડભાગણિ પીંપર બાપાની." ૭૬.

## વસંતતિલકા વૃત્ત.

જો બાગ આદિથકી શીતળ વાયુ આવે,
રસ્તે જતા જન દિસે અતિ હર્ષ લાવે;
લાગે નવાઈ સરખો શિત વાયુ કેવો,
જાણે મળ્યો સરસ તે પરદેશી મેવો. ૭૭.

૧ કાંઠે.

૧ સમુદ્ર.

### ઉપજાતિ વૃત્ત.

જે બાગમાં કોઈક લોક બેસે,
ઝાડી વિષે જેમ છુપાઈ પેસે;
જાણે થયોછે રવિ વાઘ જેવો,
છૂપાય પામી જન ત્રાસ તેવો. ૭૮.
આંબા વડો પીંપર લીંબડાને,
પુષ્ટી કરે વૃક્ષ વડા વડાને;
કરે વડાને લલચાવી તાજા,
સ્વરાજ લોભે પ્રતિપક્ષી રાજા. ૭૯.
ચંબેલી ચંપા વળી જાૂઈ જાઈ,
ગુલાબ સેવંતી રહી ફુલાઈ;
જો મોગરો આ ફુલ ભાર ઝૂલ્યો,
જાણે છતી ગ્રીષ્મ કાળ ફુલ્યો. ૮૦.
જુવાની ગ્રીષ્મે ગુણ શુદ્ધ જેના,
જનો વખાણે જશ યોગ્ય તેના;
દશે દિશાએ જન સર્વ દેખે,
અષાડમાં અંકુર તો અલેખે. ૮૧.
ચાપાં પપૈયા ફળ ફાલસાં છે,
શેતૂર સારાં જગમાં થયાંછે;
શ્રીમંતને દે બહુ સ્વાદ એવા,
જાણે વિચારે લલચાવી લેવા. ૮૨.
કેરાં તથા જો તડબૂચ ટેટી,
ગ્રીષ્મે ધરીછે વળી ભેટ બેટી;
તથાપિ ઝાઝો પરિતાપ દાખે,
રાજા હસાવે વળી દાબ રાખે. ૮૩.

### વસંતતિલકા વૃત્ત.

દિસે સમાન પણ રાયણ ને લિંબોળી,
એના સમાન ગુણ કેમ શકાય તોળી;
બે નારીઓ સ્વરૂપમાં સરખી જણાય,
જૂદા જૂદા જગતમાં ગુણ તો ગણાય. ૮૪.
છત્રી ધરી જન જુઓ શિર ઢાંકી ચાલે,
આંખો ઉઘાડી અતિશે કરીને ન ભાળે;
જાણે જરૂર દુનિયાં વહુ જેક આવ્યો,
તેણે લજાવી પટ ઘુંઘટ શું તણાવ્યો. ૮૫.

### દોહરો.

જરૂર છત્રી જેઠમાં, ઓઢ્યાનો છે ચાલ;
લાજ કાઢવી જેઠની, ખરો હરો એ ખ્યાલ. ૮૬.

### વસંતતિલકા વૃત્ત.

જેના સમીપ નિજ જોર કશું ન ચાલે,
તેનો જુલૂમ સહીને મન લોક વાળે;
જો રોહીણી અધિક તાપ કરે અતોલે,
તો વૃષ્ટિ ખૂબ પડશે જન એમ બોલે. ૮૭.
લાંબું વિશેષ વધતું દિનમાન દિસે,
ઉદ્યોગ હીન અકળાંમણ દે અતિશે;
શાંતિતણા હરખના દિન હોય ટૂંકા,
લાંબા જણાય દિવસો, જગ મધ્ય સૂકા. ૮૮.
આદિત્ય આજ નભમાં, મૃગ પાસ આવ્યો;
વાયુ વિશેષ બળથી જગમાં ચલાવ્યો;
જાણે શિકાર કરવા રવિ રાય ધાયો,
દોડયાથી શ્વાસ ચડતાં તનમાં ન માયો. ૮૯.
વાયો હવે અધિક આ મૃગશિર વાયુ,
જો આજ જોર અતિ પશ્ચિમનું જણાયું;
જાણે સમુદ્ર તરી આરબ ફોજ આવી,
જો પીંપળા વડ વશેષ દિધા પડાવી. ૯૦.
આંબાથકી ફળ ઘણાંક પક્યાં ખરીને,
વાયુતણા અતિ પ્રહારથકી કરીને;
જાણે વિદેશી નૃપનું બહુ સૈન્ય આવ્યું,
પાક્યા વિનાનું પણ ખેતર તે લુટાવ્યું. ૯૧.
આંબે સુકાલ પરિપક્વ થયો રસાળો,
કોડે કરે સ્વજન સૌ મળી કેરીગાળો;
શું કલ્પવૃક્ષ ફળ ઇંદ્રપુરીથી આવ્યાં,
તે ભાગ્યશાળી જનને ભલી ભાત ભાવ્યાં. ૯૨.
ઊડી વિશેષ રજ લાગતી વાયુ ચોટ,
જોઈ કહે જન થયો અતિ ધૂળ કોટ;
જાણે વિદેશી નૃપતિ નિરખી હઠીલો,
રક્ષાર્થ શ્રેષ્ટ રચિયો મજબૂત કિલ્લો. ૯૩.
કોઈ સ્થળે ઘરતણાં નળિયાં ઉડાવ્યાં,
સિંધુ તટસ્થ વળી નાવ ઘણાં બમાવ્યાં;
જાણે વિદેશી નૃપ સાથ થઈ લડાઈ,
દેશી જનો ઉપર થૈ અદકી ચડાઈ. ૯૪.
નાવો તણા વળી જુઓ શઢ તોડી નાંખ્યા,
કોઈકના નવ રહ્યા કુપથંભ આખા;
ભાનું તપ્યો પવન ને નિધિ ઉછળે છે,
જાણે ત્રણે નૃપતિ સંપ કરી મળે છે. ૯૫.

એથી વિશેષ જનમાં ગભરાટ ઉઠયો,
જાણે જરૂર રૂદયે અતિ દૈન્ય રૂઠયો;
નિશ્વાસ નાખીં નમીં ઇશ્વર પાય લાગે,
શાંતિ સ્વદેશ કરવા વરસાદ માગે. ૯૬.
જે ભાનું ઉત્તર ભણી ખટ માસ આવ્યો,
તેણે ભલો ભરતખંડ ઘણો તપાવ્યો;
પાછો વળ્યો તરત્.આજ* થકી વિચારી,
ઝાઝો ખમે ન પરિતાપ પ્રજા બિચારી. ૯૭.
જ્યારે રવિ અધિકઃ પશ્ચિમમાં ઢળેછે,
સિંધૂ સમીપ ફરવા જન નીકળે છે;
જાણે બધા દિવસમાં રવિએ તપાવ્યા,
તે સિંધુ પાસ કરવા ફરિયાદ આવ્યા. ૯૮.
ધિમે ધિમે સુરજ પશ્ચિમ આથમેછે,
ઉન્હાં તથાપિ કિરણો જગમાં ભમેછે;
એથી ઉતાપ ઉપજે રવિ દેવ પાખી,
જાણે ગયો નૃપતિ તે નિજ થાણું રાખી. ૯૯.
પક્ષી જુઓ ઉદધિ ઉપર આ ભમેછે,
જોતાં સમીપ ફરતાં જનને ગમેછે;
જાણે સમુદ્રતણીં રીસ સમ્યાનું ધારી,
ઓવારણાં ખગ કરે ચિત્તમાં વિચારી. ૧૦૦.
ભોગીજનો શયન પુષ્પતણાં બિછાવે,
તે એરખા કુસુમ હાર તથા ધરાવે;
ગુથે સતી સુમન[1] કોઇક ઓટલામાં,
બેસે પ્રિયા પ્રિય મળી શશિની પ્રભામાં. ૧૦૧.
જેષ્ટા સમીપ શશિ પૂર્ણ રૂડો સુહાવે,
તે દેખતાં કવિતણે ઉર તર્ક આવે;
ચૂડો નવીન રજની વહુએ મગાવ્યો,
જાણે નિશાપતિ જઈ ગજદંત[2] લાવ્યો. ૧૦૨.
મેનાં શુકો મધુર શબ્દ કરે પ્રભાતે,
મધ્યાન્હ પીક[3] વળીં બુલ બુલ શબ્દ રાતે;
સાંજે ગમે ચકલીંયો સ્વર શુદ્ધ એમ,
શોભે વિશેષ સમયોચિત શબ્દ જેમ. ૧૦૩.

**દોહરા.**

રહે નસરખા દિન સદા, ચતુર વિચારો ચંત;
દિન આવ્યા વરસાદના, આવ્યો ગ્રીષમ અંત. ૧૦૪.
ધીરા જન ધીરજ ધરો, ઉરમાં સમજી આમ;
રાજી રાજી નીત રહો, દિલમાં દલપતરામ. ૧૦૫.

---

## વર્ષા રૂતુનું વર્ણન.

**મનહર છંદ.**

સુણો સભાસદો વિશ્વરૂપી રંગ ભૂમી વિષે,
સાહસિક એક શુરવીર વડો આવશે;
જગતના ઉપકાર માટે નિજ જીવનને,
કરી કૂરબાન દાન શૌર્ય દેખડાવશે;
પ્રસરશે પૃથ્વિમાં તે પામીને પ્રવાસ શૌર્ય,
ગામ ગામ ઠામ ઠામ જમાવ જમાવશે;
યુદ્ધ શૌર્ય ધરી યુદ્ધ કરશે તે માહા યોદ્ધો;
હિમતથી ગ્રીષમને હરાવી હઠાવશે. ૧.

**ઇંદ્રિવજ્રા વૃત્ત.**

પેખી પિડાતા મહિ મધ્ય પ્રાણી,
તે ગ્રીષ્મનો જૂલમ એમ જાણી;
રૂઠયો ઘણો અંતર મેઘરાય,
તે રાજ લેવા ચિત્તમાં ચહાય. ૨.
ચિત્તે જનો સૌ ધનને ચહાય,
તે પૂછવા જોતિષિ ઘેર જાય;
જોષી દિલાસા બહુ જૂઠ દેછે,
વિશ્વાસ ભોળા જનતો ધરેછે. ૩.

**ઉપજાતિ વૃત્ત.**

છે ગ્રીષ્મનો શુષ્કપ્રધાન નામ,
ફરી રહ્યો ભૂતળ ઠામ ઠામ;
તેણે કર્યાં હાથ હરેક કિલ્લો,
લડયા વિના તે ન હઠે હઠીલો. ૪.

**ભુજંગી છંદ.**

સુકું ગ્રીષ્મના મંત્રિનું નામ જાણું,
દિસે ઠામ ઠામે સુકાનુંજ થાણું;
જુઓ ગામમાં સીમમાં ઠામ ઠામ,

---

* જુનની તા૦ ૨૧ મીથી.

૧ સુમન–ફૂલ.

૨ જેષ્ટા નક્ષત્રનો આકાર હાથી દાંતને આકારે છે. જેહની પુનમે ગ્રીષ્મઋતુ પુરી થાય છે અને તે ઋતુમાં વડના ઝાડે સારો આશ્રય આપેલો માટે તે દહાડે વડસાવિત્રીનું પૂજન કરેછે. તે પુનમનું નામ વડસાંતરી કેહેવાય છે. ૩ બપૈયો.

સુકાનેજ તાપે દિસેછે તમામ. ૫.
ગિરી શિખરે વ્યાપીયું ખૂબ સૂકું,
મુકે કોઈએ હામ ખાલી ન મૂક્યું;
નદી કે તળાવો જુઓ ખેતરોમાં,
જુઓ ચોક વસ્તીતણા કે ઘરોમાં. ૬.
જુઓ સ્થીર જ્યાં ત્યાં સુકાનો જમાવ,
કરે ભક્ષ પ્રાણીતણો એજ ભાવ;
જુઓ ઘાસ પાણી જમી મધ્ય ખટ્યાં,
ચડી ગ્રીષ્મની સ્વારીએ જેમ લૂટ્યાં. ૭.

## પંચાત અથવા વિષ્ટી.

### વસંતતિલકાવૃત્ત.

એવેસમે પવન શીતળ કાંઈ આવ્યો,
વિષ્ટીતણી જરૂર એજ વધાઇ લાવ્યો;
દાતા નહિ તદપિ શીતળતા જમાવે,
તે લોકના મન વિષે ભલી રીત ભાવે. ૮.

### ઉપજાતિ વૃત્ત.

વાયુ જુઓ નૈઋતનો વહે છે,
વર્ષાદનું આગમ તે કહે છે;
હર્ષે ભર્યો જેમ વિદેશી આવે,
વધામણી કાંઇ ભલીજ લાવે. ૯.
વાયો શિળો નૈઋતમાંથી વાયુ,
જોતાં ભલું કારણ તો જણાયું;
સંધી કરાવા રિપુ ગ્રીષ્મ સાથે,
શું મોકલ્યો સાંધિક મેઘ નાથે. ૧૦.
ત્યાં સામ ને દાન ઉપાય કીધા,
ભલે પ્રકારે વળી ભેદ[૧] દિધા;
થાણાં ઉઠાવ્યાં નહિ શુષ્ક કેરાં,
વાનાં વિવેકે કરતાં ઘણેરાં. ૧૧.
નક્કી થયું દંડ ઉપાય પાખે,
તે આપણું તો નહિ માન રાખે;
માથા ફરેલો કદીએ ન માને,
કોઇ તણી વાત ધરે ન કાને. ૧૨.

### દોહરો.

સામ દાન કે ભેદથી, સમાધાન જો થાય;
ધરાધણી કે ઘરધણી, કરે ન કલેશ ઉપાય. ૧૩.

૧ ભેદ–બીક.

### ભુજંગી છંદ.

કહે ગ્રીષ્મ રાજા સુણો શુષ્ક વીર,
વડો ફોજમાં એક તું છે અમીર;
પુછું તુજને આજ હું એજ માટે,
હવે આપણે ચાલવું કેમ વાટે. ૧૪.
મળું શત્રુથી કે મચાવું લડાઈ,
છતી શત્રુને પામવી છે વડાઈ;
કહે શુષ્ક મંત્રી સુણી વેણ એવું,
વિના જુદ્ધ કીધે નથી રાજ દેવું. ૧૫.
હતો મેઘના બિંદુ રૂપે જણાશે,
જુઓ તેહને આપણા દૂત ખાશે;
અજા જાતિ છે સિંહનો જેમ ચારો,
હતો મેઘના તેમ ચારો અમારો. ૧૬.
ધખેલી તવીમાં પડે બિંદુ જેમ,
થશે મેઘની ફોજનો નાશ તેમ;
દિસે મેઘને શિર છે રામ રૂઠ્યો,
લડી છતવા આપણી સાથ ઉઠ્યો. ૧૭.
નથી જાણતો ગ્રીષ્મનું જોર કેવું,
નથી બાળનો ખેલ છે રાજ લેવું;
જુઓ સ્વર્ગમાં સૂર્ય ભૂપાળ જેછે,
ખરો આપણો માનીતો મિત્ર તેછે. ૧૮.
રવિ મેઘના બિંદુને ચુસી જાશે,
રહે બાકી તે આપણા દૂત ખાશે;
કદાપિ વળી જો રહી જાય બાકી,
ખવાને ગ્રહીને કરે સિંધુ ઢાકી. ૧૯.
જુઓ આપણા મિત્ર છે સિંધુ જેવા,
કુદેછે મહા જોરથી આજ કેવા;
ડરીને હટ્યાથી અકીર્તિ પમાય,
જુઓ આપણો ક્ષત્રિનો ધર્મ જાય. ૨૦.
રણે મોત જો થાય તો સ્વર્ગ લૈએ,
સદાકાળનું સ્વર્ગમાં સૂખ લૈએ;
ડરીને હઠી જુદ્ધથી જે જિવેછે,
જિવે તોય લોકો મુઓ તે કહેછે. ૨૧.
જુઓ વિશ્વમાં સૌ શૂરાને વખાણે,
જનેતા તથા તાતને ધન્ય જાણે;
લડે એકલો કે શૂરો લાખ સામો,
પડે દેહનો તે ન જાણે નકામો. ૨૨.

હોય સંતાન રીંપુ લાજ લૂટે;
કોય જો શત્રુ નહિ હોય દલપત્ત કહે,
સમિપ સંબંધીનું શરીર છૂટે. ૫.

**દોહરા.**

અતિ ચિંતા ઉરમાં ધરે, મૂરખ વંશ નિમિત્ત;
બીજા જવાની બાગ પતિ, ચિંતા ધરશે ચિત્ત. ૬.
પ્રભુએ પૃથ્વી જે રચી, અચરજ એહ અથાગ;
શીતળતા ઉપર દિસે, અંતર બળતી આગ.[1] ૭.
આ દુનિયામાં આપણું, નથી સગીગત કોઇ;
વેઠ પડી તે વેઠવી, શું હરખી શું રોઇ. ૮.
સજનો આ સંસાર છે, સાગર વડાસમાન;
કાંઠા બે તેના કહું, જન્મ સ્થાન સમશાન. ૯.
સ્વપ્ન તુલ્ય સંસાર છે, પાપ પુન્યછે સત્ય;
ચેતી શકો તો ચેતજો, દે શિક્ષા દલપત્ત. ૧૦.

[1] આગ—મતલબકે સંસારમાં ઉપર ઉપર સુખ દેખાય પણ અંતરમ ભડકો હોય.

## સમુદ્ર પ્રબંધઃ—ધનાક્ષરી છંદ.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | ગ | ર | તું | ક | હે | ક | દી | પા | ણી | ગ | ણી | ક્યાં | જુ | એ | ત્યાં | મા | રે | વ | ળી | વિ | વિ | ધ | ના | જે | વિ | ચા | ર | આ | પ | ઉ | ર; |
| ગ | ણી | ત | ક | રે | તો | પ | ત્ર | મા | પી | આ | પે | વ | ન | નાં | ભુ | વ | ન | માં | વિ | દ્યા | ન | જ્ઞા | ની | ની | ક્ષ | સ | ર | સ | જ | રુ | ર |
| ર | હુ | રા | જા | જ | શ | જે | વો | પા | મ્યા | પ્રૌ | ઢ | સે | ના | સ | છ | લૈ | લે | જ | સ | ને | સા | રી | સ | જા | વે | સિં | ધુ | પા | જ | પૂ | ર; |
| સ | જે | વા | ણી | કે | ક | મા | ણી | પી | તા | થ | રી | ક | રે | ધ | ણી | મે | ગી | ભ | ક્તિ | વ | ના | સ | ત્ય | ત | ત્વ | તે | થી | સ | દા | દૂ | ર. |
| મ | જા | ક | રે | ફ | રે | મો | તી | મા | ણ | ક | મા | ળા | ઓ | ધ | રે | ગ | મ | ત | માં | હિ | તે | રી | ઝે | તો | રૂ | પૈ | આ | ગા | પે | ગ | ળિ; |
| સં | સા | ર | માં | જે | ક | ડું | તે | પા | પ | પુ | છા | વિ | લે | એ | વો | તી | બો | ન | થી | જા | ણે | ન | ર | ના | રી | ર | ક્ષા | કા | રી | ધ | ળિ: |
| સા | રે | વા | ધુ | ધ | ર્યો | ત | પે | પી | ગ | ળ | તાં | શે | ખી | રા | ખી | મૂ | મી | ભ | ણી | ના | દો | પા | ર્યો | જો | શ્વા | સ | ન | ક્ષે | ટ્રો | ધ | ળિ |
| ર | ક્ષા | આ | ગ | ળી | ત | તે | ને | મેં | ન | પા | ર | શ | કા | ય | જ | કો | ણ | ગ | ણ | તિ | માં | ગ | તિ | ઈ | શ | અ | ભિ | મા | ન | ત | ળિ |
| છે | લી | વા | રે | ઘ | ર | છો | ડી | પા | પી | પો | તે | જે | ન | ર | ક | ઘા | ટ | પા | ર | દિ | ના | ધ | રે | કા | ળ | કો | ટિ | અં | ગ | દુઃ | ખ: |
| ની | કા | ને | મા | ટે | પ | છી | ક્ષ | મા | મે | લી | ને | જ | ખ | મા | રે | લી | ધાં | ન | ત | દ્ર | ત | પુ | રાં | ઠે | ળ | રાં | ને | ત | પી | ડૂ | ખ; |
| કા | ણું | જે | કાં | જ | ળ | જે | તું | પા | સે | નૃ | પ | ઠ | પ | પે | ખી | ને | ણ | માં | લ | જ્ઞ | હી | ણ | તું | મા | રી | ભ | રે | ર | ટી | ભૂ | ખ; |
| હ | મે | શાં | અ | હુ | ધ | પા | ર્યે | પી | ડા | અ | પ | ર | મ | પા | ર | ઘા | યે | ચ | ઢી | ન | ર | તું | તો | ત | ર્યો | મ | ન | મા | ન્યુ | સુ | ખ. |
| રિ | દ્ધિ | ને | સિ | દ્ધિ | માં | મો | હો | મા | ન | ની | નું | જો | ઈ | મૂ | ખ | ટ | કી | પ | ડ્યે | પ | ણ | ખો | ટું | તે | જ | ત | ન | આ | હિ | વ | ળિ: |
| નૂ | ત | ન | રી | તે | તું | ચા | લ્યો | પી | ટા | ચો | સ | ઝ | પ્યા | ર | થી | જે | વે | પા | ગે | રિ | ઝે | મ | ન | ની | શ | દી | ન | મા | વે | ભ | ળિ: |
| ના | ત | ને | જા | ત | માં | ખ્યા | ત | પા | ડ્યો | પૂ | રી | દે | સ | ર | હી | ઘ | શાં | બા | શાં | અ | દ્ધા | ધં | રી | કો | ટિ | કી | ધાં | સ | વં | ર | ળિ |
| મ | હો | માં | ટ | ણી | ત | એ | લા | મા | ન | થી | વિ | શ | દ | ર | ચિ | ત્ત | લા | માં | તે | મં | દ | મ | તી | ઈ | ર | શા | ની | ઘા | લી | સ | ળિ |
| જો | જે | ભા | ઈ | અ | ગ | ણી | ત | પા | પ | માં | છે | ષ | વો | સા | ર | તે | તો | ત | ને | ન | ર | કં | માં | દા | ખ | વ | શે | સ | દા | કા | ળ: |
| ના | સ | વા | નો | મુ | જ | શે | ન | મા | ગ | મો | ગ | વિ | સ | દુ | ખ | ધં | ધ | માં | આં | હિ | શ | ત્રુ | ની | ખેં | ચા | રા | ખે | ચા | ડી | ચા | ળ. |
| વિ | ક | ટ | છે | ઘ | રે | ખ | રી | માં | ન | જે | વિ | ઘા | રિ | વા | ત | ધો | ખો | રે | હે | વ | ટ | તાં | ત | ને | તે | થી | ક | સ | ર | ટા | ળ; |
| ક | હું | મા | ની | યા | ને | ટા | ળો | થા | ને | હે | તે | હ | રિ | જ | ન | થી | જિ | જ્ઞા | સુ | ધ્યા | ની | જ્ઞા | ની | તિ | મ | ર | આ | નો | તિ | બા | ળ |
| ગુ | ણી | જ | ન | ય | થા | ર | થ | પી | છા | ણ | થી | ઉ | ર | ધ | ર | ય | થા | ર | થ | વિ | વે | ક | ત | ને | તો | તે | ત | પા | શે | થા | ય; |
| રુ | ડો | થા | રે | ઉ | ભ | ર | માં | ત્રે | પ | ન | વ | ર | સ | વી | ત્યાં | જી | લી | વા | રે | જા | ચા | ખી | લે | તિ | થૈ | તુ | લ્ય | સ | દ્ધિ | ધા | ય; |
| જી | વ | જે | થી | લ | ક્ષ | વ | સા | સ | મ | જ | ણ | ધા | રે | શુ | દ્ધ | ડું | કી | વ | ય | ના | તું | ર | ખે | વે | ગે | બી | જે | પ | ક્ષે | જા | ય; |
| જ | ર | ર | તું | ડું | કે | કા | ળે | ઠા | ઉ | કું | ક | ર | જે | કા | મ | કો | ઈ | ત | ને | તિ | ખાં | અ | ને | દ | હ | ન | વે | ળ | ન | ગા | ય. |
| ડે | લી | મે | ડી | મુ | ખ | આં | ડી | થી | ન | સા | શે | જા | ય | આ | ધું | પ | ડ | શે | લા | ગુ | તો | પા | પ | મા | ર | જ્યાં | તુ | વિ | ચ | રી | શ. |
| મે | લી | જ | તું | જે | ક | ન | ક | અ | યુ | ત | પ્ર | યુ | ત | ને | વિ | સ્તા | ર | નાં | અ | વી | દ | શે | સુ | વે | એ | બી | અ | ક્ષ | ખે | ડી | શ: |
| લે | જે | વિ | જ્ઞાં | ન | શો | ધી | વી | ચા | થી | ર | ડી | રાં | ક | ડ | તે | ઘા | વ | ર | તાં | પ્ર | ગ | ટ | સં | કો | ચ | ન | હિ | અ | હો | ની | શ; |
| ત્રે | ઠ | સૂ | ઠે | કા | ણે | ઠ | રે | પી | ડા | બં | ધી | પ | ડી | મુ | કી | મા | ગ | ળિ | ક | સ | દા | જ્યાં | ભ | ણ | ક | ન | હિ | ધિ | ક | ટી | શ. |
| ઠ | ગ | સા | ચૂં | મ | નુ | ષ્ય | ન | થી | જ | જા | ણે | ષ | ક | છે | ક | પ | છી | સા | ચું | વ | ચ | નૃ | પો | તે | ક | હી | ન | શ | કે | સા | ર; |
| મુ | ઢ | માં | ક | મૂ | ર | ને | અ | મૂ | ર | જે | વો | ક | હે | વા | ય | ઠો | ત | ધ | રા | વે | ને | તે | નો | નો | ઓ | મ | ન | નો | ક | રા | ર; |
| કા | ન | ધ | રે | લ | બા | ડી | ઉ | ઘા | ડી | ય | ણી | વા | તો | વિ | પે | પ | ડો | ક | રી | દ | ગો | ભ | રે | મે | બો | પા | પ | શ | બો | ભા | ર; |
| મ | ન | તે | તું | ટું | કું | દ | લ | પ | ત | ક | હે | ર | હે | ને | દં | ડ | લ | બ | ની | મા | એ | તે | સ | દ | ન | ની | જ | સ | દા | છા | ર |

આ સમુદ્ર પ્રબંધમાં આવેલા છંદો સહેલાઈથી વાંચવા સારૂ છૂટા શબ્દો પાડીને આ નીચે લખ્યાછે.

સાગરતું કહે કદી પાણી ગણી જ્યાં જુએ ત્યાં,
ભાસે વળી વિવિધના જે વિચાર આપ ઉર;
ગણિત કરે તો પત્ર માપી આપે વનનાં,
ભુવનમાં વિદ્વાન જ્ઞાની નિશ્ચે સરસ જરૂર;
"રઘુ રાજા" જશ જેવો પામ્યા પ્રૌઢ સેના સજી,
લૈલે જશ ને સારી સજાવે સિંધુ પાજપૂર;
સજે વાણી કે કમાણી પીતા થકી કરે ઘણી,
ભેગી ભક્તિ વના સત્ય તત્વ તેથી સદા દૂર. ૧.
મજા કરે ફરે મોતી માણક માળાઓ ધરે,
ગમત માંહી જો રીઝે તો રૂપૈઆ આપે ગણિ;
સંસારમાં જે કર્યું તે પાપ પુછાવિ લે એવો,
નોખો નથી જાણે નરનારી રક્ષાકારી ધણિ;
સારો વાયુ ધર્યો તપે પીગળતાં શીખી રાખી,
ભૂમિ ભણી નાઠો, પામ્યો જો શ્વસન[૧] શંકાધણી;
રક્ષા અગણિત તેનો મેં ન પાર શકાયજ,
કોણ ગણતિમાં ગતિ ગતિ ઇશ અભિમાનતણી. ૨.
છેલ્લીવારે ઘર છોડી પાપી પોતે જૈ નરક,
ઘાટે પારવિના ધરે કાળ કોટી અંગ દુઃખ;
નૌકાને માટે પછી ક્ષમા મેલીને જખ મારે,
લીધાંન તદ્વત્ત[૨] પૂરાં ઢેખરાં નેં તપી કુખ;
કાળું જે કાજળ જેવું પાસે નૃપ[૩] રૂપ પેખી,
નેણમાં લજ્જાહીણ તું વારી ભરે રઠી ભુખ;
હમેશાં અબુધ પામ્યો પીડા અપરમપાર,
ધાયે ચઢી નર તું તો તજ્યો મન માન્યું સુખ. ૩.
રિદ્ધિને સિદ્ધિમાં મોહ્યો માનનીનું જોઈ મુખ,
ટકી પડયે પણ ખોયું તેજ તન આદિ વળિ;
નૂતન[૪] રીતે તું ચાલ્યો ખિટાયો સઉ પ્યારથી,
જેવે પાપે રીઝે મન નીશ દીન ભાવે ભળિ;
નાત્યને જાયમાં ખ્યાત પામ્યો પૂરિ દેશરહિ,
ધરાં બારાં શ્રદ્ધા ધરી કોટિ કીધાં સર્વ રળી;
મહા માંડણી તજેલા માનથી વિશદ[૫] રચિ;
ડેલામાં તેં મંદમતિ ઇરશાની ઘાલી સળિ. ૪.
જો જે ભાઈ અગણીત પાપમાં છે એવો સાર,
તેતો તને નરકમાં દાખવશે સદા કાળ;

નાસવાનો સુજશેન માગ ભોગવીશ દુખ,
ધંધમાં[૧] આંહી શત્રુની ખેંચી રાખે ચાહી ચાળ;
વિકટ છે ખરે ખરી માનજે વિચારી વાત,
ધોખો રેહે વડતાં તને તેથી કસર ટાળ;
કહ્યું માની થાને ડાહ્યો થાને હેતે હરિ જન,
થાજિજ્ઞાસુ; ધ્યાની, જ્ઞાની, તિમર અનીતિ બાળ. ૫.
ગુણી જન યથારથ પિછાણથી ઉર ધર,
યથારથ વિવેક તને તો તે તપાસે થાય;
રૂડો થારે ઉમરનાં ત્રેપન વરસ વીત્યાં,
છેલી વારેજા ચાખીલે તીર્થ તુલ્ય સદ્વિદાય;
જીવ જેથી લક્ષ વસા સમજણ ધારે શુદ્ધ,
ટૂંકી વયના તું રખે વેગે બીજે પક્ષે જાય;
જરૂર તું ટૂંકે કાળે ડાહ્યું કરજે કામ,
કોઈ તને તીખાં અને દહન વેણ તગાય. ૬.
ડેલી મેડી સુખ આંહિથી ન સાથે જાય આખું,
પડશે લાગુ તો પાપ ભાર જ્યાં તું વીચરીશ;
મેલી જવું જે કનક અયુત[૨] પ્રયુત[૩] ને, વિસ્તા-
રનાં અર્વિંદ[૪] શે સુખે ગેબી અશ્વ ખેડીશ;
લેજે વિજ્ઞાન શોધી વિદ્યાથી રૂડી રોકડ તે,
વાવરતાં પ્રગટ સંકોચ નહિ અહોનિશ;
ઠેક સુ ઠેકાણે કરે પીડા બધી પડી મૂકી,
માંગળીક સદા જ્યાં ભણકે નહિ ધીકદીશ.[૫] ૭.
ઠગ સાચું મનુષ્ય નથીજ જાણે એક છેક,
પછી સાચું વચન પોતે કહી નશકે સાર;
મૂઢમાં કસૂરને અસૂર જેવો કહેવાય,
છીત ધરાવે ને તેનો નાણો મનનો કરાર;
કાન ધરે લબાડી ઉઘાડી ઘણી વાતો વિષે,
પકો કરી દગો ભરે ભેળો પાપ વાળો ભાર;
મન તેનું ટૂંકું દલપત કહે રહે, ને દં-
ડેલ બની નાંખે તે સદન નિજ સદા છાર. ૮.

દોહરા.

"સમુદ્રની વસ્તુતણો, છેહ ન આવે છેક;"
"એમ સમુદ્ર પ્રબંધથી, ઉપજે અર્થ અનેક." ૯.
"પ્રભુ કૃત સમુદ્રથી થયાં, રત્ન રૂડાં દશ ચાર;"

૧ શ્વસન—પવનની. ૨ તદ્વત્ત—તે રસ્તે જોઇ તેટલાં.
૩ નૃપ—જમરાજાનું. ૪નૂતન—નવી.
૫ વિશદ—ઉજળાં.

૧ ધંધ—લડાઇમાં. ૨ અયુત—દસહજાર. ૩ પ્રયુત—દસલાખ. ૪ અર્વિંદ—પુષ્પપત્રાદિક વિસ્તારરૂપી કમળ તે પણ સુકીને જાયુંછે. ૫ ધીક્કાર તરફ.

"કવિ કૃત્ય સમુદ્રથી થયાં, એમજ રત્ન અઢાર."
સમુદ્ર પ્રબંધમાં પહેલા પહેલા અક્ષરની ઉભી લીટી વાંચતાં વંચાયછે તેઃ—દોહરો.

સાગર સમ સંસાર છે, નૌકા હરિનું નામ;
જો નાવિક ગુરૂજી જડે, મેસે ઠેઠ મુકામ. ૯.

પાચમા અક્ષરો વાંચતાં.—પ્રમાણિકા છંદ.

કરેજ કેફ જે ધણી, ઘટેજ બુદ્ધિ તેતણી;
અસૂખ થાય ઉલટું, સુજે ન કામ સૂલટું. ૧૦.

નવમા અક્ષરો વાંચતાં. શીર્ષા છંદ દ્વિ અર્થી.

પામા[1] પાપીમાં પાપી, મેં પામા પાપી માપી;
પામા પામામાં થાપી, ત્રેસઠથી અધાપી. ૧૧.

"એમાં મતલબ એવીછે કે સન ૧૮૬૩ થી અગ્રેજી વર્ષ પોસ મહિનામાં અને માગશર મહિનામાં એ છંદમાં બતાવેલા અક્ષર પ્રમાણે ઓગણીસ વર્ષ શુધી બેસે, અને પછી પણ એજ અનુક્રમે આવે; તેમાં પપે પોસ અને મમે માગશર સમજવો."

તેરમા અક્ષરોમાંથીઃ—સમાનિકા છંદ.

જ્યાં વસે કળા વિશેષ, જૈ જરૂર જોઉ દેશ;
એવિ ચાહ ઉર ધાર, જા સુરૈપ એકવાર. ૧૨.

સત્તરમા અક્ષરોમાંથીઃ—અનુષ્ટુપ છંદ.

ભાવ લૈ ભેગનો ભૂકો, ધાલીને ઘાટ જે ઘડે;
તે ધંધો થાયછે ટૂંકો પસ્તાવામાં પછી ચડે. ૧૩.

એકવીસમા અક્ષરોમાંથીઃ—

**શ્લોકઃ**

विद्वाने वहि जानाति । विद्ज्जन परिश्रमं ॥
नहि वंध्या विजानाति । गुर्वी प्रसव वेदनां ॥ १४ ॥

પચીસમા અક્ષરોમાંથીઃ—ઉધોર છંદ.

જેની જાત તો ના જોઈ, કાઢે વાત તેની કોઇ;
દાખે નેતિ નેતિ વેદ, ભાખે કોણ તેનો ભેદ. ૧૫.

ઓગણત્રીસમા અક્ષરોમાંથીઃ—દોહરો.

આસ પાસ આકાશમાં, અતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વ અધિશનો વાસ. ૧૬.

ડાબી બાજુના ઉપલા ખુણાથી જમણી બાજુના નીચલા ખુણા સુધી વાંચતાંઃ—

**દોહરો.**

સાણી રાણી ફકતનો, પામે નૃપ જો પ્યાર;
ચિતે ધરે સુ વિચારને, ભાગે નહિ શક ભાર. ૧૭

ડાબી બાજુના નિચલા ખુણાથી જમણી બાજુના ઉપલા ખુણા સુધી વાંચતાંઃ— દોહરો.

મનમાં મુંઝાશો નહીં, ઠામ નથી હરિ દૂર;
ડેરાં પાડયે[1] નહિ પુરે, ઇશ્વર આશ જરૂર. ૧૮.

---

## હરિ ભજવાનો ઉપદેશ.

**દોહરો.**

અરે જીવ તેં જન્મિને, શોધિ ન લીધો સાર;
ભ્રમણામાં ભૂલ્યો ભમી, ભર્યા પાપના ભાર. ૧.

**ભુજંગી છંદ.**

ભર્યા પાપના ભાર સંભાર ભાઇ,
કુડાં કર્મની ખૂબ કીધી કમાઇ;
મળ્યો માલ મેલી જવુંછે મરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૨.
બહુ જુક્તિએ જીભથી જૂઠ બોલ્યો,
ખરો સત્યનો તેં ખજાનો ન ખોલ્યો;
અરે તું ન ચાલ્યો રૂડું આચરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૩.
દયા છોડીને કૈકને કષ્ટ દીધાં,
લુચાઇ કરી કૈકનાં દ્રવ્ય લીધાં;
હિસે દૈવથી દોષ દેખી ડરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૪.
કહે ભાઇ કાયા ધરી શું કમાયો,
ગયો લાભ તો ઉલટો તું લુંટાયો;
ઠર્યો કીચમાં ઠેઠ સુધી ઠરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૫.
જનો કૈક જોને ગયા તુજ જોતાં,
સગાં ને સબંધી રહ્યાં સર્વ રોતાં;

---

૧ પામા—ખસનો રોગ.

૧ મુસલમાનો હિંદુ ઓનાં દેરાં પાડીને ધારતા હતા કે આમ કરવાથી ખુદા અમારી આશા પુરી કરશે તેઓને શિખામણનો આ દોહરો છે.

ધિખાવી દિધા ધોમ ઝાળે ધરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૬.
હતી હામ હૈયે થતી છત્ર છાયા,
જમીમાં સમાયા રૂડા રાણી જાયા;
ન કોઇ બચ્યા તે ઉપાયો કરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૭.
અરે તારૂં આયુષ્ય તો ઉડી જાશે,
સમો આવશે કાલ શા હાલ થાશે;
અભીલાખ ઊંડા રહ્યા આદરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૮.
દિસે પુત્ર ને સ્ત્રી દિસે દાસ દાસી,
તથાપિ અરે જીવ જો તું તપાસી;
તને મોતથી તારશે તે તરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૯.
ઘણું ખાધું પીધું ઘણા ખેલ ખેલ્યો,
અબોટ્યો કશો સ્વાદ એકે ન મેલ્યો;
ફસાયો પુરી દેખ પાછું ફરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૧૦.
કર્યાનું હતું શું અને શું કર્યું તેં,
ઘર્યું સોનું લૈ ધૂળ મદ્ધે ધર્યું તેં;
ભમ્યો ભૂલમાં ભાર ભુંડો ભરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૧૧.
વળી જો વિચારી ગયાં વર્ષ વ્હેતાં,
મટયા કેશ કાળા કહેતાં કહેતાં;
જરા આવી ઝાંખો થયો તું ઝરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૧૨.
દિશા ભૂલી દિગ્મૂઢની પેર ડોલ્યો,
અકે તેમ તું તો ગમે તેમ બોલ્યો;
સજી શુદ્ધ વાણી તજી વૈખરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૧૩.
ધખેલી તવીમાં ફુટે જેમ ધાણી,
ફુટે વિશ્વ મદ્ધે ફટોફટ પ્રાણી;
અરેરે ન કોઇ રહ્યો ઉગરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૧૪.
હજી ચેન આજી બધી હાથમાં છે,
દયાળુપણું તો દિનાનાથમાં છે;
વિચારો વિવેકે મની વાવરીને,
હવે જીવ હેતે ભજી લે હરિને. ૧૫.
તજી ગર્વ આ સર્વ મિથ્યા તપાસી,
રહે આપને અંતરે જે ઉદાસી;
કહ્યો મોક્ષનો લક્ષ તે લોક કામે,
દિધી દેશના શુદ્ધ દલપત્તરામને. ૧૬.

---

## હરિ ભજવાનો ઉપદેશ.

### પાઠ બીજો.

### ઉપેંદ્રવજ્રા છંદ.

જયા તથા વાદ વૃથા વિસારી,કથા તથા કીર્તન તે ઉચારી;
ધીરે રહી ધ્યાન ધરી ધરીને,હરિ હરિ બોલ ફરીફરીને.૧.
ઉચ્ચારનો ઉર વિચાર આણી,સુકર્મનો મારગ સદ્ય જાણી;
કુકર્મને દૂર કરી કરીને, હરિ હરિ બોલ ફરી ફરીને. ૨.
ઉલ્લાસથી અંતરને ઉજાળી, અનાદિ ઉન્મત્તપણું પ્રજાળી;
ઠરેલ થૈ ઠીક ઠરી ઠરીને, હરિ હરિ બોલ ફરી ફરીને.૩
પવિત્રતા મિત્ર વિચિત્ર પાળી,દરામની હામતમામ ટાળી;
દગાથકી દીલ ડરીડરીને, હરિહરિ બોલ ફરી ફરીને. ૪.
ચઢીશમાં ચૂકિ કુચાલ ચાળે,કદીશમાં ક્રોધ કદાપિ કાળે;
ભલાઈ ભંડાર ભરી ભરીને, હરિહરિ બોલ ફરી ફરીને. ૫.
સુ ભાષણો સર્વસ સાંભળીને,ભલાભલા શોધકમાં ભળીને;
ખુશીથી લે વાત ખરીખરીને,હરિહરિ બોલ ફરી ફરીને. ૬
સુ સંગતીની કર નિત્ય સેવા,લજ્જાય શું લાભ અલભ્ય લેવા;
ગુણી સભા મધ્ય ગરીગરીને,હરિ હરિ બોલ ફરીફરીને.૭.
સુધર્મનો સ્વાદ સદૈવ સારો,ગણાય ચોખો ગુણવાન ધારો;
ચરાયતો નીલ ચરી ચરીને,હરિ હરિ બોલ ફરી ફરીને.૮.
ભલાંભુંડાં ભાષણ મૂખ ભાખે,ગણીગણી ઇશ્વર યાદ રાખે;
જરૂર ભૂલે ન જરી જરીને,હરિ હરિ બોલ ફરી ફરીને. ૯.
કરેલ કાયા ઘટ જેમ કાણો, ભરેલ આયુષ્ય જળ પ્રમાણો;
જશે બધું નીર ઝરીઝરીને, હરિહરિ બોલ ફરીફરીને. ૧૦.
અપાર સંસાર સમુદ્ર આછે, સદાય તે સંકટની સિમાછે
તકાવ તું પાર તરી તરીને, હરિ હરિ બોલ ફરીફરીને.૧૧.
ધુમાડિનો ધુમ્ર અનિત્ય એછે, સુબોધ શીક્ષા દલપત્ત દેછે;
મનુષ્ય દો જાય મરીમરીને, હરિહરિ બોલ ફરીફરીને.૧૨.

---

## ઇશ્વર ભજવાનો ઉપદેશ.

### લક્ષ્મીધર છંદ.

ઠીક થૈ જે દરેલો બધે હાલછે,

નાથ તે એક તેનાં ઘણાં નામછે;
સર્વદા જો તમે કામ સારાં સજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો ૧.
જાણજો જ્ઞાન અજ્ઞાનને જુદછે,
સેવવા જોગ તો શ્રીહરિ શુદ્ધછે;
ભૂતને પ્રેતને તૂત જાણી તજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૨.
કોટિ બ્રહ્માંડનો એજ કર્તાર છે,
કામ જેનાં જુઓ સર્વ શ્રીકાર છે;
હે જનો હેતથી હેતુ તેના હજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૩.
ઇંદ્ર જેવાં જુઓ બિંબ આકાસમાં,
ભાળિયે આપણે ઇંદુ આભાસમાં;
સ્થાપનારાતણા આપ મિત્રો થજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૪.
પાણીને પૃથ્વિ પોતેજ પેદા કર્યાં,
ધ્યાન દે માનવીને રચીને ધર્યાં;
સર્જનારો હશે કોણ તે સોધજો,
ભૂપના ભૂપને ભકત થૈને ભજો. ૫.
આપણે કાજ જે અંન પાણી ધરે,
કષ્ટ કાળે વળી તેજ રક્ષા કરે;
માનવી માત્ર જેથી કરેછે મજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૬.
સિદ્ધિ જેની મહા શક્તિ દીસે સદા,
કોડ કાળે નહીં નાશ જેનો કદા;
વિશ્વના વાસીં સૌ વાલપે વંદજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૭.
આદિ કે અંત જેનો નથી આવતો,
ભૂધરો એજ છે ભક્તને ભાવતો;
ચાતુરી તેતણી ચિત્ત વિચારજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૮.
રોમમાં કોટિ બ્રહ્માંડ છે રાજતાં,
છેક ઝીણાંજ છે છિદ્રમાં છાજતાં;
રે તમે દીલમાં દાખલા રાખજો,
ભૂપના ભૂપને ભકત થૈને ભજો. ૯.
લાખ વાતોતણી એક આ લેખજો,
પ્રાણિના નાથને પ્રેમથી પેખજો;
મુક્તિનો માર્ગ તે મૂખથી માગજો,
ભૂપના ભૂપને ભકત થૈને ભજો. ૧૦.
અંતરે ઇચ્છશો એ પ્રભૂ આપશે,
સ્થીરતામાં સદા થોભિને થાપશે;
વિક્તિયે વાત આ વેતથી વાંચજો,
ભૂપના ભૂપને ભકત થૈને ભજો. ૧૧.

દોહરો.

ભજો ભકત થૈ ભાવથી, કૃપાળુ જન કરતાર;
રૂડી દલપતરામની, સરવ કથાનો સાર. ૧૨.

---

## પ્રભુ ભજવાનો ઉપદેશ.

### ચંદ્રાવળા છંદ.

પ્રભુ ભજિયે તજિયે મન મમતા, સજિયે કારજ શુદ્ધ,
સકળ કળાનો સાર સમજિયે, તજિયે વચન વિરૂદ્ધ;
તજિયે વચન વિરૂદ્ધ વિચારી,
અમૃત સમાન વચન ઉચ્ચારી;
દલપતરામ કહે સજિ શમતા,
પ્રભુ ભજિએ તજીએ મન મમતા. ૧.
કીર્તિ વધે તેવાં કૃત કરિયે, ડરિયે દેખી દોષ;
ભલી શિખામણ ભીતર ભરિયે, રૂદય ન ધરિયે રોષ;
રૂદય ન ધરિયે રોષ કદાપિ,
કઠણ કથન કો કહે તદાપી;
દલપતરામ કહે દિલ ડરિયે,
કીર્તિ વધે તેવાં કૃત કરિયે. ૨.
શા માટે અપજશ સંઘરિયે, ભરિયે શિદ શિર ભાર
મિત્રપણું અધિકું આદરિયે મરિયે વળી જે વાર;
મરિયે વળી જે વાર વખાણે,
અંતરમાં પ્રીતિ સૌ આણે;
સહસ્ર વર્ષ સુધી સાંભરિયે,
શા માટે અપજશ સંઘરિયે. ૩.
પરમ ધરમનાં કરમ કરીને, ભરમ ભાગી ભય છોડ;
મર્મ સમજ સજ શરમ સર્વદા, પ્રભુમાં પ્રીતિ જોડ;
પ્રભુમાં પ્રીતિ જોડ જરૂરથી,
સદગુણ સજ દુર્ગુણ તજ દુરથી;
હરઘડિયે સંભાર હરિને,
પરમ ધરમનાં કર્મ કરીને. ૪.

ધાયક શુભ સાંભળ સુખદાયક, લાયક થઈ લેલાણુ;
ગણિ ગણિને ગુણ નરવાયકના[1] ગાયક થઈ કરગાન;
ગાયક થઈ કર ગાયન ગરજી,
મનમાં તેની સમજી મરજી;
દલપતરામ કહે દુખ ધાયક,
વાયક શુભ સાંભલ સુખદાયક. ૫.
ધર્મ ધુરંધરતા ધીરજ ધર ધરણી ધર ધ્યાન;
તુચ્છપણાની ટેવ તુરત તજ, ભજ ભાવે ભગવાન;
ભજ ભાવે ભગવાન ભજનથી;
સજ અંતરમાં સ્નેહ સજનથી;
દલપત કહે સદા સુકૃત કર,
ધર્મ ધુરંધરતા ધીરજ ધર. ૬.
અખિલ બખિલ દાતાનું અંતે, હરવાનું એ દામ;
તે માટે મહિનાના ત્રિસ દિન, નિશ દિન રટિયે નામ;
નિશ દિન રટિયે નામ ન ભૂલી,
ફેલ કરી ફરીયે નહિ ફુલી;
દલપત કહે કહ્યું સૌ સંતે,
અખિલ બખિલ દાતાનું અંતે. ૭.
સુધર સુધર નર તું સુધરીને, સુધાર સૌ સંસાર;
આળસ વિષ તજી ઉદ્યમ રૂપી, કાં ન જમે કંસાર;
કાં ન જમે કંસાર સરસ તે,
તૃષિત મરે શિદ વારિ વરસતે;
કહે દલપત દિલ દીસ કરીને,
સુધર સુધર નર તું સુધરીને. ૮.

**ઉપદેશી સિંહાવલોકન સવૈયા.**

કરવા સુ વિચાર સદા દિલમાં,
ભવસાગર ભક્તિ કરી તરવા;
તરવાર બહાદુર તેજ ખરો
દિલને નહિ દે દુખથી ડરવા;
ડરવાનું ગણે દિલ દુર્ગુણથી,
હરખાય પરાઈ પિડા હરવા;
હરવા પરદ્રવ્ય કહે દલપત્ત,
ચહે નહિ ચિત્ત બુરૂં કરવા. ૧.
કરિયે પરમારથ પ્રિત સહીત,
અને કૃતિ ઉત્તમ આદરિયે;
દરિયે દુખને ડુબતો જન દેખી,
દયા દિલમાં ધરથી ધરીયે;
ધરિયે રથ ચક્ર ફરે ધરણીપર,
તેમ દયા ગુણ વાવરિયે;
વરિયે વર અન્ય નહીં દલપત્ત,
પતિ જગ કારકને કરિયે. ૨.
મળશે નહિ જન્મ મનુષ્ય તણો,
અઘટિત કર્યા કૃત ઉબળશે;
બળશે નહિ પાપ પછી સઘળાં,
તુજ સંકટ કોઇ નસાંભળશે;
ભળશે દુખ આવીં અનેક ભિન્નં,
ઉભરાની પેઠે અતિ ઉછળશે;
છળશે જમ દૂત કહે દલપત્ત,
પછી તુજ પાપ પુરાં મળશે. ૩.
ધરથી શુભ ધર્મ વિચાર ધરો,
ડરવું ન પડે જમના ડરથી;
ડરથી તજી ધર્મ ન દોષ કરો,
નિપજે નહિ કાંઈ કદી નરથી;
નરથી નીપજે સુખકે દુખ તો,
પછીં સર્વ પિડાય પરસ્પરથી;
પરથી ન બને કશું એ દલપત,
બનેજ બધું ધરણી ધરથી. ૪.
ધનમાં મન ધારીં ધમા ધમ કીધ,
રહ્યો નહીં નેહ નીરંજનમાં;
જનમાં ધરીં જન્મ જનાવર જેમ,
ન કાઢિ ઘડીં કદિ કીર્તનમાં;
તનમાં તરૂણાઈ ઘટી દલપત,
ઢળી વય વર્ષ અઠાવનમાં;
વનમાં પકડે પશુ પારધી તેમ,
બખીલ પડ્યો જમ બંધનમાં. ૫.
મુખમાં મહારાજનું નામ ન લે,
સુખિયો થઇ શોધીં ફરે સુખમાં;
સુખમાં તુજ ધાર ધિક્કાર પડ્યો,
ધિક માત તને ધરિયો કુખમાં;
કુખમાં ભરીં ભોજન પાન ભમે;
દિનનાથ સહાય કરે દુખમાં;
દુખમાં ન ધર્યો દલપત કહે,
પડીં ધૂળ અધૂક મનુમુખમાં. ૬.
મનમાં ગુણ કે ગણું દોર જવે પણ,

૧ નરનાયક—પુરૂશોત્તમ અથવા પરમેશ્વર.

દાખિશ દેખિશ તે તજમાં;
તજમાં પચી પાન ઇલાઇચીમાં,
ખરચ્યા ખુરદા રદ કારજમાં;
રજમાં ગયું તારૂં રળ્યું શુભમાં,
ઉચર્યા થકી ઓછું ભર્યું ગજમાં;
ગજમાં હયમાં દલપત્ત કહે,
દિલ દાખ્યું નહીં હરિ નામજમાં. ૭.
પળિયે તુજ શીશ સપેત થયું,
જેમ ફુલ સુકાય ફુલી કળિયે;
કળિયે તુંજ પંડ પ્રવેશ કર્યો,
ધુર ધર્મની ધોરી તજી ગળિયે;
ગળી એજ રીતિ ગણિ તે ગણતાં,
પણ આશ જે પત્ર ફળે ફળિયે;
ફળીએ જન દીન દીઠે દલપત્ત,
ન પાણીજ પાયું કદી પળિયે. ૮.
ઘટમાં ઘણી ઘાત અઘાત ભરી;
છળ ભેદ કરે પછી છેવટમાં,
વટમાં ન રહ્યો જન જાતિ તણી,
લલચાઇ રહ્યો જન લંપટમાં;
પટમાંહિ મનોહર પેચ રચી,
શણગાર સજે અતિ ઉલટમાં;
લટમાહિ ધુપેલ ધરી દલપત,
ધુમે પછી સુંદીર સંઘટમાં. ૯.
કર વાવરીએ શુભ કામ વિષે,
ધરિ હામ પરાઇ પિડા હરવા;
હરવાતતણું સમજી મનહારદ,
જ્ઞાની થવું ગુણ સંઘરવા;
ઘર વાસ વશી ઘણી પુંજી કરો,
પરલોક વિષે પછિ વાવરવા;
પરવાર મળે પળ પાંચતણો,
કરીએ મન જ્ઞાન કથા કરવા. ૧૦.

---

## ઉદારતા વિશે.

### વસંતતિલકા વૃત્ત.

જો ઇશ્વરે અતિ ઘણું ધન ધાન્ય આપ્યું,
કંગાલતા કુભવના તણું કષ્ટ કાપ્યું;
પૃથ્વી વિશે દશદિશે જશ પાથરોરે,
ઓદાર્ય કાર્ય કરવા "કર વાવરોરે." ૧.
પ્રત્યક્ષ ભક્ષ નવટાંકજ નિત્ય પામો,
તો રાંકને તુરત તેથકી ટાંકવામો;
હે વૃદ્ધબાળ તરૂણા કરૂણા કરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૨.
રે માનવી સરવ માનવી વાત મારી,
છે અર્થની નથી અનર્થની કે નઠારી;
શાસ્ત્રો વિશે લખતછે મતછે ખરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૩
જે વાવર્યું સુકૃતમાં વર્યું તે તમારૂં,
દાટેલ જે ઘરજમાં રજમાં જનારૂં;
ધીમંતતા કથનમાં મનમાં ધરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૪
જો રોધ કીધ જળપૂર જતાં સુ પથે,
તો પ્રૌઢપૂર પછી તે પ્રસરે કુપંથે;
ઉભો રહે નહિ અહર્નિશ ઉભરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૫.
હાથી હજાર પતિ હાકમ જે હતા તે,
છે કોઇ છેવટ સુધી છતમાં છતાતે,
ઉચ્ચાર એમ ગણના ગણિ ઉચ્ચરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૬.
થોકે મળી સ્થિર કદી સ્થળમાં થવાના,
પૈસા પછીથી પળમાં જળમાં જવાના;
એ કારણે અતિ રૂડાં કૃત્ય આદરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૭.
તે ધન્ય ધન્ય ધરણીપર ધીંડ ધારી,
જે આંત રાખીખરચે વિતને વિચારી;
પોતે સુપંથ સમજે પણ પાંશરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૮.
જે દીનને પ્રતિદિને સુખ દાન દાતા,
તે ધન્ય તેમજ મહા ધન્ય તાત માતા;
એવું વિચારી શુભ સાધન સંઘરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૯.
જો ખાન પાન સનમાનનું દાન દેશો,
તો જ્ઞાન વાન ભગવાનથી માન લેશો;

અંતે અભિષ્ટ મળીં કષ્ટથી ઉગરોરે;
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧૦.
જે લાખ લાખ અભિલાખ અખંડ રાખો,
તો ટાળીંને અશુભતા શુભ ભાપ ભાખો;
પાપીષ્ટ જે કઠણુ બોધ કરો પરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧૧.
કીધો પ્રસિદ્ધ પરીપૂરણુ પાઠ આમેં,
રૂડો વિચાર રચીંને દલપત્તરામે;
લોકોપકાર કરતાં દિલના ડરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧૨.

દોહરા.

ઉદાર જન ને ઈંદુથી, બહુતું પોષણુ થાય;
જેની જગમાં જગમગે, સોળે કળા સદાય. ૧૩
ઉદાર પુરૂશ ઉદારતા, તજે ન સહિ પરિતાપ;
આંબા ને પથરો હણે, પણુ આપે ફળ આપ. ૧૪.

ઇંદ્રવિજય છંદ.

વાંસ વળી શળીં જાય ભલે પણુ,
મોભતણો કદીં ક્ષોભ ન થાશો;
ડાળખીં પાન ખવાય ભલે,
થડ મૂળ ખચીત કદી ન ખવાશો;
કોઇક અંગ કપાય કદી પણુ,
મસ્તક એક કદી ન કપાશો;
સોયજને દલપત્ત કહે,
પણુ સો જણુનો સરદાર ન જાશો. ૧૫.

---

## સારૂં કામ કરવા વિશે.

### ઉપજાતિ વૃત્ત.

અરે રૂડો માનવ દેહ આવ્યો,
બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જે તમારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૧.
ન કાઢશો કાળ કદી નકામો,
પરોપકારી શુભ નામ પામો;
દગાદંથી નામ ઠરે નઠારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૨.
સું કીર્તિનો સ્વાદ સદૈવ ચાખે,
આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નીર્ભયતું નગારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૩.
જગત્પતિને પ્રિય કામ જે છે,
આ લોકમાં ઉત્તમ કામ એ છે;
બીજુ બધું માલવિના બિચારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૪.
હેતે કરો પૂણ્ય પવિત્ર હાથે,
હાથે કર્યું તેજ સદૈવ સાથે;
બીજુ નહીં એક મળે ઉગારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૫.
દુષ્ટો મરીને અતિ દુઃખીં થાય,
જે દુઃખ છીંએ ઉચર્યું ન જાય;
ચિત્રો વિશે કેમ કરી ચિતારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૬.
જરે કરી ઉન્મતતા ન આણો,
જરે કરીને નહીં શ્રેષ્ટ જાણો;
જરે કરીને ન રમો જુગારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૭.
આયુષ્યમાંથી પળ ઓછીં થાય,
મહા મુલી તે નહિ મેળવાય;
જરૂર આ જીવન છે જનારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૮.
મહીપતિઓ પણુ રાજ્યમેલી,
ખપી ગયા ભૂપર ખેલ ખેલી;
વિશેષ શું વર્ણન હું વધારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૯.
નથી નથી નિશ્ચળ દ્રવ્ય દેહ,
નથી નથી નિશ્ચળ નારિનેહ;
અંતે થશે તે સઘળું અકારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૧૦.
સંસારનું સુખ સુવા સમાન,
નિશ્ચે તમે માનીં રહ્યા નિદાન;
ખચીત થાશે અતિ એજ ખારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૧૧.
મનુષ્ય કાયા નથીં ભોજ માટે,
નહી નથી તે પશુપંક્ષીં માટે;

અખંડ સ્વર્ગે સુખ આપનારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૧૨.

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

કોડે કામ કરો કૃપાળુ બનીને, સઉ શાસ્ત્ર શિક્ષા કહે;
જેથી શ્રી જગદીશ રીસ તજીને, રાજી રૂદેમાં રહે;
આ શિક્ષા શુણીને સુબોધ ગણીને, સુસ્નેહ સંભારજો;
ખે છે દલપત્તરામ દિલમાં, ધીરા જનો ધારજો. ૧૩.

### દોહરા.

જો સુખ ઇચ્છો જગતમાં, કરો સદા શુભ કામ;
એ શીખામણ અહરનિશ, દે છે દલપતરામ. ૧૪.
સરસું કરતાં વાર બહુ, નરસું તરત કરાય;
સાકર ગંધક તેલથી,તરત કોયલો થાય. ૧૫.
જેવા તેવા નર કહે, તે નવ કરિયે કામ;
જે વાતે વાનર કહે, તે નવ કરિયે કામ. ૧૬.
સારૂં નરસું કામ કરી, પછી જુઓ પરિણામ;
વિખ અમ્રત વાવી જુઓ, દાખે દલપતરામ. ૧૭.

### મનહરછંદ.

સારૂં કામ કરે તેની ખામીઓ ન ખોળી જોવી,
સારા સારા ગુણ જોઈ કહેવું જે સારૂં છે;
શાણપણે શાણા જનો સજે કામ તોય તેમાં,
નક્કી જાણો કશું કહેવાનું રહેનારૂં છે;
ઈશ્વરના કામમાં અનેક રીતે ખામી ભાસે,
મણીમાં મિઠાશ નહિ નિધિ જળ ખારૂં છે;
કહે દલપત કોટિ ભાનુનો આ ભાસ છતાં,
આશમાની રંગ આ આકાશમાં અંધારૂં છે. ૧૮.

### દોહરો.

સૌ વાતે પડદો ભલો, ખુલ્લે દિસે બિગાડ;
ત્વચા મઢયું શોભે શરીર, વસે માંહિ ગંદવાડ. ૧૯.

---

## પોતે પોતાનું કામ કરી લેવા વિશે.

### દોહરા.

અંતરમાં ઈશ્વિર ધરી, પ્રેમે કરી પ્રણામ;
શુભ ભાસે તે સર્વદા, કર તું તારૂં કામ. ૧.
કોઈ વખાણે વિશ્વમાં, કોઈ કરે બદનામ;
તેની તો ચિંતા તજી, કર તું તારૂં કામ. ૨.
પ્રથમ વિચારી તપાસીજો, પોતે તું પરિણામ;
શુભ ફળ દાયક સંભવિત, કર તું તારૂં કામ. ૩.
સ્વભાવ જૂદા સર્વના, તે નહિ મળે તમામ;
કોસારૂં નરસું કહે, કર તું તારૂં કામ. ૪.
બહુ ધન ખરચી બાંધિયે, ધરણી ઉપર ધામ;
કોઈ ઊંચું નીચું કહે, કર તું તારૂં કામ. ૫.
ભલા કુવાને પણ ભલો, ગણે ન સઘળું ગામ;
કહે કો પહોળો સાંકડો, કર તું તારૂં કામ. ૬.
સજ્જનતણી સલાહ લૈ, ઠીક કરી મન ઠામ;
ભાસે જે તુજને ભલું, કર તું તારૂં કામ. ૭.
પ્રારંભ્યું પૂરૂં કરી, વળતી લે વિશ્રામ;
વચમાં વાત ન સાંભળીશ, કર તું તારૂં કામ. ૮.
આળસ તજી અહોનિશા, હઇડે રાખી હામ;
સર્વેનું શુભ ચાહીને, કર તું તારૂં કામ. ૯.
કોઈ સુરબ્બી માનશે, ગણશે કોઈ ગુલામ;
હરખ શોક તેનો તજી, કર તું તારૂં કામ. ૧૦.
જે માટીનાં માનવી, તે શું દેશે દામ;
ઇશ્વિરની આશા ધરી, કર તું તારૂં કામ. ૧૧.
સલાહ સારી સર્વદા, દે છે દલપતરામ;
નિર્મળ મન નિશ્ચય કરી, કર તું તારૂં કામ. ૧૨.
તેજ તમારૂં જાણજો, કીધું જે શુભ કામ;
પછી બીજા પૃથ્વી વિશે, દાટયા રહેશે દામ. ૧૩.
પ્રભુની ચહાય પ્રસંનતા, કરે તેજ શુભ કામ;
કાં કીર્તિ ભૂખ્યો કરે, નિશ્ચળ રહેવા નામ. ૧૪.
નિંદા સ્તુતી નવ ગણો. કરો આપ શુભ કાજ;
કર્યા જાયછે કામ નિજ, જેમ મેઘ રવિ રાજ. ૧૫.

## ચોકી બંધ સવૈયો.

વાર તમે તલભાર કરો ન, સદાશુભ કામ ધરો કરવા; | વાર નથી થઇ છે વચમાં, તઇયારિ થઈ ફરવા મરવા
વાર કરો ધરિ દીનજનોનિ, કરો જન કષ્ટથકી નરવા; | વારમવાર કહે દલપત્ત, ચઢો ભવતીર તમે તરવા. ૧૬.




### ઇંદ્રવિજય છંદ.

પ્રાણિ વિચાર વિલંબ કરી કરી,
કામ ઘણાં કરવા ઉર ધારે;
આયુષ આમ તમામ જશે વહી,
કામ કર્યાનું કરીશજ ક્યારે;
જાવું પડે પછી રાત પ્રભાત,
જમાત મળે જમ દૂતની જ્યારે;
કામ ભલાં દલપત્ત કહે કર,
જે કર તે કર આજ અસારે.

### દોહરો

નામ કામનાં શું ગણો, કરી બતાવો કામ;
પુત્ર હજી તો પેટમાં, આગથી શું નામ. ૧૭.

### મનહર છંદ.

ઢોંગ ધરી દુનિયામાં દેખાડવું ભલું ડોળ,
એવી તો સંસાર વિશે સૌને સમજાયું છે;
પોતાની તપાસ્યા વિના ભાખવી બીજાની ભૂલ,
એ વિદ્યાથી ભૂતળમાં ભાગ્યેજ અજાણ્યું છે;
ભલાં ભલાં ભાષણોથી ભાખી તો શકાય પણ,
કરી ન શકાય એજ એક આશ્ચર્ય છે;
કહે દલપતરામ કહેવું સરસ કામ,
કહેવું તેવું કરી દેખાડવું કઠણ છે. ૧૮.

---

## પરોપકાર કરવા વિષે.

### કુંડળિયા—ભુજંગી છંદ.

રાખી દયા રદય વિષે, કરો લોક ઉપકાર;

ઉત્તમ કારજ એજછે, સર્વ ધર્મનો સાર;
બધા ધર્મનો સારમાં સાર એછે,
કથા વારતા ચયકારો કહેછે;
શિખી સાંભળીને જુઓ શબ્દ સાંખી,[1]
બનો ઉપકારી દયા દીલ રાખી. ૧.
સર્વે લોકો છે સગા, પિતા એકનું પેટ;
એ સઉમાંથી એક પણ, નથી પરાયો નેટ;
પરાયો નથી નેટ એ મધ્ય એકે,
વડી બુદ્ધિ લાવી વિચારો વિવેકે;
ગયું જ્ઞાનનું ભાન અત્યંત ગર્વે,
સગાઇ જુનીથી ગયા લોક સર્વે. ૨.
પ્રીતિ જેવી પૂત્ર પર, થાત ઉપર જે ભાવ;
સ્નેહ તેહવો સર્વ પર, ઠરવા કરો ઠરાવ;
ઠરાવો સદા સ્નેહ સૌ લોક સાથે,
મયા રાખજો માનવી માત્ર માથે;
રૂડી જાણજો અંતરે એજ રીતિ,
પુરી રાખજો પુત્રની તુલ્ય પ્રીતિ ૩.
પામે પીડા પુત્ર તો, તાત ધરે સંતાપ;
પિતા અધિક પરતાયજો, પુત્ર કરે બહુ પાપ;
બહૂ પાપ જો આદરે પૂત્ર પાપી,
તજી દે નહીં તાત તેને તથાપિ;
રૂડું એહનું ઇચ્છશે, સર્વ ઠામે,
પિતા શોચશે જો પિડા પૂત્ર પામે. ૪.
એજ રીતે જન અખિલનું, ઇચ્છો રૂડું આપ;
તરત કરો જ્યમ તેહના, સર્વ ટળે સંતાપ;
ટળે સર્વ સંતાપ સર્વે પ્રજાના,
મહા વૈભવો ભોગવે તે મજાના;
સદા કાળ શોભે સમૃદ્ધી સંહી તે,
રૂડું અંતરે ઇચ્છજો એજ રીતે. ૫.
દુખ દેખી દિલ ધરી દયા, દેવું સુખનું દાન;
તન મન ધન તે કારણે, કરો સકળ કુરબાન;
કરો સર્વ કુરબાનને કષ્ટ કાપો,
નિરાશ્રીતને આશરો નિત્ય આપો;
રૂડા જન્મનો સારમાં સાર લેખી,
દયા રાખજો દીલમાં દુઃખી દેખી. ૬.
આપ વિચારો આપનું, દેહતણું જે દુઃખ;
સમજો તેવું સર્વને, દેહ દુઃખ કે સુખ;
ખરે દુઃખ કે સુખ સર્વેનું એવું,
લગારે નહીં ન્યૂન ધારીજ લેવું;
તથા ચિત્ત ચાતુરી ધિક્કાર વ્યાપે,
વિચારી જુઓ આપનું ચિત્ત આપે. ૭.
સદા સર્વને માનજો, કદી ન કરો અપમાન;
આપે જે અપમાન નર, નકી એજ નાદાન;
નકી એજ નાદાનની જાત નીચી,
મુખે બોલશે બોલ જે આંખ મીચી;
નહીં લાયકી એ થકી લેખી લેજો,
સદા સર્વને આપ સન્માન દેજો. ૮.
જુઓ સર્વ સૃષ્ટી વિષે, નજર કરીને નિત્ય;
મનુષ્યપર મહારાજની, સૌથી પૂરી પ્રીત;
પૂરી પ્રીત સૌથી મનુષ્યોજ પામ્યાં,
જુઓ જે થકી જુક્તિએ ખૂબ જામ્યાં;
દયાવંત તે ઉપરે દેવ દષ્ટી,
તપાશી તમે તો જુઓ સર્વ સૃષ્ટી. ૯.
તે માટે સજ્જન તમે, જનપર પૂરણ પ્યાર;
રાખો તો પ્રભુ રીઝશે, કૃપા સિંધુ કર્તાર;
કૃપા સિંધુ કર્તાર ભર્તાર રીઝે,
નહીં તો ખરેખાત તે ખૂબ ખીજે;
કહુંછું કથા તે વૃથા જાય વારે,
સુણો સજ્જનો સૌ તમો તેજ માટે. ૧૦.
તમે પ્રીત તે ઉપરે, રાખો રૂડી રીત;
તો તે જન તમ ઉપરે, પુરી રાખશે પ્રીત;
પુરી રાખશે પ્રીત તે રીત રૂડી,
કશી એ વિષે વાત એકે ન કૂડી;
ચતુરાઇથી પ્રીતનો સ્વાદ ચાખો,
તમે પ્રીત તે ઉપરે રોજ રાખો. ૧૧.
ઇચ્છે ભુંડું આપણું, કદી અજ્ઞાની કોઈ;
તોપણ તે જનનું તમે, જરૂર રિઝો સુખ જોઈ;
રિઝો સુખ જોઇ તથા તોય તેનું,
કદી ઇચ્છશોમાં દિલે કષ્ટ કેનું;
પુરા હોય તે તો નકી એમ પ્રીછે,
ભલે કોઇ જો આપણું ભુંડું ઇછે. ૧૨.
સુખ પામે સઘળી પ્રજા, ઓ ઇશ્વર એ આપ;
હેતુ કે શત્રુ હજો પણ થાજો નિષ્પાપ;
થજો સર્વ નિષ્પાપ સત્કર્મ પામી,

[1] સાંખી—માની.

કશી વાત કેરી રહેશે ન ખામી;
રૂડેની રૂચી બોલી દલપતરામે,
પ્રજા.સર્વ સારી રીતે સૂખ પામે. ૧૩.

**સર્વતો ભદ્ર ચક્ર પ્રબંધ.—સવૈયા ૪૮.**

પર કામ કરો મન પ્રેમ ભરી,
ભજિ પ્રાણપતી શુર વીર હરી;
નર દામધરો જન એમ કરી,
સજિ જાણ મતિ દુર શિર કરી;
ઘર ઠામ કરો ધન જેમ ઝરી,
ગજિ ખાણ ગતી પુર નીર તરી;
કર આમ ભરો તન નેમ ધરી,
તજિ તાણ અતીઉર ધીર ધરી. ૧૪.






**સવૈયો ૨ જો.**

કામ કરો મન પ્રેમ ભરી,
ભજિ પ્રાણ પતી શુર વીર હરી નર;
દામ ધરો જન એમ કરી,
સજિ જાણ મતી દુર શીર કરી ઘર;
ઠામ કરો ધન જેમ ઝરી,
ગજિ ખાણ ગતી પુર નીર તરી કર;
આમ ભરો તન નેમ ધરી,
તજિ તાણ અતી ઉર ધીર ધરી પર. ૨.

**૩ જો.**

કરો મન પ્રેમ ભરી ભજિ,
પ્રાણ પતી શુરવીર હરી નર દામ;
ધરો જન એમ કરી સજિ,
જાણ મતી દુર શીર કરી ઘર ઠામ;
કરો ધન જેમ ઝરી ગજિ,

બાણુ ગતી પુર નીર તરી કર આમ;
ભરો તન નેમ ધરી તજિ,
તાણુ અતિ ઉર ધીર ધરી પર કામ. ૩.

**૪ થો.**

મન પ્રેમ ભરી ભજિ પ્રાણુપતી,
શુર વીર ઠરી નર હામ ધરો;
જન એમ કરી સજિ જાણુ મતી,
દુર શીર કરી થર ઠામ ઠરો;
ધન જેમ ઝરી ગજિ બાણુ ગરી,
પુર નીર તરી કર આમ ભરો;
તન નેમ ધરી તજિ તાણુ અતી,
ઉર ધીર ધરી પર કામ કરો. ૪.

**અર્થ.**

ઉપર લખેલા પહેલા સવૈયાનો અર્થ આ નીચે લખ્યો છે; તેના આધારથી તેમાના બીજા સવૈયાનો અર્થ પણ સમજનારને સમજી સકાશે.

"મનમાં પ્રેમ ભરીને પારકાં કામ એટલે પરોપકારી કામ કરો; વળી શુર વીર ઠરીને પ્રાણુના પતિ જે પરમેશ્વર તેને ભજીને;

હે માણસો જનજાતિ પામીને એમ એટલે બતાવ્યા પ્રમાણે કરીને હિમત ધરો; અને સુજાણબુદ્ધિ સજીને, માથું દૂર મૂકીને, એટલે જેમ શુરવીર માથું દૂર મૂકીને હિમતનું કામ કરેછે; મતલબ કે માથાની ફીકર રાખ્યા વગર લડેછે, તેમ વળી વરસાદની પેઠે ઉદારતાથી ઝરીને એટલે દાન કરીને થર એટલે સ્થીર અચળ ઠેકાણે સ્વર્ગમાં ઠરો; અને બાણુના જેવી ગતીથી ગર્જના કરીને સંસાર સમુદ્રના નીરનું પૂરતરીને, "અચળ થાઓ" શરીરે નિયમ ધરીને, આવી રીતનો ઇશ્વરી કર એટલે વેરો ભરો, બીજી ઘણી તાણુ ખેંચ તજીને મનમાં ધીરજ ધરીને એમ કરો."

**દોહરા.**

એજ વિચર ઘણો વડો, એજ વડો આચાર;
માણુસ માત્રે મન ધરી, કરવો પરોપકાર. ૧૫.
પરમેશ્વરનો પામવા, ઇચ્છો પ્રેમ અપાર;
નેહ ધરી નર નારિયો, કરો શુભ ઉપકાર. ૧૬.
જપ તપ તીરથ વ્રત નિયમ, સૌ સાધારણ ધર્મ;
પરોપકાર કરો સદા, એજ ધર્મનો મર્મ. ૧૭.
લાયક આશિષ લોકની, વિશેષ જાય ન વ્યર્થ;
આશિષ ઓખડ ફારશી, એક શબ્દનો અર્થ. ૧૮.

**છપ્પો.**

અતિશય બની ઉદાર, કરો પ્રીતે પરમારથ;
વ્યર્થ બિજો વ્યવહાર, એજ સાચોછે સ્વારથ;
રીઝે જગનો રાય, થાય નાણું જો થોકે;
નહીં રહે કશું ન્યુન, પુણ્ય ફળશે પર લોકે;
ટપકે ટપકે સરવર ભરે, પાળ કાંકરે કાંકરે;
હિંમતધરી હાથો હાથથી, નાંખો કણુ નવ ટાંકરે. ૧૯.

**દોહરા.**

લાભ લીધો પર લોકનો, ધર્યું અવીચળ ધામ;
પ્રીતે પર ઉપકારનાં, કીધાં જેણે કામ. ૨૦.
માન તરત કદીં નવ મળે, તો તેથી શું થાય;
ખેડ કરી શુભ કામની, તે નિષ્ફળ નવ જાય. ૨૧.

---

## કોઇનું ભલું કરવાથી પ્રભુ રીઝે છે.

**દોહરા.**

કરીયે સારૂં કોઇનું, એજ ધર્મનું કર્મ;
બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ. ૧,
તે માટે મનમાં તમે, કરજો પ્રથમ વિચાર;
આ કરવાથી કેટલો, થાશે પરોપકાર. ૨.

**હરિગીત છંદ.**

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો ધર્મ જાણીને ધસ્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને વન વિષે જૈને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહીં પેટ ભીખીને ભર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૩.
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું ચાહીં ગોમય ચોળીને
તેં પંચ ગવ્ય વિશેષ પ્રાશન કીધ ઘોળી ઘોળીને;
આહાર એકજ વાર કરવો એવું વ્રત તેં આચર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૪.
તેં હોમ હવન ઘણા કર્યા ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીને ચઢાવ્યાં દૂધ દહીં ગાયોતણાં;
બહુ વર્ષ મુખ મુનિવ્રત ધર્યું તે ઠીક તુજ મનમાં ઠર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૫.

તેં નવ નવાં નૈવેદ કરીને તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસને એકાસણાં કરી દેહને બહુ તેં દમ્યો;
ખાડો ખણીને ડાટીયું જે અન્ન જમતાં ઉગર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૬.
તેં પ્રાર્થના પ્રભુની કરી મુખ વિવિધ વચન ઉચારીને,
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા નિત નિત્ય નિયમો ધારીને;
ગદ ગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસુ ઝર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સાર કોનું શું કર્યું. ૭.
ભગવાન લુખી ભક્તિથી રીઝે નહીં રજમાત્ર તે,
પણ ભક્તિપર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રિય પાત્રતે;
તે વગર વાદવિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સાર કોનું શું કર્યું. ૮.

દોહરા.

સારૂં કોનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૯.
કરો સુધારો દેશનો, જન સુખ લે સૌકામ;
ધર્મ જાણી મનમાં ધરો. એવું ઉત્તમ કામ. ૧૦.

इति ईश्वर तथा धर्म संबंधी प्रकरण.

# प्रकरण ४ थुं.

## સંસ્થાન સુધારા વિષે.

દોહરો.

જે સંસ્થાનો ચિત ચડયાં, હવે કહું આ ઠામ;
સંક્ષેપે વર્ણન કરૂં, સહિત સુધારા કામ. ૧.

હરિગીત છંદ

વઢવાણ, રણમલસર તથા, મેવાસ મોટું રાન છે;
વળી કહું અમદાવાદમાં, જેજે સુધારા સ્થાન છે;
વળી ગુર્જરી વાણી વિલાપન, કોડથી તેમાં કહું;
શુભ ભરૂચ સંગ્રહસ્થાન, મુંબઈ સહિત સાગર વર્ણવું.૨.

### વઢવાણ વિષે.

उपजाति वृत्त.

॥ श्री वर्धमानाधिप राजसिंहो,
यो सौ महाराण पदंवि भर्ति ॥
॥ स चंद्रसिंहेन सुतेन सार्द्धं,
बुधेन पूर्णे दु रिवास्ति राज्यो ॥ १ ॥

ચંદ્રાવળા છંદ.

સોરઠ દેશતણે શીમાડે, વડું શહેર વઢવાણ
રાજ સિંહજી રાજ કરેછે, મહિપતિ તે મકવાણ;
મહિપતિ તે મકવાણાવંશી, ચંદ્ર સિંહ સુત સૂરજ અંશી;
વાસ કવિનો નાગર વાડે, સોરઠ દેશતણે શીમાડે ૨.
ભાગોળે નદી ભોગવતી છે. તેને દક્ષિણ તીર;
જૈન ધરમના જ્યાં મહા જોગી, વિચર્યા શ્રી મહાવીર;
વિચર્યા શ્રી મહાવીર વખાણી, સતી થઈ રાણક દેવડિ રાણી;
જ્યાં જુકતી બહુ જોગવતી છે, ભાગોળે નદી ભોગવતી છે. ૩.
પાટણ પુરથી પ્રથમ વસેલું, વલભિપુરની વાર;
રા'ખેંગાર જુનાગઢરાજ એનો ત્યાં અધિકાર;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિદ્ધરાજે;
કિલ્લાવાળું તેણે કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૪.
વળની રાવ કરણ વાઘેલે, પાટણને પ્રથિવીશ;
હરપાળ મકવાણાને દીધાં, બહુ ગામો બક્ષિશ;
બહુ ગામો બક્ષિશ આપી, પ્રથમ આદિ પાટડિયે થાપી;

ભલું વઢવાણ દિધું તે ભેળે, વળતી રાક કરણ વાઘેલે. ૫
માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ પાસ;
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશ પણે છે, ગણતીમાં જન જુની ગણેછે;
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૬.
કુળ દીપક દુર્લભજી કેરો, નારદ જેનું નામ;
કારભાર શ્રીકાર કરે છે, સુણિયલ કીધું ગામ;
સુણિયલ કીધું ગામ સુધારી, વસ્તી વળી વિશેષ વધારી;
ઘાટ રચાવે સરસ ઘણેરો, કુળદીપક દુર્લભજી કેરો. ૭,

**દોહરા.**

મહાવીરની વારનું, ભોગાવાનું દુખ[1];
પૂલ રચાવી ટાળિયું, સૌને કીધું સુખ. ૮.
વળી કરાવ્યું સ્કુલનું, મોટું સરસ મકાન;
બિજી ઇમારત બહુ કરી, શોભાવ્યું સંસ્થાન. ૯.

**ચંદ્રાવાળા છંદ.**

સામ વેદિ બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ;
જન્મથકી વર્સાયો નિજજાતે, ત્યાં દ્વિજ દલપતરામ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળી આઠ વધારે;
એટલી ઊમર એસ્થળ ગાળી, સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી.

**મનહર છંદ.**

અરે માધાવાવ તારૂં વિશ્વમાં વધાર્યું માન,
શોભીતી બનાવી તને સારી શણગારી છે;
લાખ ધન ખર્ચી તને લાયક લાખેણી કરી,
તેણે જાણ્યું હશે જે જરૂર તું તો સારી છે;
કેટલાક વર્ષ જતાં નીવડી તું એવી કેવી,
ખારીલી જણાઇને ગણાઈ ખૂબ ખારીછે;
કહે દલપતરામ ખર્ચત ન વ્યર્થ દામ,
ખર્ચનારે જાણ્યું હોત ખારી તું થનારી છે. ૧૧.

**દોહરા.**

વડું ખ્યાત વઢવાણ છે, સાગર સરખું શહેર;
ઉપજી એમાં એક દિન, આ આનંદ લહેર. ૧૨.
બકરા ને પાડાતણું, દેવીને બળિદાન;
દેવાતું દસરા દિને, બંધ[1] કર્યું તે સ્થાન. ૧૩.
મહિપતિ મકવાણા કુળે, રૂડા દાજી રાજ;
કુમાર વયમાં કોડથી, કીધું ઉત્તમ કાજ. ૧૪,
રૈયત રાજી રાખવા, વ્હેમ તજ્યો આ વાર;
બહુ રાજી થૈ બોલીયા, જન સૌ જેજેકાર. ૧૫.
કાલુભા નામે કહું, ભલા અવર છે ભાઈ;
લાયક લક્ષ્મણ રામસમ, સુણિયલ જોડ ગણાઇ. ૧૬.
પાપ કર્મને પરહરે, ધરે ધર્મ ધરિ ધીર;
સદા કરે સત્કર્મને, વહેમ ન રાખે વીર. ૧૭.
કરે પ્રભૂ ચડતી કળા, પામો સુજસ પ્રકાશ;
રૈયત ને રાજાતણી, ઇશ્વર પૂરે આશ, ૧૮.

**નારાચ છંદ.**

કરે રવી વિનાશ જેમ ઓસ અંધકારનો,
પડે પ્રકાશ તેમ જો વિદ્યાતણા વિચારનો;
વહેમનો વિનાશ થાય છેક અલ્પ વારમાં,
સુરીતથી જણાય ભેદ સાર ને અસારમાં; ૧૯.
થયો નરેશ જ્ઞાનવાન વર્ધમાન પૂરનો,
સુબુદ્ધિથી તજ્યો વહેમ ધારિ ધર્મ શૂરનો;
પ્રતાપવંત આપ તે પ્રજાનિ પ્રીત પામિયો,
સુકીર્તિનો પ્રકાશ આશપાશ દેશ જામિયો. ૨૦.
નરેશ દાજીરાજ આજ કાજ જે રૂડું કર્યું,
વધી વિશેષ લાજ ચિત્ત સૌ સમાજનું ઠર્યું;
સુણો પ્રજાજનો કૃપાળુ દેવ પાસ સૌ કહો,
સુપુત્ર ચંદ્રસિંહજીતણા સદા સુખી રહો. ૨૧.

**હરિગીત છંદ**

હણિ વ્હેમરૂપી વાઘ ઉન્મત, ત્રાસ ટાળ્યો અજતણો;
તેમજ ગરિબના ત્રાસ ટાળી, જુલમને જલદી હણો;
જે જે વિચારી તે તમારી, પ્રભુપુરે મન કામના;
સુખ સાજતે બહુ રાજ પામો, રાય દલપતરામના. ૨૨.

**મનહર છંદ.**

વિમળ વાઘેલા વંશ કહિયે કૈલાશ જેવો,
એથી ઉપજેલી જે ગંગાજી જેવી આજછે;
મકવાણા વંશ રૂપી મળી મહાસાગરમાં,
લાખ ગણી લોકમાં વધારી વડી લાજછે;
ચોખું નિરમળ ચિત્ત પુન્ય દાનપર પ્રીત,
કોડથી કરેલાં જેણે ધરમનાં કાજછે;

---

[1] ભોગાવાની રેતીમાં ભાર ખેંચવાથી બળદો મરી જતા હતા, તેનો દાખલો આજથી ૨૨૦૦ વર્ષ ઉપર થયેલા મહાવીર સ્વામિના વખતનો જૈન શાસ્ત્રમાં લખેલો છે.

[1] સન ૧૮૭૬ માં.

ભૂપ ભાવસીંહતણાં પરમ પવિત્ર પુત્રી,
સતિ શિરતાજ આજ રૂડાં બાઇરાજછે. ૨૩.
મોતી મહેરાણતણાં મુલકમાં માન પામે,
મોટી કીર્તિ તો તેથી દિસેછે મેહેરાણની;
હીરા જો હજાર ગાઉ હેમમાં જડાય જઈ,
ખરેખરી કીર્તિ તો તેથી હીરાની ખાણની;
ભાણનાં કિરણ ભુમિ મંડળમાં ભાસે ભલાં,
ભલાઈ તો તેથી ભાસેછે વિશેષ ભાણની;
દેશમાં વિશેષ માન પાસે દલપત તેથી,
વઢવાણનાથની વડાઈ વઢવાણની. ૨૪.

**દોહરા.**

ચિતમાં નિત ચિંતન કરૂં, ધરીં ઉર હરિનું ધ્યાન;
દિનદિન દાઇરાજનું ભલું કરે ભગવાન. ૨૫.
જસ પામો જીવો ઘણું, કરો સુધારા કાજ;
કરે કૃષ્ણ ચઢતી કળા, દિન દિન દાઇરાજ. ૨૬.

**ઉપજાતિ વૃત્ત.**

ઘધી વિશેષે પસરાય વેલો,
આધાર રાખે, સ્થળજ્યાં ઉગેલો;
ભૂલું નહિ તેમજ જન્મ ભૂમી,
ઘણે સ્થળે ઉદમ કાજ ઘૂમી. ૨૭.

**મનહર છંદ.**

મારે આમલી હું તારી છાયા તળે અવતર્યો,
તારી છાયા તળે એજ છાપરીમાં ઉછર્યો;
દેવળમાં દેવ તારી પાસેછે પારશનાથ,
શ્યામ રંગ શરીરે વિશેષ વેશ છે ધર્યો;
લાખુ વાવ લાખેણીનું પ્રતિ દિન પાણી પીધું,
વિસર્યું નથી મને હું જો વિદેશ વિચર્યો;
કહે દલપતરામ ગામ વઢવાણ સદા,
ઇશ્વર આબાદ રાખે આશીષ હું ઉચર્યો. ૨૮.

---

## રણમલસરનું વર્ણન.

**દોહરા.**

જે જગદીશે જગતમાં, રચ્યાં રૂડાં નર રત્ન;
કરીં વંદન તેને કરૂં, પ્રબંધ રચન પ્રયત્ન. ૧.
ધણી ધરાંગધરાતણો "રણમલ" રૂડું નામ;
રણમલ સર તેણે રચ્યું પરોપકારી કામ. ૨.
રચે બાગ કે બંગલા, રચે મહેલ નિજબાટ;
નવાઈ એમાં કાંઇ નહિ, એતો વહેતી વાટ. ૩.
સૌ જનના સુખ કારણે, કીધું જે કંઇ કામ;
ધરણી તળમાં ધન્ય તો, નિર્મળ તેનું નામ. ૪.
એવા જનનો જગતમાં, કરવો જશ વિસ્તાર;
આપ્યો મુજને ઇશ્વરે, એ માટે અવતાર. ૫.
સમિપ ધરાંગધરાપુરી, દાઠ બનાવ્યો ઠીક;
ઉત્તર દિશમાં ઓપતું, રણમલસર રમણીક. ૬.
દુર્ગતણા તે દ્વારથી, દિસે કેટલે દૂર;
પૂર્ણ ફૂટ પાંત્રીશસે, જાણો જનો જરૂર. ૭.
ખરચ્યું નાણું ખાંતથી, લેખે ગણિ અધલાખ;
તે પરમારથ કારણે, સૌ જનપૂરે સાખ. ૮.
કરીં સારી કારીગરી, કીધું એવું કામ;
રચના રણમલસરતણી, રાચે દેખી રામ. ૯.

**ભુજંગી છંદ.**

જહાં આજ સારી સરે[1] યુક્તિ જોઈ;
કહું તે હવે જો ધરો કાન કોઇ;
થશો મમ આનંદમાં તૃપ્ત થાશો,
ચિતે નિત્ય તે વાંચવાને ચહાશો. ૧૦.
ભલા પુણ્યના કામમાં રાખીં ભાવ,
રચ્યું રાજસાહેબ રૂડું તળાવ;
પૂરા પુણ્યનું કામ તે જેમ જાણી,
રચે પર્વ પુણ્યાર્થ પુણ્યાત્મ પ્રાણી, ૧૧.
વિશેષે કરી કામ તે હું વખાણું,
જગાધિપતિ રીઝશે એમ જાણું;
વળી પુણ્યની વાત કોઈ વખાણે,
ટળે પાપ તેનું પ્રભૂ પ્રીત આણે. ૧૨.
દયાથી પ્રભૂએ દિધી કાવ્ય શક્તિ,
ભલા ભાવથી તો કરૂં એવી ભક્તી;
કરે પુણ્યનુ કામ કોઈ વિચિત્ર,
વખાણી કરૂં મારી વાણી પવિત્ર. ૧૩.
રચ્યું ઈશ્વરે અગ્ર બ્રહ્માંડ આખું,
જુઓ કામ તેમાં જઇ બાકી રાખ્યું;
દિસે જ્યાં ઘણાં માણસોનો જમાવ,
ન કીધાં ઘણાં ત્યાં કુવાને તળાવ. ૧૪.

**દોહરા.**

તે તો પરોપકારી જન, કરે રિઝવવા રામ;

1 સરે—તળાવ

કવિજન પણ કિરતી કરે, અવલોકી એ કામ. ૧૫.
વર્ણન કરવા મનવધ્યું, તાજું કોઈ તળાવ;
રણમલસર નજરે પડ્યું, ભાળી ઉપજ્યો ભાવ. ૧૬.
વીરમગામે મુનસર, છે ધોળકે મલાવ;
કાંકરિયા નામે કહું, અમદાવાદ તળાવ. ૧૭.
જોયાં તે જીરણ ઘણાં, ફાટયાં તૂટયાં તેમ;
વર્ણન એવાં વૃદ્ધનું, કરવું રુચે કેમ. ૧૮.
સરસ સરોવર આ સમે, સૌ જનના સુખકાજ;
ધર્મ નિમિત બંધાવીયું, રૂડા રણમલરાજ. ૧૯.
વર્ણન કરવા મન વધ્યું, તે નિરખી તતખેવ;
ફાડે હું વર્ણન કરૂં, દેશે વાચા દેવ. ૨૦.

૭ ૧ ૯ ૧
સંવત મુનિ શશિ ભકિત ભૂ, માઘ માસ સુખકાર;
રણમલસરે રૂડું રચ્યું, વદિ દ્વાદશિ કવિ[1] વાર. ૨૧.

**દૂરથી દેખાવ.—ભુજંગી છંદ.**

જુઓ દૂરથી યુક્તિ કેવી જણાય,
ગિરી રાજ્યની તુલ્ય શોભા ગણાય;
ઘણાં ઝાડનાં ઝુંડ ઊંચાં વધેલ,
દિસે જેમ માહેશ્વરીનો મહેલ. ૨૨.
વિશેષે જુઓ આ વડોની ઘટાછે,
તથા તાડની છત્ર જેવી છટાછે;
કહું કેળની કાંતિ કેવી કરીછે,
ધજાઓ રૂડી આંગણે શું ધરીછે. ૨૩.
નમે ને ઊંચી થાય આકાશ માંહી,
કરી હાથ ચાળા કહે જેમ કાંહી;
કહે સાનમાં સર્વને મર્મ એવા,
અહો પ્રાણિ આવો અહીં દાન લેવા. ૨૪.
બિજાં ઝાડનાં પાંદડાં ખૂબ ઝૂમે,
રૂડાં બારણે તોરણો જેમ લૂમે;
સુગંધી શિળો વાયુ સન્મૂખ આવે,
તહાં માનથી તેડવા જેમ ધાવે. ૨૫.
જુઓ કોકિલા બોલ મીઠા કહેતી,
જનારા જનોને દિસે માન દેતી;
ઝિણા શબ્દ બિજા ખગો ઉચ્ચરે છે,
દિસે જેમ તે વાત કાંઇ કરે છે. ૨૬.
તહાં રંગ લીલાં તૃણો ઉગિયાં છે,
બિછાનાં બિછાવેલ શું શોભિયાં છે;
સુશોભીત ઝાડો રહ્યાં ખૂબ ઝૂમી,
રૂડી જાણિયે તે રચી રંગ ભૂમી. ૨૭.
જુઓ પાણીયારી સ્ત્રિયો કેવીયો છે,
દિસે શિર ગર્ણા ધરી દેવિયો છે;
ઘણા લોકના થોક જાતાં જણાય,
જતો જેમ તિર્થે મળી સંઘ જાય. ૨૮.
જુઓ કોઇ તો કાવડે નીર લાવે,
નિહાળી કવિને ઉરે તર્ક આવે;
દિસે તીર્થવાસી કરી તીર્થ આવ્યો,
જુઓ કાવડે નીર ગંગાનું લાવ્યો. ૨૯.
પશુ વૃંદ પાણી પીવા કાજ જાય,
મળે વૃંદમાં વૃંદ તો ભીડ થાય;
દિસે જેમ દાતારના દ્વાર પાસે,
રહે ભીડ ભીખારીની દાન આશે. ૩૦.
જુઓ એક રસ્તેથી ગાયો અનેક,
દિસે આવતો ઘેરી ગોવાળ એક;
ઘણા લોકને એક આચાર્ય જેમ,
ચલાવે જુઓ ધર્મને પંથ તેમ. ૩૧.
વળી વિચરે ને કરે શબ્દ ગાયો,
શુણી શબ્દ તે તો વિશેષે સુહાયો;
તૃષા તો ટળી પૂર્ણ જેને પ્રતાપે,
મહારાજને ગાય આશીષ આપે. ૩૨.

**પાળનો દેખાવ.**

બધી બાજુએ પાળ કીધેલી કેવી,
સીમા સર્વ દિસે સજી હોય જેવી;
સીમા દેશ નેપાળની સૌથી સારી,
હિમાદ્રી શિવાલીકની જેમ ધારી; ૩૩.
દિસે ઉપરે દેવળો દિપતાં છે,
તથા શીખરો શીર શોભી રહ્યાં છે;
જગા જોઈ જોનારનું ચિત્ત લોભે,
હિમાળા શિરે શીખરો જેમ શોભે. ૩૪.
પડે પાણી મદ્ધે પ્રતીબિંબ કેવાં,
યથાર્થ પ્રમાણે બિજી જોડ જેવાં;
રૂડાં દેવળો દેખીને દીલ ભાવ્યાં,
બિજાં જાણિયે શેષનાગે બનાવ્યાં. ૩૫.
દિસે દેવળોનાં પ્રતીબિંબ કેવાં,
નિધી તીર નાવો રહે સ્થીર એવાં;

[1] કવિ—શુક્ર

ધજાઓ દિસે નીરમાં દેવળોની,
સજી જેમ સાક્ષાત શોભા સદાની. ૩૬.

**મનહર છંદ.**

ઉતરને દક્ષિણ કિનારા સીધી લીટીમાંછે,
બસેને શિતેર ફુટ લંબાઇ પ્રતેકની;
પૂરવને પશ્ચિમ કિનારા લંબ ગોળાકાર,
આકૃતી મધુપુડાના છિદ્રના વિવેકની;
ચોખા તે દિશાઓમાં દેખાયછે ચચ્ચાર ખૂણા,
એકસો શિતેર ફુટ લંબાઈ હરેકની;
વિશ્વ વશીકરણ શું અષ્ટ કોણ જંત્ર રચ્યો,
એવી યુક્તિ જોઇ રૂણમલસર એકની. ૩૭.

**દોહરા.**

ઘેરાવો તટ ઘાટનો, ઠીક બન્યોછે ઠાઠ;
ફુટગણતાં પૂરા થયા; પંદરસે ને સાઠ. ૩૮.
પૂર્વદિશે નથી પગથિયાં. ત્રણ દિશમાંછે તેહ;
પણ યુક્તી પરિપૂર્ણ છે, જોવા લાયક જેહ. ૩૯.
નૈરૂત વાયૂ ખૂણમાં, જળની આવક જાણ;
દીઠી ત્યાં શુભ દેરિયો, તેનાં કહું પ્રમાણ. ૪૦.
ત્રણ દેરાં દક્ષિણ તટે, ઉત્તરમાં બે એમ;
પશ્ચિમ તટપર એકછે, પૂર્વ તટે બે તેમ. ૪૧.

**મનહર છંદ.**

દક્ષિણમાં પૂર્વભણી ભંડારી કુબેર ભલા,
આથમણે રામેશ્વર તથા હંસા દેવીછે;
ઉત્તરમાં પૂર્વભણી શકિતતણું દેરૂં શોભે,
પશ્ચિમ તરફ દેવી બૈચરાજી તેવીછે;
પૂર્વ તટે દક્ષિણમાં દેવી મહાલક્ષ્મિ દિસે,
ઉત્તરે ગણેશ દેવતણી દેરી એવીછે;
પશ્ચિમ તટે તો જળ દેવકીની જોઇ દેરી,
કહુંછું વિગત તેની દેરી કેવી કેવી છે. ૪૨.

**દોહરા.**

લાંબું ઊચું બાર ફૂટ, હંસાનું આગાર;
સવા આઠ ફુટ પહોળું છે, સરવરનો સણગાર. ૪૩.
લાંબી પહોળી ફૂટ ત્રણ, ઊંચી નવ ફૂટ એમ;
જળ દેવીની દેરીછે, તે પણ શોભે તેમ. ૪૪.
લાંબાં સાડી ઓગણિસ, પહોળાં તે ફુટ બાર;
ઉચાં પંદર ફૂટ છે, અવર દેવ આગાર,[1] ૪૫.
તે તળાવનું ક્ષેત્રફળ, ગણિયે પાળ સિવાય;
૭ ૫ ૨ ૨ ૪ ૩
*મુનિ સર ભુજ દૃગ વેદગુણ, ફુટની સંખ્યા થાય. ૪૬.
પાળ ઉપર ફુલ ઝારના, બાગતણો છે ઠાઠ;
માપ્યો તે પહોળે પને, સર્વ દિશે ફુટ સાઠ. ૪૭.

**હરિગીત છંદ.**

વડ પીંપળાને પીંપરો, ગુંદિયો વડગુંદા દિઠા;
પરદેશી દેશી બાવળો, લીંબડા કડવાને મીઠા;
મહુડા પલાશ[2] પલાંશી ખેર, અશોકપલ્લવ આંબલી;
છે બોરસડીને બોરડી, કાંચક અને બીલી ભલી. ૪૮.
અરીઠી સરગવા વાંસ છે, ત્યાં અધિક ઊંચાતાડછે;
રાજાંબુ જાંબૂ નાળિયેરી; આમ્રનાં પણ ઝાડછે;
અનાસ અંજીર દ્રાખ દાડમ, કેળ દેશી ફૂંકણી;
શેતૂરને સીતાફળી, વળી જામ ફળી પણ છે ઘણી. ૪૯.
બીજોરાં તેમ બદામડી, છે કરમદા સારા કહું;
ગુલદાઉદીને ગુલછબા ગુલતોરપણ ત્યાંછે બહુ;
ગોટા હજારી હારસિંગા, જુઇ કણેરી કેતકી;
ચંપો અને છે અગથિયો; નિર્ખતાં મન લોભે નકી. ૫૦.
તુળસી સ્વદેશી વિલાયતી, છે નોળગુડ ને લેસ્યતી;
આસુંદરો મેંદી કુંવાર, ફૂદિના આદિક છે અતિ;
શોભા નિહાળી શી કહું, ઉપમા સરસ આભાસની;
ઝુંબી રહીછે ઝાડિ તે, કહિયે રૂડી કૈલાશની. ૫૧.

**ભુજંગી છંદ.**

રહી ઝુંબિ ત્યાં જેમ કૈલાશ ઝાડી;
ગુણી ગંગ શું નીર ઓપે અગાડી;
વળી ઝાડી તે જેવી શંભુ જટા છે,
અને એથકી ઉતરી ગંગ આછે. ૫૨.
ફુલ્યાં ફૂલ તેમાં રૂડાં પંચરંગી,
રહે લોક જોવા અતીશે ઉમંગી;
બન્યો શોભિતો ઇંદ્રનો બાગ જેવો,
દિસે દેખતાં સારૂ દેખાવ એવો. ૫૩.
રૂડી પાળ જોવા ઘણું ચિત્ત લોભે,
સુસિંહાદ્રિ સિંધુ તટે જેમ શોભે.
રચી છે નિચે ચાલ ચોખી વિશાળ,
દિસે દુર્ગ વિંટાય જાણે વિશાળ સમ તાલ. ૫૪.

---

૧ આગાર—ઘર

* ૩૪૨૨૫૭ ફુટ. ૨ પલાશ—ખાખરો

### પગથીયાં.

સજ્યાં શોભિલાં સ્વચ્છ સોપાન[1] સારાં,
દિસે હર્ષ પામે જનો દેખનારાં;
જુઓ જેવી દીપે મણી પાશ્વ જાતી,
ભલી એવી પાશાણુની શુદ્ધ ભાતી. ૫૫.

ધસે કે ખસે તે નહિ કોઇ કાળે,
કરી કીર્તિ છે સ્થીર જાણે ભુપાળે;
ઘણા કાળ સુધી ટકી તે રહેશે,
જનો રાજની કીર્તિ તેથી કહેશે. ૫૬.

કહું સાત સોપાનની જુકિત કેવી,
જઈ સજ્જનોએ લિલા જોઈ લેવી;
નિચે એકથી એક છે એમ થોક,
દિસે જેમ બ્રહ્માંડના ઉર્ધ લોક. ૫૭.

જુઓ નારિયો નીર જેને ભરેછે,
ઘડા નીરમાં ધીર ધારી ધરેછે,
બહુ શબ્દ જે જે મહારાજ બોલે.
કહે દાન દાતા નહીં આપ તોલે. ૫૮.

પડેછે પ્રતીબિંબ ત્યાં નારિ કેરાં
ઘણા નીરમાં સ્વચ્છ શોભે ઘણેરાં;
દિસે જેમ પાતાળની પદ્મણી છે,
મહારાજનું પુન્ય તે પુર્ણ પ્રીછે. ૫૯.

### જળ વર્ણન.—દોહરો.

રૂડા રણમલસર વિષે. જીવન છે તે જાણ;
જીવન રણમલસિંહનું, આપ્રત્યક્ષ પ્રમાણ. ૬૦

### ભુજંગી છંદ.

જુઓ નિર્મળું છે ભર્યું નીર કેવું,
દિસે સજ્જનોનું ભલું ચિત્ત જેવું;
અતી લાયકી વાળી જો લેર આવે,
રૂડી સાગરે લેર જેવી સુહાવે. ૬૧.

કહુંછું વળી તે દિસે લેર કેવી,
કવિને દીસે કાવ્યની લેર જેવી;
વળી તેથકી હું વખાણું વધારે,
કહે દાન લ્યો હાથ લાંબા પસારે. ૬૨.

કહે લોક છે તે સરે[1] નીર કેવું,
અમે સાંભળ્યુંછે ઘણીવાર એવું;
જનો વિશ્વમાં જે ન આ નીર જાણે,
વધુ નીર ગંગાતણું તે વખાણે. ૬૩.

પીએ નીર ત્યાં કોઇ આવે પ્રસંગે,
હરે રોગ આરોગ્યતા થાય અંગે;
સદા એ મહા ઔષધી જેમ સેવી,
નિરોગીષ્ટ કાયા કરે શુદ્ધ એવી. ૬૪.

ભલે દેવ લોકે સુધા ખુબ હોય,
કદી પૃથ્વિના લોક પામે ન કોય;
સુધાથી ઘણું આ દિસે નીર સારૂં,
તૃષાતૂરની જે તૃષા ટાળનારૂં. ૬૫.

સુધા જે પીએ જે કરે સ્વર્ગ વાસ,
અહીં જીવતાં કોઈ રાખે ન આશ;
ઉધારે હજારોતણી છાપ છાપે,
ભલો એથી જે રોકડો એક આપે. ૬૬.

ભલે હોય ભાગીરથી સૌથી મોટી,
ન આપે મને નિત્ય તે નીર લોટી;
પીએ મુજ દેશી જનો પાણી જેનું,
વખાણું વિશેષે વહુ માન તેનું. ૬૭.

રૂડે તે તળાવે રહ્યું નીર એમ,
જુઓ અક્ષરોમાં રહે અર્થ જેમ;
કહું શોભિતા નીર કલ્લોલ કેવા,
બને વાણી કેરા બહુ છંદ જેવા. ૬૮.

વળી સ્વચ્છ ભાસે ભર્યું નીર એમ,
ભરી વિશ્વમાં રાજની કીર્ત્તિ જેમ;
તરંગો ઉઠે સ્વચ્છ તે મધ્ય કેવા,
જુઓ રાજની કીર્તિનાં કાવ્ય જેવા. ૬૯.

હશે નીરકે આ હશે કાચ ઢાળ્યો,
ટળે શી રીતે એહ સંદેહ ટાળ્યો;
રચેલો મએ દાનવે જેમ સ્વસ્થે,
અતિ ઓપતો ચોક શ્રી ઇંદ્રિપ્રસ્થે. ૭૦.

ઉઠે નીરમાં ઉજળા જે તરંગો,
વધે દેખતાં અંતરે ઉછરંગ;
જુઓ યજ્ઞ ભૂમી વિષે ઉજળીઓ,
ભલીભાત લીપી કરી ઓકળીઓ. ૭૧.

---

૧ સોપાન—પગથીયાં.

૧ સરે—તળાવે.

## જળ જંતુ વિષે.

વસે મચ્છને કચ્છ કચ્છો[1] વસેછે,
મિઠા નીરતું તે સદા સૂખ લેછે;
નિધિતું ગણી મીરતો ખૂબ ખારૂં,
વસ્યા સિંધુ વાશી પીવાનીર સારૂં. ૭૨.
જુઓ ઇશ્વરે શક્તિ આપેલી જેવી,
જુદા પ્રાણિઓમાં દિસે શક્તિ તેવી;
સઉ પોતપોતાની શક્તિ પ્રમાણે,
ગતી તેવી ને કામ તેવુંજ જાણે. ૭૩.
જુઓ મચ્છ તો નિરમાં ખૂબ દોડે,
જમીમાં નહિ જે શકે કીડિ જોડે;
જુઓ સાપને કાચબા જાતિ જે છે;
મહીમાં તથા નીર મધ્યે ફરેછે. ૭૪.
જુઓ નીરની કૂકડી જેનું નામ,
ફરે પાણીમાં પૃથ્વિ આકાશ ઠામ;
ઉડી ઊંચી અકાશની વાટ જાય,
તદા પક્ષિણી તેની જાતિ જણાય. ૭૫.
જુઓ ભૂમિમાં એજ જ્યારે ફરેછે,
ભલી ભાતની ભૂચરી તે ઠરેછે;
જળે ડૂબિને ઊંડી અત્યંત જાય,
તદા પાણીનો પ્રાણિ તેતો ગણાય. ૭૬.
પ્રભૂ માનવીને મતી તેમ આપે,
બધાં કામ સાધે પ્રભૂને પ્રતાપે;
પ્રભૂ દત્ત શક્તિ ન જેને જણાય,
સદા કામ તેના થકી એક થાય. ૭૭.
બિજા કામમાં બુદ્ધિ તેની ન પેસે,
બતાવે બિજું કોઇ તો હારી બેસે;
વિચારી ભલા[2] દીનતા મૂખ ભાખે,
મહા મૂર્ખ મિથ્યા અભીમાન રાખે. ૭૮.
કદી પારધી જાળ તેમાં ન નાંખે,
રહે પ્રાણિયો તે નહીં બીક રાખે;
જડે જાન્હવી તીરમાં વાસ જેને,
નહીં ધર્મના દૂતનો ત્રાસ તેને. ૭૯.

૧ કચ્છો.–એક જાતની માછલી, જેની પૂંછડી પાતળી હોયછે; અને એને મુંછો હોયછે.
૨ ભલા–સારાજનો.

## જળ ઉપરનો દેખાવ.

જુઓ પાનડાં પાણી મધ્યે તરેછે,
દિસે તે નિધિ મધ્ય નૌકા ફરેછે;
દિસે દીહડાં જેમ શોભે સુકાન,
ચડયા જીવ જંતુ ઉતારૂ સમાન. ૮૦.
બહુ પોયણી પદ્મ પત્રો બિરાજે,
ભમે ભ્રંગ તેની છબી ખૂબ છાજે;
બિજા પક્ષીઓ ઉડતાં આવી બેઠા,
બહુ જાણિએ આવિને હંસ બેઠા. ૮૧.
બગોની જુઓ પંક્તિ કેવી બનીછે,
ધરે ધ્યાન ને ઝાલવા મત્સ ઇચ્છે;
ઠગો વેષ આચાર્યનો જેમ ધારી,
ઠગે લોકને તે બની બ્રહ્મચારી. ૮૨.
વળી આ જુઓ જોડ છે ચક્ર[1]વાક,
જુદાં ના પડે પ્રેમ એવો અથાક;
દિસે જાણિયે કોઈ છે દેવ દેવી,
શિવા શ્રાપથી પામિયાં કાય એવી. ૮૩.

## ત્રીવેણીનો આભાસ.

સદા નીર મોતી સમું સ્વચ્છ જે છે,
ગણે લોક ગંગાતણું નીર તેછે;
ચડે મેઘ તો શામળું તે રહેછે,
તદા લોક કાલિંદિ કેરૂં કહેછે. ૮૪.
કદી આભ તારાથી રાતું જણાય,
નદી બ્રહ્મપુત્રીતણું તે ગણાય;
કદી તો બધા રંગ સાથે દિસેછે,
તદા લોક જાણે ત્રિવેણી વસેછે. ૮૫.
તટે મંદિરે ગૌરીનો નાથ લાધ્યો,
મળ્યો જાણિયે એજ ગોવિંદ માધો;
સમીપે ત્રિવેણીતણો આ સમાજ,
પ્રભા પેખીને જાણિયે પ્રાગ રાજ. ૮૬.

## સાત સમુદ્રનો આભાસ.

હરે ધાતુના મેલને જેમ ક્ષાર,
બધુ ધોઇને તે કરે ધાતસાર;
હરે રોગને તેમ આ એક બિંદુ,
ધરે ઉપમા એથકી "ક્ષારસિંધુ.[2]"

૧ ચક્રવાક–સારસાં, ૨ ક્ષારસિંધુ–જેને હિંદી મહાસાગર કહેછે તે. હિંદુસ્તાનની પાસે.

પ્રભા જાઇ જૂઇતણી જ્યાં પડેછે,
તહાં ક્ષીરનો[1] સિંધુ ચિત્તે ચડેછે;
પ્રભા ગુલદાઉદિનાં ગુચ્છની છે,
દધી[2] સિંધુના તો છબી ત્યાં બનીછે. ૮૯.
પ્રતીછાંય ચંપાની જે ઠામ પેખી,
લીંપો ધી[3]તણો સિંધુ તે ઠામ લેખી;
વળી દાડમીનાં દિસે પુષ્પ જ્યાં છે,
ભર્યો સિંધુ ઇક્ષુ[4] રસે તેમ ત્યાં છે. ૮૯.
દીસે મેઘ આભાસથી નીર કાળું,
સુરાનો[5] ભર્યો સિંધુ તે વાદ ભાળું;
સદા તો દીસે મીષ્ટ[6] સિંધુ સમાન,
ભર્યું ભૂમિ મદ્ધે સુધાનું નિધાન. ૯૦.

**સમુદ્ર મથન**

દિસે ચોકિ ત્યાં રાજ સાહેબ કેરી,
સિપાઇ તથા હિંદુ જાતિ ઘણેરી;
ઘટે ઉપમા ઉચરૂં એની એમ,
મળ્યા દેવ દૈત્યો નિધી તીર જેમ. ૯૧.
જુઓ રૂડી આ એક હોડી તરેછે,
ધરેલો નિધી મધ્ય મંથાદ્રિ એછે;
દિઠો સર્પ આશ્ચર્યકારી અથાગ,
વરમો જાણિયે એજ વાસકી નાગ. ૯૨.

**ચૌદ રત્ન.**

મહારાજના મ્હેલમાં જે [1]રમાછે,
વશી વાસ સાક્ષાત સિંધુસુતાછે;
મહારાજને કંઠ હીરાનું[2] તેજ,
મળ્યો સિંધુ મદ્ધેથી કૌસ્તભ એજ. ૯૩.
તળાવે રૂડી વૃક્ષના ભાળી ભાત,
દિસે જાણિયે એજછે પારિજાત[3];
બગો પાણીના પાનથી છે પ્રમત્ત,
દિસે ગુણ[4] એતો સુરાનોજ સત્ય. ૯૪.

**દોહરો.**

વૈદ વડો વિખ્યાત છે, અંબાશંકર એક;
ધનવંતરિ તુલ્યે ધરે, વૈદક શાસ્ત્ર વિવેક. ૯૫.

**ભુજંગી છંદ.**

મહારાજનો વૈદ છે ચિત ભાવ્યો,
નિધિમાંથી[5] ધનવંતરી એજ આવ્યો;
ચતુરાં કપાળે કર્યો ચાંદલો[6] છે,
દિસે તે નિધી મંથતાં નીકળ્યો છે. ૯૬.
દિઠી ગાય ત્યાં ખૂબ છે રૂપ જેનું,
ઉરે ધારીયે એજ છે કામધેનુ[7];
મહારાજનો જે મહામત્ત હાથી[8],
મળ્યું રત્ન તે જાણિયે સિંધુમાંથી. ૯૭.
તળાવે રૂપાળી દિસે પાણીયારી,
નિધિ મંથીને એજ રંભા[9] ઉધારી;
વળી રાજના અશ્વને[10] શું વખાણું,
નિધિ મધ્યથી ઉપજ્યું રત્ન જાણું. ૯૮.
સુધા[11] તુલ્ય તો નીર છે શુદ્ધ સારૂં,
નિધિનું રૂડું રત્ન એતો ઉચારૂં;
મહારાજની શસ્ત્રશાળાનું ચાપ,
દિસે જાણીએ એજ સારંગ[12] આપ ૯૯.
દિસે દેવની આગળે શંખ[13] સારો,
રૂડું એજ સિંધુ તણું રત્ન ધારો;
પ્રલય પાપનો એજ પાણી કરે છે,
પ્રલય કારી તે ઝેર[14] તેથી ઠરે છે. ૧૦૦.
રૂડાં એ રીતે નિર્ખિયાં ચૌદ રત્ન,
થયાં પ્રાપ્ત જાણે કર્યાથી પ્રયત્ન;
તટે શંભુનો વાસ છે સાથ શીવા[1],
પધાર્યા પ્રભુ જાણિએ વીષ પીવા. ૧૦૧.

---

૧ ક્ષીર—સમુદ્ર યુરોપના રૂસની ઉત્તરે.
૨ દધી સિંધુ—ઉત્તર મહાસાગર જેમાં બરફ જામેછે તે. ઉતરધ્રુવ પાસે.
૩ ધીતણો—પીળો સમુદ્ર ચીન અને કોરીયાની વચ્ચે,
૪ ઇક્ષુ—અર્બસ્તાન ને આફ્રિકની વચ્ચેનો રાતો સમુદ્ર.
૫ સુરા—કાળોસમુદ્ર તે રૂશિઆ અને તુર્કસ્તાનની વચ્ચેછે.
૬ મિષ્ટ સિંધુ—મીઠો મહેરામણ અથવા સીંધુ નદી.

૧ શીવા—પાર્વતી.

તે જેમ કેફ કીંરને જન મત્ત થાય,
વિશ્વાસ કોપ કરીંને સમિપે ન જાય. ૯૮.
તોફાન કાળ ઉછળે અતિ સિંધુ જ્યારે,
નૌકા નિવાસીં તજી હિંમત એમ ધારે;
ભૂકંપના નિધિ તળે અતિ આજ ધુમી,
પૃથ્વી વિષે નિશ્ચિ થશે નિધિ મધ્ય ભૂમિ. ૯૯.
એ આગબોટ નિધિમાં અથડાય જ્યારે,
એવો બનાવ બનતો નિરખાય ત્યારે;
જાણે લડયા ધર્મના દ્વય સંપ્રદાય.
બનેતણાં મનુષનો બહુ નાશ થાય. ૧૦૦.

**સમુદ્રને ઠપકો.**

રે સિંધુ શ્રેષ્ટપણુનો શિદ ગર્વ લાવે,
તારા સમાન બહુ આ મનમાં સમાવે;
જે શ્રેષ્ટ તે મનથકી જગમાં જણાય,
આકાશ કાળ કદીંયે મનમાં ન માય. ૧૦૧.
રે સિંધુ શ્રેષ્ટ મહિમા પરિપૂર્ણ પામ્યો,
રોકી વિશેષ વસુધા જગ મધ્ય જામ્યો;
પામે પિવા ન જળ આશ્રય પામીં તારો,
કૂવો કનિષ્ટ સરખો પણ તુથીં સારો. ૧૦૨.

**શાર્દૂલવિક્રીડિત વૃત.**

રે રત્નાગર ગર્જના કરીં રહ્યો, ગર્વિષ્ટ તું તો થયો;
તે તારો ધિક સર્વ ગર્વ ગણિયે, જે ગર્વ વ્યર્થ ગયો;
તારાથી ન ટળી તૃષા જનતણી, છે શર્મ તેની કશી;
જાયે કૂપ કને જઇ જળ પિવા, તારે કિનારે વશી. ૧૦૩

**સમુદ્રના દોષ—વસંતતિલકા વૃત.**

લેછે નદી નદતણું વળીં લે બિજાનું,
વર્ષાદનું જળ લઇ ભુવને ભર્યાનું;
પીવા તૃષિત જનને પળિયે ન દેવું,
સિંધુ શિખ્યો કૃપણ ભૂપનું કામ એવું. ૧૦૪.
પાસે પડયા કઠણ પથ્થર જે પ્રધાન.
ખાનાર ખુબ મગરો પણ છે નિદાન;
ખોરાક કાજ સરપો જઇ જ્યાં વિરામે,
ત્યાં પંડિતો જઇ પિવા જળ કેમ પામે. ૧૦૫.
આવે ઘણુંક જળ તે લઇ સંઘરેછે,
ખારૂં કરી વધુ વધુ ભરતી ભરેછે;
જાણે નિશાની કરવા-નવીં છાપ મારી,
લે ના શકે જન કહી સરકારીં ધારી. ૧૦૬.
પાણી ઘણુંક મચ્છ ને મગરો પિયેછે;
પૃથ્વી નિવાસીંજ નિરાશિ સદા રહેછે;
જાણે સ્વદેશીં જનનેજ હમેશ દેવું,
ધારે સમુદ્ર નરપાળ બિજાનું લેવું. ૧૦૭.
રે રે મૃગો નિધિતણું બહુ નીર જોઈ,
આશા ધરી નવ જશો નિધિ પાસ કોઇ;
એતો બધુંય જળ સંઘરીં રાખવાનું,
પામે ન કોઈ તરશો પળિયે પિવાનું. ૧૦૮.
સિંધુથકી સરસ માલ મિઠાઇ આવે,
કોઇ સમે ઉદધિ તો રિપુ ફોજ લાવે;
તે જેમ સર્વ જનને સુખ મૂળ રાય,
કોઈ સમે નૃપતિથીજ પ્રજા લુટાય. ૧૦૯.

**સમુદ્રનો ઉપમ.**

પીધો હતો અંજલમાં નિધિને અગસ્તે,
કીધાં વખાણ બહુ આર્ય જનો સમસ્તે;
આજે યુરોપ ભુમિમાં જન જે થયાછે,
તેઓ જરૂર જળ સાગર પી ગયા છે; ૧૧૦.
ચાલિશ મૈલ તરીંને નિધિમાં ગયાછે,
એવા વિલાયત વિષે જન તો રહ્યાછે;
અભ્યાસથી કરીં શકે અતિ શ્રેષ્ટ કામ,
જો માનવી જનિતને મન હોય હામ. ૧૧૧.
જો સિંધુ મંથન કરી ધન કાઢવાની,
શક્તિ હતી સરસ આર્ય જનો બધાની;
તે શક્તિ આજ રહી સર્વ યુરોપખંડે,
ત્યાંના નિવાસીં નિધિ મંથન કાજ મંડે. ૧૧૨.
આ આગબોટ રથ છે વિકટોરિયાનો,
ખાડી સમુદ્ર રથ ચક્રતણા ચીલાનો;
જ્યાં જ્યાં જુઓ સબળ તે રથ ચાલીં જાય;
ચીલો પડે જળ ભરાય સમુદ્ર થાય. ૧૧૩.
રે પક્ષપાત અતિ કેમ નિધિ ધરાવે;
યુરોપખંડથકીં લોક અનેક લાવે;
ત્યાં કેમ એમ અમને નથીં તેડી જાતો,
દીસે સમુદ્ર તુજ કૃત્ય અયોગ્ય આતો. ૧૧૪.
વાસુકિનાગ અહિં આગળ માર્ગ જાણો,
મંથાદ્રિ નામ પણ નાવ તમે પ્રમાણો;
જો સંપ રાખીં નિધિ મંથન કાજ જામીં,
તો લક્ષ્મીં લાભ સુજનો પરિ પૂર્ણ પામો. ૧૧૫.

## સમાપ્તિ વિષે.

આ સિંધુનું સરસ વર્ણન મેં કર્યુંછે,
નીતિ તથા વિવિધ જ્ઞાન વડે ભર્યુંછે;
વાંચી વિચાર કરતાં અતિ રૂડી રીતે,
આનંદ સાથ શુભ બોધ પમાય પ્રીતે. ૧૧૬.
જે જે વિચારી પ્રભુએ નિયમો કર્યાછે;
તે સર્વ યોગ્ય વર્ણીને સુખથી ભર્યાછે;
હું અલ્પ બુદ્ધિ પ્રભુનો નહિ મર્મ જાણું,
તેથી બતાવી ગુણ દોષ ગુણો વખાણું. ૧૧૭.
ક્યાં સિંધુરાજ મહિમા અતિશ્રેષ્ટ ધારી,
ક્યાં અલ્પ જેવી જગમાં જડ બુદ્ધિ મારી;
પ્રત્યેક ઉર્મિતણું વર્ણન જો કરાય,
આવે ન અંત જુગના જુગ વીતી જાય. ૧૧૮.
મોટો થયો જગતમાં કવિ કાળિદાસ,
જે મેઘદૂત શુભ કાવ્ય કર્યું પ્રકાશ;
છે શ્લોક સંસ્કૃત રચ્યા શત એક સોળ,
તેનો ન હોય કદીયે મુજ કાવ્ય તોલ. ૧૧૯.
તેવા બિજા કવિતણા ચરણારવિંદ,
વંદી વસંતતિલકા રચિયા સુછંદ;
સંક્ષેપમાં ઉદધિ વર્ણન આજ કીધું,
મેં મુજ યોગ્ય મનમાં ધન ધારી લીધું. ૧૨૦.
કીધું સમુદ્રતણું વર્ણન સ્નેહ આણી,
વિશ્વેશ્વરે વદન પ્રેરિત જેવી વાણી;
જેણે સજ્યો સકળ સાગર શ્રેષ્ટ સારો,
શ્રોતા જનો સરવ તે પ્રભુને સંભારો. ૧૨૧.
કૃત્યો અનેક અતિ અદભુત અન્ય એવાં,
પૃથ્વી પહાડ શશિ સૂરજ મેઘ જેવાં;
છે કાકમાહથકી શોભીત ઠામ ઠામે,
દીઠાં નિહાળી નજરે દલપત્તરામે. ૧૨૨.

---

## જુનાગઢ સંબંધી કવિતા.

### મંગળાચરણ.

### સવૈયો.

જે[1] સુખ દાયક જે દુખ ધાયક જે વરદાયક વિશ્વ વિધાતા;
જે જગ કારણ જે જગ ધારણ જે જગતારણ જે જગ ત્રાતા;
જે ગુણકારક જે જગ હારક દોષ નિવારક ઇશ અનન્તા;
જે વિશ્વેશ્વર જે પરમેશ્વર દેવ દિનેશ્વર જે મતિદાતા. ૧.

### કવિત.

કર્યા તેં મનુષ્ય તે તો કેવાં કેવાં કરે કામ,
ધરણી નિમિત્ત ધંધ મચાવેછે ધાઇને;
કોઇતો કળા અનેક કલ્પનાથી કાઢે શોધી,
કોઇતો ગણાય ગુણી ગાન તાન ગાઇને;
કોઇતો વિવેકથી વિશેષ વિત્ત વાવરીને,
વધારે છે વિશ્વમાં વડવાની વડાઇને;
પંચભૂતતણાં એવાં પુતળાં પ્રગટ કર્યા,
ચિદાનંદ દેવ ધન્ય તારી ચતુરાઇને. ૨.
કોઇ કુંભકાર કહેવાય વડો કારીગર,
કારીગરી કરે કરી પુતળાં કળા કરી;
નાના વિધિ વસ્ત્ર કરે કલ્પનાથી ફૂલ કરે,
ભૂપ અને ભૂસ[1] બને શોભીતી સભા ભલી;
કોઈ કવિ તે ક્રિયાનું કાવ્યનું કરે વખાણ,
તે તો વખણાય કુંભકારની કારીગરી;
તેમજ ત્રિલોકમાં હું જે જે વાત વરણવું,
તે તે વરણન તારી લીલાનુંજ હે હરિ. ૩.
કરોળીયો લાળતણી જાળ જે વિશાળ ગુંથે,
એ તે એનું ડાપણ કે એના કરનારનું;
સુઘરીઓ સુઘડ જે ઘાસનું ઘડેછે ઘર,
કરાય ન કારીગરથકી એ આકારનું;
કારીગરી કરી રૂડો માંખી મધપુડો રચે,
એ બધું ચરિત્ર એક અખિલ આધારનું;
તેમજ મહાન જનનું ચરિત્ર જે વિચિત્ર,
તેનું વરણન તેતો તેના સરજનારનું. ૪.

### સવૈયો.

ભારથમાં જસ પારથના લખી જીવનનું ફળ સાર્થક જાણ્યું;
સૂરજવંશ અને શશિવંશ વખાણી પુરાણ પવિત્ર પ્રમાણ્યું;
આસુરવંશતણું પણ વર્ણન વાલ્મિક વ્યાસ વિશેષ વખાણ્યું,
એ સઘળી કરતારતણી કૃતિ એમ મહા કવિએ ઉર આણ્યું. ૫.

### દોહરો.

એમજ આટન અકબરી, શાહનામું શુભ જેહ;
જન સમજુએ જાણવી, ઇશ્વર લીલા એહ. ૬.
સુર અસુર આદિક સહુ, આદિમની ઓલાદ;
એક બીજા અજ્ઞાનથી, વ્યર્થ કરે વિખવાદ. ૭.

---

1 જય.

1 ચાકર.

પવિત્ર પોતાનું ગણે, અન્યતણું અપવિત્ર;
મત તણેછે મમતથી, વિશ્વ ચરિત્ર વિચિત્ર. ૮,

સોરઠા.

સંચરી સોરઠ દેશ, જે નમી જૂનેગઢ ગયો;
લીધો ન તેણે લેશ, સાર્થક ભવ સંસારમાં. ૯.
જુની જગા જે ઠાર, જ્યાં વળી જૂના લેખ બહુ;
જોવા જોગ અપાર, વિધ વિધ થળ વિદ્વાનને. ૧૦.
આણી બહાદુરખાન, પરણ્યા રૂડી પેરથી;
જાણે સકળ જહાન, અતિ ઉત્સવ એવો થયો.૧૧.
ઈસ્વી શતક અઢાર, બે માસે તોતેરના,
પરણ્યો રાજકુમાર, તે તારીખ ત્રેવિશમી. ૧૨.
એ દિનનો ઉત્સાહ, વિશ્વ વિષે નહિ વીસરે;
ઉપજ્યો એમ અથાહ. ઉમંગ લોક અનંતને. ૧૩.
લખવા લાયક વાત, જરૂર એતો જાણીને;
સંક્ષેપે સાક્ષાત, વિવેકથી વરણન કરૂં. ૧૪.
વિવાહપર તેવાર, ત્યાં કવિ દલપતરામને;
તેડાવ્યો તે ઠાર, અતિ આદર સનમાનથી. ૧૫.

સવૈયો.

જ્યાં અતિ ઉજવળ તીરથનાં સ્થળ તે વળી ઉત્તમ એકથી એક;
જ્યાં વિદ્વાન પણ ગુણવાન હિતસ્વિ થવા મન હોંશિ હરેક;
સજ્જન સંગ વિવાહ પ્રસંગ ઉમંગ વધારણ હેતુ અનેક;
આવું વિચારીયું જાવું જુનાગઢ એક મુસાફરીઅર્થ અનેક.૧૬
વાહ મહાબત ખાનની મોટપ, વાહ ઉછાહ વિવાહનું ટાણું;
વાહ ધરોધર સુરવરત, ગુણુ સાગરી નાગરી નાતનું ગાણું;
વાહ દમોદર કુંડ કલે લીલં, વાહ જટાધર જોગીનું થાણું;
વાહગિરિ ગિરનાર રૂડો. વળી વાહજિનેશ્વર, વાહ જુનાણું૧૭.
ગામ જુનું સુરધામ ઘણાં વળી, આમ જુનાગઢ નામ લખાણું;
જેવા રમાપુરના રચના શુભ, એવી રૂડી રચનાથી રચાણું;
જ્યાં પરતક્ષ વશી પદમા, પદમા પતિને પુર એજ પ્રમાણું;
રાય તથા સુર રાયની સંપત, જાય ભુલીજન જાઇ જુનાણું૧૮.

મનહર છંદ.

મોટાં મોટાં મંદિરમાં વસે વડા વીર ધીર,
ચારૂ ધરી હીર ચીર નીર ભરે નારીકા;
ટોડે બાંધ્યા તોરણુ તે ચોરણુ છે ચિત્તતણાં,
પાંજરામાં પઢે ઘેર ઘેર શુક સારિકા;
ભૂગોળ ખગોળ આદિ ભણુવાના ભેદ જાણે,
દેવ કન્યા જેવી કન્યાશાળામાં કુમારિકા;
રૈયત નગરીતણી રચના રૂપાળી ભાળી,
જાણે દેવે રચી દેવ નગરી કે દ્વારિકા. ૧૯.

સવૈયો.

જ્યાં વિશવેશ્વર તો હટકેશ્વર ગૌરી ગણેશ્વર સંગ નિવાસી;
શંભુ ઉપાસક જાસક જ્યાં, અઘનાશક ચાતુરવેદ અભ્યાસી;
ગંગ સમાન ઉતંગ ગણાય, દમોદર કુંડ અખંડ પ્રકાશી;
આ નગરીતણું નામ જુનાગઢ, કાશી ગણાયકે કાશીની માશી.

મનહર છંદ.

રહનેમી રાજુલનો રહેવાસ જ્યાં છે રૂડો,
રહેવાસ વળી કાળનેમીના રિપુનોછે[1];
દ્વારિકાં અધિપતિનો દીસે દેશ દીપિમાન,
દીપિમાન જ્યાં પ્રદેશ દત્તાત્રી ગુરૂનોછે;
ભારે ભારે ભોંયરાં છે ભોંયમાં ભભકદાર,
લાખો લેખે ખરચેલાં નાણાંનો નમુનોછે;
જગતમાં જોવી હોય જગા જો જુનામાં જુની,
જુઓ જઇ જુનોગઢ જે જુનામાં જુનોછે. ૨૧.

સવૈયો.

દેશ જુઓ દુરજોધનનો વળી રાષ્ટ્ર જુઓ જઇ રાય રઘુનો;
લંકપુરી સકલંક ભરી પણ આ સુરનાયક લોક નમૂનો;
આબુ અને વળી વિંધ્યગિરી હિમવાન પ્રદેશ દિસે બહુ સૂનો;
જો જગમધ્ય જડયો જન જન્મ જુઓ ગિરનાર જુઓ ગઢ જૂનો

નરસિંહ મેહેતાના ઓટા વિશે. ✓

છત્ર નથી શિર છાપરૂછે નહિ છેછતમાં પણ છેકજ છોટો;
તોપણ છે ત્રણ લોક પ્રસિદ્ધ સુમેરૂથકી મહિમા બહુ મોટો;
તત્વ અનેકનું તત્વજથા પ્રગટે મહતત્વતણો પરપોટો;
આ મેહતા નરસિંહતણો અઘનાશક પુણ્ય પ્રકાશક ઓટો.૨૩
જો નહિ સોરઠ દેશ ફર્યો પર દેશ વિશેષ ફર્યો ન ફર્યો;
જો ગિરનાર પ્રવેશ કર્યો ન પ્રયાગ પ્રવેશ કર્યો ન કર્યો;
જો ન દમોદરકુંડ તર્યો સરિતા જલ સર્વ તર્યો ન તર્યો;
જો ધરિ જન્મ ગયો ન જુનેગઢનો જન.જન્મ ધર્યો ન ધર્યો.

દોહરા.

શ્રી સહજાનંદે વળી, કરી મંદિર તે ઠામ;
જૂનાગઢમાં નિજતણું, ધાર્યું પવિત્ર ધામ. ૨૫.
પરંપરાગત પરસપર, તજી અદાવત ટેવ;
સાંપ્રત સંપ સજી વસે, મિયાં અને મહાદેવ. ૨૬.

---

૧ મુચકંદ રાજાતો.

### કવિત.

રોજ રોજ રાજી રહી કાજી જ્યાં કુરાન પઢે,
હાજી ઘણા હજ કરી આવેલા હયાતછે;
મસીદો મીનારા રોજા[1] વઙ્કેલા વિશેષવળી,
પીરની જગાઓ ઘણી પરમ પ્રખ્યાતછે;
પ્રતિદિન પાંચવાર નિમાજી નિમાજ પઢે,
જ્યાં ઘણીક જોવામાં મુસલમાન જાતછે;
મક્કા કે મદીના સુધી ધાઇ કોણ ધક્કા ખાય,
મક્કા કે મદીનામાં ને આમાં શી બકાતછે. ૨૭.
શ્રાવકો કહે અમારાં સાત ક્ષેત્રમાંનું ક્ષેત્ર,
રૈવતમાં રાજુલનું અસલી રેહાણ છે;
વૈષ્ણવો કહે અમારા વૈષ્ણવ મહેતાજીનો,
વાસ અહીં તેથી તીર્થ પવિત્ર પ્રમાણછે;
દેવલમાં દીપે દેવી અંબિકા ને દત્તાત્રય,
વિવિધ પ્રકારે જેનું વેદમાં વખાણ છે;
દીનદાર કહે આ દાવલ[2] શાહતણો દેશ,
જેથકી જાત્રાનું આખી જહાનમાં જાણછે. ૨૮.

### સવૈયો.

જ્યાં નરરત્ન ઘણાં નિપજે અવની પણ પ્રાચિન કાળની એવી,
ખાસી ખરેખરી રત્નની ખાણ વખાણી વિશેષ કહે કવિ કેવી,
ઇંદ્રપુરી અલકાપુરી કે લક્ષ્મીવરની પુરી તે ગણી લેવી;
જોઇઘણીજગમાંહિજગાપણજોઇનથીજજુનાગઢજેવી.૨૯

### કવિત.

શંકરનું બાણ જેને સેવવાનો સ્નેહ હોય,
તેતો નદી નર્મદાથી સર્વને સાંપડેછે;
સ્નેહ જેને હોય સેવ્ય રાખવા શાલીગરામ,
તેતો નદી ગલકીથી ચટ હાથ ચડેછે;
હીરાની પેદાશતો હમેશાં રોહીણાચલમાં,
વડા રજવાડાની વડાઇ એજ વડેછે;
કારકુન કારભારી મહેતા મુત્સદી જેને,
જોઇએ તેહને જુનાગઢમાંથી જડેછે. ૩૦.

### સવૈયો.—નાગરોના ગુણવિશે.

મચ્છ અને જલમારગ, મૌક્તિક,
તે ત્રણતો શુભ સાગરમાં છે;
વેચી ખવાય, પિવાય, સુશોભિત,
તે ત્રણ તો ગુણ ગાગરમાં છે;
શીતળતાઇ, સુગંધ, ક્ષમા ગુણ,
તે ત્રણ તો મળિયાગરમાં છે;
સંપ, સુબુદ્ધિ, સ્વરૂપ, શરીરનું,
તે ત્રણ તો ગુણ નાગરમાં છે. ૩૧.

### દુમિલા છંદ—નાગરોના વિચાર.

ધરીએ રથ ચક્ર ફરે શુભ જેમ ફરેનર ચાતુર ચાકરીએ,
કરીએ પરદેશ પ્રવેશ વિશેષ હમેશ સુઉદ્યમ આદરીએ;
દરીયે ફરતાં પણ દુખ દિસે ધરીએ નહિતો ધનસહરીએ,
હરિએનિરમાણકર્યુંસમહોયસદા મન ધીરજતા ધરીએ.૩૨.

### કવિત—ગિરનાર વિષે.

ગિરનાર ગિરિ રાજ ઉત્તમ ગણાય આજ,
દિન પ્રતિ નવા સંઘ આવે જ્યાં દેશાવરી;
મરમ વિચારી છેક છુટવા કરમબંધ,
ધરમ નિમિત્ત નિત વિત્ત જાય વાવરી;
જાત જાતની જુઓ જ્યાં ઔષધી અઢાર ભાર,
જોવામાં ઘણીક આવે જાત જ્યાં જનાવરી;
દામોદર કુંડતણું દૈવત દેખાય ખુબ,
કોણ ગણતીમાં ગંગા ગોમતી ગોદાવરી. ૩૩.

---

## શ્રાવણ માસનો દેખાવ.

### સવૈયો.

મેઘતણી ઘનઘોર ઘટા શિર શુદ્ધ જટાજુટ જેમ ઠરેછે;
ઇંદ્રધનુષ્ય ઉદ્યોત અમુલ્ય ત્રિપુંડ્ર તુલ્ય ટકાવ ટરેછે;
ગંગ સહસ્ત્રમુખી સમ શોભિત સર્વ દિશા જલ ઝર્ણ ઝરેછે;
આગિરનારગિરિગુણનોનિધિશ્રાવણમાંશિવરૂપધરેછે.૩૪.
શોભિતશૈલતણાશુભભાગથાગ ઊંચા નભમાં પસર્યાછે;
જાણિયે છત્ર તથા જરના ઝબિલાકુસુમઝોડ ઊંચા ઉછર્યાછે;
કે ગુલ્ચકંદ અશોકને નોથણ આદિક કીર્તિના થંભ કર્યાછે;
કે ગુણવાનમહાબતખાન નવાબનણા ધ્વજદંડ ધર્યાછે.૩૫.

### કવિત.

જોયું જૂનાગઢપુર જોયા મોટા મોટા જન,
જોઈ મેં તો નરસીની જગા જેમ આંખોને;

---

૧ ત્યાંનાં મુકબરાઓમાં કોતરકામ ઘણું જોવા તથા વખાણવા જેવું છે.

૨ દાતાર જમીઅલશાહની જગા ડુંગર ઉપર પણ છે અને એવું કેહેવાયછે કે તેની સેવાથી પતનો રોગ મટેછે માટે એવા દરદવાળા સેંકડો માણસો દૂર દેશથી ત્યાં આવીને રહેછે. તેઓને ત્યાં ખોરાકી મળેછે.

જોયો જ્યાં ઉપર કોટ કોટી નાણાંતણાં કામ,
ભોંયરાં જે જોયાં તે શું વર્ણવું વખાણીને;
જોયો ગિરનાર ગિરિ જૈનનાં દેવળો જોયાં,
જોયા શિલા લેખ જુના જોવા જોગ જાણીને;
જડયો નરજન્મ જો ન ચડયો નર ગિરનાર,
ભવ છુટી પડયો ખાલી પડયો ફેરો પ્રાણીને. ૩૬

## ત્યાંના રાજાઓ વિષે.

### દોહરો.

જ્યાં રાજા મુચકંદનો, અસલ હતો અધિકાર;
પછી દ્વારિકાંધીશનો, અમલ થયો એ ઠાર. ૩૭.

### કવિત.

તજી વ્રજ દેશ દ્વારિકેશ દ્વારિકાં વસાવી,
આવી વસ્યા મુચકંદનો મુલક જાણીને;
એ પછી અમલ કર્યો અસલ અશોકરાયે,
લખી રાખ્યો શિલાલેખ હર્ષ ઉર આણીને;
જે જગાએ નોઘર, ખેંગાર, મંડળીક થયા,
તેને લીધી મહમદબેગડાએ તાણીને;
એ જગાને આજ બડો બાબી મ્હાબતખાન,
પાલન કરેછે પ્રીતે પવિત્ર પ્રમાણીને. ૩૮.
ઉસમાનખાનને હુમાયુ બાદશાહે આપ્યો,
બાબીનો ખેતાબ સોંપી સંપ્રત જનાનની;
સફદરખાનની શાહાજીહાન બાદશાહે,
કીધી કદર ને દીધી પદવી દીવાનની;
જરૂર વળી જફરખાનને ઔરંગજેબે,
નવાબી નિવાજી ભલી ભરૂચ સંસ્થાનની;
સ્ટાર આફ ઇંડિયાનો પ્રૌઢ ઇલકાબ પામી,
મોટી લાજ વધી આજ મહાબતખાનની. ૩૯.

### दोहा.

**सोरठ अरु गुजरातमे ॥ नर नरपति अनेक;**
**पश्चिमके पतशाह[१] यह॥स्टार इंडिया एक[२]४०**

### સવૈયા.

સ્વારથ કામ સિતાબિ કરે ન, કરે કૃત્ય સાર્વજનીક સિતાબી;
પૃથ્વીં વિશે કીરતિ પસરી પસરે શુભ જેમ સુગંધ ગુલાબી;
કાંતિ કળા કુળની ચડતી કરી દીપ્તિ બિજા દરબારની દાબી;
બુદ્ધિનિધાન,બડો ગુણવાન મહાબતખાનબહાદૂરબાબી.૪૧.
સર્વ પ્રજાપર પુત્ર સમાન મહાબતખાન મહાબત રાખે;
તે દિલદાર ઉદારતણી શુભ કીર્તિ વિશેષ વધી જગ આખે
શિક્ષક તુલ્ય શિખામણ સંજુત ભાવ ભલે મુખ ભાષણ ભાખે;
આશીષઆપી જુનાગઢવાસી,અખંડભલું નૃપનું અભિલાખે.
૪૨.

### કવિત.

બાબી ને દિવાન બહાદુર ઇલકાબ હોય,
ખાસ ગાદી પામે ખુદ એવા ખાનદાનની;
સ્ટાર આફ ઇંડિયાનો ઇલકાબ આજ પામે,
પ્રજાને પ્રમાણે પુત્ર પુત્રિકા સમાનની;
દિલમાં ઉદારપણું પર ઉપકારપણું,
નોધારા આધારપણું જાણમાં જહાનની;
એવા એવા ઉમદા અધિક ગુણ હોય અને,
ઉપમા અપાય ખુદ મહાબત ખાનની. ૪૩.
પુન્યથકી રાજ્ય પામે રાજથી પ્રતાપ પામે,
પામીને પ્રતાપ રક્ષા રૈયતની કરેછે;
રક્ષણ કર્યાથી ધન ધાન્યતણા ઢગ પામે,
ધન ધાન્ય ઢગથી ભંડાર ભલા ભરેછે;
ભરેલા ભંડારથી વિવેકે વિત્ત વાવરેછે,
વાવર્યાથી વિશ્વમાં સુવારતા વિસ્તરેછે;
વારતાથી કવિજન કવિતા રચેછે રૂડી,
કવિતથી કીર્તિ ઘણાકાળ થીર ઠરેછે. ૪૪.

## पृथ्वीरुप रकाबी विषे.

### कवित.

**कारीगर कावील मुकावीला नकरे कोउ,**
**जामे हद विन हेम बेहद हिरावी हे;**
**चित्रित विचित्र चित्र सोहे जामे सबे चीज,**
**सेनापति ओर सेनापतिको सेनावी है;**
**सागर सरिता शैल शहर सहित देश,**

---

૧ કાઠીઆવાડનાં હરેક સંસ્થાન પાસેથી જમાબંદી લેછે માટે અંગ્રેજ સરકાર, ગાયકવાડ સરકાર અને જુનાગઢ સરકાર એ ત્રણ સરકાર કેહેવાય છે ને કાઠીઆવાડમાં જુનાગઢ સર્વોપરિ ગણાય છે.

**૨ એ સમે સોરઠમાં કે ગુજરાતમાં સ્ટાર આફ ઇંડિઆના ખેતાબ વાળો બીજો કોઇ હયાત નહોતો.**

दोमके हिसाव एसा कोउ न हिसावी हे;
वावी महावतखान रावरो गुलावीं जश,
रखन खुदाने रची रमाला रकांवी हे. ४९.

---

## મંત્રી મંડળી વિષે.

### કવિત.

ભારથમાં પારથના મહારથીઓના નામ,
નોંધાયાંછે એવા આજ સુબુદ્ધિ સાગર છે;
કામ કરે કારમાંજે કરવાને હામ ધાલે,
ઉથલ પાથલ કરી નાંખે એવા નરછે;
જેના પૂર્વજોએ પણ પરાક્રમ કીધાં પૂરાં,
પોતે પણ પરાક્રમી પરમ પ્રવરછે;
જેઓનાં ચરિત્ર ચરચાયછે ચારે દિશામાં,
દેશ દેશના નરેશમાં જેનો આદરછે. ૪૬.
બહાદુર બાવદીન વજીર બુદ્ધિ નિધાન,
સેનાપતિ શાલેહીંદી સ્યામદ સમાનછે;
મૃગરાજ મૃગને પકડી પાડે તેવી રીતે,
રાજદ્રોહી પકડીને પામ્યા મોટું માનછે;
નૃસિંહપ્રસાદને પ્રસાદછે નૃસિંહજીનો,
ગોકળજીઝાલા તો ગંભીર ગુણવાનછે;
થોભી રાખે આભ એવા ચારે થીર રાજ્યથંભ,
ગોકળજીઝાલા એમાં પ્રમુખ પ્રધાનછે. ૪૭.

**વિવાહમાં નૃસિંહપ્રસાદની ચપળતા વિષે.**

પુરપતિ પાસ પણ નૃસિંહપ્રસાદ હોય,
સરવે ઉતારે વળી શરભરા કરેછે;
સાહેબ લોકો સમીપ નૃસિંહપ્રસાદ હોય,
નૃસિંહપ્રસાદ સ્વાર થૈ સઘળે ફરેછે;
બાળજ્ઞાનોદય સભા નૃસિંહપ્રસાદ હોય,
કવિયોની પરિક્ષા મંડપ મધ્ય કરેછે;
જયાંજ્યાં જઇ જોઇએ ત્યાં નૃસિંહપ્રસાદ દિસે,
એતે રૂપ એકકે અનેક રૂપ ધારેછે. ૪૮.

### दुहो[1].

क्या खसबोइ गुलाव जल, नहि सुगंध इत दुर;
देशांतर खुशबोइधर, बावदीन बहादूर. ५०.

---

## શકરબાગ વિષે.

### કવિત.

સુક્કર શક્કર બાગ જો કોઇ નિહાળી જુઓ,
નીરખતાં નકી તેને લાગેજ નવાઇનો;
જાણે વૃંદાવન કે વંદાર[1] કેરાચાળું વન,
કે જાણે કૈલાશ બાગ માહેશ્વરી માઇનો;
જેનાં ફળમાંહી જાણે જગતજનેતા એજ,
શોધી શોધી સંચ્યો સ્વાદ સુધાની સુધાઇનો;
ઉપજે અથાગ અનુરાગ ભલા ભાગ ભાળી,
ઉત્તમ અથાગ બાગ બાવદીનભાઇનો. ૫૦

---

## બાળજ્ઞાનોદય સભા વિષે,

### કવિત.

ધારા ધણા સારા જેના સુધરે નઠારા જન,
જેમાં બેસનારાઓની ક્ષમાતો અક્ષયછે;
જોવામાં કિશોર પણ ચંચળ ચકોર ઘણા,
દીસે રૂડા દોર જેની વાણીમાં વિનયછે;
ભાષણો ભલાં કરેછે કૈક કવિતા કરેછે,
કૈક સ્વર ગાવામાં સરસ અતિશયછે;
જ્યાં વિશાળજ્ઞાની પણ મેળવે વિશાળ જ્ઞાન,
બાળકને નામે સભા બાળજ્ઞાનોદય છે. ૫૧.

## નૃસિંહ પુસ્તકશાળા વિશે.

### ચોપાયા છંદ.

વાંચન યોગ્ય વિવિધ વિદ્યાનાં, પુસ્તક પ્રૌઢ અપાર;
નૃસિંહ પુસ્તકશાળા નિરખી, ભારતિનો ભંડાર.૫૨.

## વિવાહ વિશે.

### સવૈયા.

જે સુતને બલિબાત બજાવી,
અનેક પ્રકારની આફત આપી;
ચાર અથાહ ધરી ઉરમાં,
કુળશાહ વિવાહ કરે શુભ આપી;
વિશ્વ વિષે વાહુ ને વખણાય,

---

૧ જ્યારે એમની હવેલીએ મળવા ગયા ત્યારે તેમણે ગુલાબજળ તથા ગુલાબ ગોટો આપ્યો તે વખત આ દોહરો કહ્યો હતો.

૧ ઇંદ્ર.

જેમાં ખરચાઇછે દોલત દરિયાઈની;
મોટા મોટા માંડવાની માંડણીયો જોઇ પણ,
નીરખી આ માંડવાની માંડણી નવાઇની. ૬૩
માંડવાની માંડણી તો માંડીને શું મુખે કહું,
અલોકિક જાણે એનો આભથી ઉતર્યોછે;
સ્ફાટક મણીનો ધણી ઘણી રીતે ઘાટ ઘડી,
દીપ્તિમાન દેવે જાણે ધરણીમાં ધર્યોછે;
કાંતો કળા કૌશલ્ય બતાવા કરી કારીગરી,
રૂપેરી ગિરિ કોરીને કારીગરે કર્યોછે;
કાંતો હિમાચળ આપોઆપ આવું રૂપ ધરી,
ઠીક સમો જાણીને આ ઠામ આવી ઠર્યોછે ૬૪.
મંડપમાં જાય તેને છાંટણાં છંટાય ખુબ,
રસ બસ થાય રૂડા કેળરિયા રંગમાં,
શહેર બજારમાં હજારો લોક ફરે હરે,
કેસરીયાં રંગતણા ઓપે વસ્ત્ર અંગમાં;
સોરઠમાં જાણીં એ સોનેરી વરસાદ કર્યો,
અમર અધિપતિએ એ સમે ઉમંગમાં;
જાણે જરીઆનનાજ પહેર્યા પોશાક સૌએ,
સાહેબજાદાની શુભ શાદીના પ્રસંગમાં. ૬૫.

## વરરાજા વિષે.

### સવૈયો.

વાંછિત વેશ વિશેષ સજે પણ કોઇન કાંઇ કુચાલ કહેશે;
ભૂષણ ભાર અપાર ધરે પણ દેખત કોઇન દૂષણ દેશે;
રાયતણો પણ રાય બની વરરાય લહાવ અલોકિક લેશે;
વાહરેવાહજુઓ જગરાહવિવાહ સમોનઉછાહ વિશેષે.૬૬

### દોહરો.

વરઘોડો વરરાયનો, વર્ણવતાં વધીં જાત;
તે માટે તેમાંથકી, મુખ્ય મુખ્ય કહું વાત. ૬૭.

### સવૈયો.

હાથી તથા હય હેમ હિરા, મુગતાફલ માળ ગણે ન ગણાઈ;
રત્નરૂડાં રતનાગરનાં, ગુણ સાગર નાગરની સુઘડાઇ;
પાલખિનો પણ પાર નહીં, રથ ચારકની હદ ઠીક હસાઇ
બાબતણો ન બનેજ હિસાબ, નવાબતણા ઘરની ન નવાઇ. ૬૮

### કવિત.

કાળા કાળા કાજળ આકારનાછે કરિ વર,
જાણે વાદળાના જ્યા આભથી ઉનયાછે;
દુરથી દેખાવ દીસે ડુંગરાના ડોળ જેવો,
બચ્યા સેતુ[1] બાંધતાં તે ધરણીમા ધર્યાછે;
ઐરાવત પતિએ ઐરાવતના બાળ જાણે,
ભૂપતિને આપ્યા ભેટ ભારી મદ ભર્યાછે;
લાયક નવાબતણો લખવા લાખેણો જસ,
કિંવા કવિકાજે ગંજ કાજળના કર્યા છે. ૬૯.

## ઘોડા વિષે.

### સવૈયો.

લક્ષપતિ જનનાં મનલોભિત,
શોભિત સાજ સજેલ સજોડા;
લેશ નહીં તનમાં કશું લાંછન,
ઉત્તમ કાંચન કીધ અછોડા;
ચાર પગે ઉછળે ચમકે વળીં,
ચૂળપણે પણ તે નહિ ચોડા;
ફાળભરે હનુમાન સમાન,
ઘણા બળવાન ઘુમે બહુ ઘોડા. ૭૦.

## હાથીના રથવિષે.

### કવિત.

બળવંત બળદ બબ્બેના રથ જોયા,
જોયોછે મેં સરસ બેચાર ઘોડા સાથીનો;
જગંનાથજીનોરથ મોટામાં મોટો જોયોછે,
જોયોછે ભભકાદાર રથ ભૂપ બાથીનો;
શ્રાવકોના દેવનો મેં જોયોછે સરસ રથ,
જાણેકે મઢેલોછે રૂપેરી જગંનાથીનો;
ઘણી સરસાઇનો નવાઇનો સફાઇદાર.
જનમ ધરીને આજ જોયો રથ હાથીનો. ૭૧

---

## વરઘોડાની વાડી વિષે.

### કવિત.

છોટા મોટા છોડવાળી બબકમાં સારી બાળી,
રગમાં રૂપાળી ઘણા મજુરે ઉપાડી છે;
ભૂતળ ન બાળી આવી દેવવાળી દુનિયાંથી,
કોણ જાણે એને કિયા માળીએ ઉગાડીછે;
ડાળ પાડી ટાળી હોય ટાળીઓ રૂપાળી એવી,
સોનેરી ગુલાબી વર રાજની જમાડીછે;
કૈલાશની ઝાડી જેવી, ઉંમીનો અંબાડી જેવી,

---

[1] રામે પર્વતોની પાળ બાંધી હતી તેમાંથી બચેલા તે.

વાસવતી[1] વાડી જેવી, જોડ ફુલ વાડીછે. ૭૨.

## શેશની વિષે.

**સવૈયો.**

પુર્ણ પ્રકાશ કરે પુરમાંહિ, દશે દિશ દીપક દીપે રહ્યા તે;
મંડિત હોય અમુલ્યમણી, અથવા ગ્રહ આભથકી ઉતર્યાતે;
વાસરકે રજની ન જણાય, ગણિત કર્યે નવ જાય ગણ્યા તે;
સઘ ઉઠેજનનેમનસંભ્રમ, પક્ષ હશે શુદ કેવ દશ્યા તે. ૭૩.

**દોહરા.**

આતસબાજી અતિ ઉંચી, જોવા જોગ જણાય;
જે જોવાને જનતણી, ભારે ભીડ ભરાય. ૭૪.
રાણપોરના ખાનની, બેટી બહુ ગુણવાન;
આંટવાની બીજી બિબી, પરણ્યો બહાદુરખાન. ૭૫.

## વિદાયગીરી વિષે.

**સવૈયા.**

ભાટ તથા બહુ ભાંડ મળ્યા વળી,
તેમ મળ્યા બહુ ત્યાં તરગાળા;
રૂપ ધરે બહુરૂપિ બહુ વિધ,
ચારણ કૈક કરે કવિ ચાળા;
મીર ફકીર અનેક મળ્યા વળી,
જે વિદ્વાન હતા ગુણવાળા;
સ્વાર થઇ નિજસદ્મ[2] ગયા,
નિકળેલહતા ઘરથી પગપાળા. ૭૬.
પરણુ સૌની કરી પરણાગત,
કોઇ રહયું ન કશી ચીજ પાખી;
પાણીની માફક ધીપીરસ્યાં,
અરધી ચીજ માગી તહાં ધરી આખી;
સાકર ખાંડની સીમ રહી નહિ,
ના કહેતાં પણ ઉપરનાંખી;
સ્નેહથી વાપરિયુ ધન સચિત,
કિંચિત માત્ર કચાશ ન રાખી. ૭૭.

## જુનાગઢમાં સ્કુલનો પાયોનાંખ્યો તે વિષે.

**કવિત**

પચિસમી તારીખે ત્યાં સ્કૂલતણો પાયો નાંખ્યો,
કીધું ખાત મુહુરત એનો શુભ કામનું;

[1] ઇંદ્ર. [2] ઘર.

જેથી જુનાગઢમાં વિદ્યાતણો વધારો થશે,
ટળશે અજ્ઞાન ત્યાંની રૈયત તમામનું;
જેમ કલ્પવૃક્ષતણું બીજ કોડે વાવે કોઇ,
વાવ્યું ઉઠહાડસે[1] સરસ્વતીના ધામનું;
સર્વથી સરસ એતો ઉત્તમ કારજ થયું,
દેખી દિલ રીઝયું બહુ દલપતરામનું[2]. ૭૮.

**દોહરો.**

મુંબઇની વિકટોરિયા, નાટક મંડળી નામ;
તેણે ખેલ કર્યા ભલા, રીઝયા લોક તમામ. ૭૯.

## આશીર્વાદ.

**કવિત.**

હાથી હયબાથી સાથી હજારો હજાર પામો,
પામો હીરામોતી હાર હજારો હલકમાં;
ઘણીક તમારે ઘેર લક્ષ્મીની લીલા લેર,
છત આવે સાગરની છોળની છલકમાં;
પક્ષકાર પ્રતિદિન પાર વિના પક્ષ પામો,
પ્રતિપક્ષીઓના પક્ષ પડેરે પલકમાં;
સુફળ ઇરાદા બાબીજાદા જીવો જુગો જુગ,
ખાઓ પીઓ ખુબી કરો ખુશીથી ખલકમાં. ૮૦.

**मोतीदाम छंद.**

रखे तुजपे ज्युं रहेम रसूल,
करे तव कीर्ति जहान कबूल;
करीम करे धन पूर्न मकान,
रहो खुशि खूब बहादुरखान. ८१.
करो कुल लायक उत्तम काम,
धरे धन धान्य खुदा तुज धाम;
गुनीजन गाय सदा गुनगान,
रहो खुशि खुब बहादुरखान. ८२.
बसे मुखमें ज्युं सरस्वती वास,
अथाह बढै तुज राज उजास;

[1] પોલિટિકલ આસિસ્ટન્ટ કેપ્ટન.
[2] ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને વાસ્તે ૨૫૦) રોકડા આપ્યા તથા દલપતરામને ઉમદા સીરપાવ અને દરસાલ ૨૧૦૦) વર્ષાસનનો લેખ કરી આપ્યો.

करो कवितारस पीयुष पान,
रहो खुशि खुब बहादुरखान. ८३.
पिता सम होहु प्रजा प्रतिपाळ,
दिले दररोज-रहो ज्युं दयाल;
सबे विधि हो बहु आप सुजान,
रहो खुशि खूब बहादुरखान. ८४.
दिसे तव कीर्ति विलायत देश,
नमे तुजपें सब औरनरेश;
सचे तुम सोरठके सुलतान,
रहो खुशि खूब बहादुरखान. ८५.
मकेश्वर पूरहि आप मुराद,
अपार वढेपुनि आप ओलाद;
दिनं प्रति देहु गरीब कुंदान,
रहो खुशि खूब बहादुरखान. ८६.
वदो मुख आप अविचल वाच,
सदा तव वानि विषे रहे साच;
समृद्धि वढै सुरराय समान,
रहो खुशि खूब बहादुरखान. ८७.
तुंही सुखपाव हु नित्य तमाम,
दुवा नित्य देवत दल्पतराम;
विचछन होव हु सर्व विधान,
रहो खुशि खूब बहादुरखान. ८८.

## સમાપ્તિવિષે.

### કવિત.

કૈક લોક કરેછે વિવાહ વિત્ત વાવરીને,
ચરચાયછે તે વાત ચાર દિન ચોકમાં;
ઢીંગલાંના વિવા કરી હૈયાગાં હરખ ધરે,
ફાવે તેમ રમે જેમ બાળ ફોક ફોકમાં;
તેમજ તમામ રાજાતણા વિવાતણી વાત,
થીર રહી નથી આજ જુઓ જનથોકમાં;
દ્વિજ દલપત જેની જાનમાં જાનૈયો, થયો,
એતો વાત અવિચળ રહેશે આ લોકમાં. ૮૯.

વળતી વખત રાજકોટમાં આજમ મણીશંકર જટાશંકર જેઓ ઘણા અનુભવીછે તેમનો સમાગમ થયો અને વાતચીત કરતાં કેટલાક સંશય મટયા તેથી ખુશી થઇને કહેલો સવૈયો.

### સવૈયો.

વેદતણા બહુ ભેદ વિચક્ષણ,
લક્ષણ શુદ્ધ ચિત્તે ચતુરાઇ;
સંશય ટાળી કરે ગતસંશય,
હંસ જયા જળ દૂધ જુદાઇ;
સ્વાત્મક જ્ઞાન તથા પરમાત્મક,
તે ત્રિગુણાત્મકના ગુણ ગાઇ;
ભાગી શકે ભ્રમ[1] ભાવ ભયંકર,
શંકર કે મણીશંકર ભાઇ. ૯૦.

### દોહરો.

જે ફાર્બસ સાહેબથી, વિદ્યા વિદિત પ્રકાશ;
હવે કહું હું તે વિષે, ફાર્બસ તણો વિલાસ. ૯૧.*

૧ વહેમ અથવા સંશય.
* ફાર્બસ વિલાસ, ૨ જા ભાગમાં ત્રીજા પ્રકરણમાં ૭૨ મે પૃષ્ઠે છે.

संस्थान सुधारा प्रकरण समाप्त.

# प्रकरण ५ मुं.

## હંસ કાવ્ય શતક.[1]

### મંગળાચરણ.—મનહર છંદ.

પ્રથમ પ્રભુના પદ પંકજ પ્રણામ કરૂં,
કરૂં કષ્ટ હરણનું સ્મરણ સચેતથી;
સભાજન ભૂષણ, નેં દૂષણ રહિત હિત,
દાખવું દૃષ્ટાંત ને સિદ્ધાંતના સંકેતથી;
પઢે સુખ પાઠ તે પ્રવિણપણું પામે પુરૂં,
વરણન એવું રૂડું વરણવું વેતથી;
કહે દલપતરામ રાજનીતિ અંશ કાવ્ય,
હંસ કાવ્ય શતક હું કહું હવે હેતથી. ૧.
ઓ પ્રભુ અનાથ નાથ હેતે મુજ માથે હાથ,
ધાર ધરણીધર તો ધીરજ ધરી શકું;
કાવ્ય કળાના કલ્લોળ છે જેવી સમુદ્ર છોળે,
તારી દયા હોય તો હું તે વિષે તરી શકું;
ઉચરૂં સરસ રસ સભા કરૂં રસ બસ,
ભીતર ભલાનાં રસ ભાવથી ભરી શકું;
કહે દલપત કૃપા કર તું નિરંજન તો,
હૃદય સભાસદોનાં રંજન કરી શકું. ૨.
ઇશ્વરની કૃપાથકી કારજ કરી શકાય,
ઈશ્વર કૃપાથી આપદા થકી ઉગરીએ;
કરીએ ઉદ્યોગ આશા ધરિયે અપારપણ,
ઈશ્વર કૃપાથી તરી પારતો ઉતરીએ;
પરિશ્રમ કીધે તો પગાર જેટલું પમાય,
ઈશ્વર કૃપાથકી ભંડાર ખૂબ ભરીએ;
શુણો રૂડા રાજ હંસ દાખે દલપતરામ,
ઇશ્વર સ્મરણ કરી કારજ આદરીએ. ૩.

### સત્સંગ વિષે.

પડિત પ્રસંગથી સુસંગતિનો રંગ ચડે,
પંડિત પ્રસંગથકી વ્હેમ દૂર વાંમીયે;
પંડિત પ્રસંગથી મુખ્ય મુખ્ય જ્ઞાન મળે,
પંડિત પ્રસંગે પળ પડે ન નકામીયે;
પંડિત પ્રસંગથકી પવિત્ર મતિ પમાય,
પંડિત પ્રસંગ તો વખાણ્યો વીર સ્વામીયે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પુણ્ય પાખી પંડિત પ્રસંગ ક્યાંથી પામીયે. ૪
દોડતી ગાડીએ દડો નાંખીએ સીધી લીટીમાં,
દોડતી ગાડીને સંગે, દોડી દૂર પડશે;
ઉચો જો ઉછાળીએ તો આઘો પાછો પડે નહીં,
આવી એતો આપણાજ હાથમાંહી અડશે;
ગતિમાન સંગતે અગતિમાન ગતિ પામે,
ઇશ્વરી નિયમ એવો જોઈ લેતાં જડશે;
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ,
સદગુણી સંગે એમ, સદગુણ ચડશે. ૫.
શ્રીમંતનું સદન શોભાવે સદા સ્વચ્છ રહી,
નકી છે નિશાની આપ શ્રીમંતના સુખની;
રવિ કિરણો જેવું, અદર્શ તેના રંગતણું,
કોઇ સમે કરે જ્ઞાન મીઠી જીભે મુખની;
સ્થાપે જેહ સ્થાનકમાં તેહ સ્થાને સ્થિર રહે,
દામ દઈ દૂર જાય દેખી વેળા દુઃખની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જુઓ એક રીત છે, પંડિત ઝમરૂખની[1]. ૬.
ધીરે ધીરે ધીરવી ધીરવીને ધરાવી ધીર,
અધીર અધીરીયાની ધીર નાંખે ધોઇને;
વદે એવા વચન પચન થાય પેટ માંહી,
અજીરણ ઉપજે નહીં કદાપિ કોઇને;
સાચવી સ્વભાવ શાંત, ભ્રાંતને અભ્રાંત કરે,
મેલી દે મતાંત તે મહાંત ખેદ ખોઇને;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જનનો સુધારનાર જાણીયે તે જોઇને. ૭.
છોટા હોય છેક તેને મોટા કરીને દેખાડે,
મોટાને મહેત મોટા ધારવાનું ધ્યાન છે;

---

૧ મુંબઇના લુવાણા ઠકર હંસરાજ, કરમશીને આ કાવ્ય શતક ભેટ કર્યું હતુ.

૧ ઝમરૂખ—ઝુંમર.

મનેે જેમ આપની વડાઇ અધિકાઇ થાય,
તેમ તેમ પારકી વડાઇતણું તાન છે;
એવો ગુણ અધિક અધિક જેમ આપ ગ્રહે;
તેમજ મનાય તે મહાન મુલ્યવાન છે;
ઓળખીએ દેખી આમ, દાખે દલપતરામ,
સજ્જન પુરૂષ સુક્ષ્મદર્શક સમાન છે. ૮.
ધાતુ અને અધિક ધીરજ ધરનાર નર,
સુઘડતા પૂરી કયારે પામેછે, સંસારમાં;
તવાઈ તવાઈ ટેક ટોકરો ખવાય ખૂબ,
ત્યારેજ દેખાય અતિ ઉત્તમ દેદારમાં;
ટોકરો ખાવામાં જેને જેટલી કચાશ રહે,
તેટલી કચાશ એબ લગાડે આકારમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
સુઘડ શોભેછે સારી સભાના શૃંગારમાં. ૯.
સભામાં સુભાગ્યશાળી સભાસદ બની શોભે,
સભા તો અભાગિયાને ઝેરતણી ઝાળા છે;
સભામાં પ્રભા પ્રગટે પંડિત પ્રકાર બની,
સભમાં વિરાજે તેતો વડા પુન્યવાળા છે;
સભામાં સુભાષિત સંભાષણોજ સાંભળીએ,
સભામાં સુરસ મનરંજન રૂપાળા છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
સભા સારી સદગુણો શીખવાની શાળાછે. ૧૦
જેનું કામ જેથી થાય તોપણ તે ચીજ તજી,
કેક લોક બીજી ચીજે બને તે બનાવેછે;
ચુનાબંધ ચોખાં ઘર ચિત્તમાં ન ચાહી અને,
જોગી જેમ જનમારો ગુફામાં ગુમાવે છે;
કસ્તુરીને કેસરને કંકુને નકામાં ગણી,
ભોળોનાથ ભસ્મ અંગે ભુંશીને નિભાવે છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જે જેમ ચલાવા ચાહે તે તેમ ચલાવેછે. ૧૧.

## દુર્જનવિષે—આર્યાવૃત.

કવિ વાણી ઘન પાણી પેખીં સકળજન સદા રૂદય રીઝે;
દેશીં જવાસા દિલમાં, ખરેખરા ખારથી ખીજે. ૧૨.

## મનહર છંદ.

ગાજે જ્યાં ગગન ઘન જવાસા સુકાઈ જાય,
તરૂવર તો તમામ ફાલીને ફેલાય છે;
સુરજની શોભા દેખી સર્વને સંતોષ થાય,
ઘુડ તો ઘવાઈ ગુણે ઘણાં ગભરાય છે;
અદેખાને ઉપદ્રવ કરે નહીં કોય, તોય,
અદેખાનું શરીર સ્વભાવથી સુકાયછે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જેમ ફાસફરસ સ્વભાવે બળી જાયછે. ૧૩.
સૂરજ સમાન આપ હોયછે, ઉદાર જન,
કરૂણા કિરણ પૃથવીમાં પથરાય છે;
અદેખો મનુષ્ય અન્ય ચંદ્ર સમ વચ્ચે પડે,
આવતા કિરણો કેટલાક અટકાયછે;
અંતરમાં એટલું અદેખો નથી આણતો જે,
અવનીનો વારો આવ્યે ચંદર ગ્રહાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
અદેખાઈથી બંનેને અવગુણ થાયછે. ૧૪.
અદેખાના સામી અદેખાઈ કરે શ્રેષ્ઠ જન,
તેના દીલતણું ડોળ સૌને સમજાય છે;
ચંદ્રમાની વચ્ચે પડે પૃથવીનો પડછાયો,
ગોળ પડે તેથી ડોળ સમજી શકાય છે;
અકળીત હતો અવનીતણો આકાર પણ,
પ્રગટ સ્વરૂપ પડછાયાથી પમાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ગંભીર આકાશ કહો કોઈથી કળાય છે. ૧૫.
ખારીલો સખસ ખૂબ ખૂનસથીખાર રાખી,
ઘટમાં ને ઘટમાંજ ખાર ઘણો ઘુંટશે;
છાનો રાખશે તથાપિ છેક નહિ છાનો રહે,
છાતીમાંથી ખારભર્યાં વચનજ છુટશે;
ક્લોરેટ[1] પોટાસ ને ગંધક ચોર છાનો ઘૂંટે,
ફજેત થશે તેવા ફડાકા બહુ ફુટશે;
શુણોરૂડા રાજહંસ દાખે દલપતરામ,
એ થકી અદેખ તેની તરતજ તૂટશે. ૧૬.
કોઈ કહે અતિ ઝેર વિંછીતણાં આંકડામાં,
કોઇ કહે તેથી ઘણું સરપના તનમાં;
કોઇ કહે હોય ઝેર કડવા કનેરમાં,
કોઇ કહે હોય ઝેર વૈરીના વચનમાં;
કોઇ કહે ઝેર ઘણું રહે રત્નાગરમાં,
કોઈ કહે ઝેરનાગું ... ઝેરીવનમાં;

૧ આ ત્રણ વસ્તુઓ ભેળી કરીને ઘુંટીએ તો બં-
દુકના જેવા અવાજ થાય.

બોલ્યો એક પંડિત દેખાડી વાત દીલની;
કાંતો આજ કોઇ ઠામ અશ્વનો પ્રસવ થયો,
કાંતો આજ આગલીછે તારીખ એપ્રિલની[1]. ૩૫.
મુખની વસળ કાઢી નાખતાં કળાય પેટ,
તે માટે મોટા મનુષ્ય મત નથી તાણતા;
જ્વાળા મુખી થકી જો ન નીકળે ગંધક રસ,
જમીનના પેટમાં શુંછે તે કોણ જાણતા;
પાણી કે પાંપાણ હશે, કે સોનાની ખાણ હશે,
એવું એવું ધારીને અચંબો ઉર આણતા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વાસતે વાચાળને લોકો નથી વખાણતા. ૩૬.
મૂરખના મનતણો મર્મ સર્વને જણાય,
મર્મ જે સુજાણનો તે કહો કોણ જાણેછે;
જાણવા ન ઇચ્છે ફૂલ તો ન કોઇ જાણી શકે,
જાણવા અનેક જન અભિલાખ આણે છે;
મુલકમાં જેવી રીતે ધ્રુવ માંછલીનું મુખ,
કોણ જાણે ઉત્તર તરફ કોણ તાણેછે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મર્મ જો જણાય તો ખોદાય તે ઠેકાણે છે. ૩૭.
પારકીજ ચૂકનો વિચાર કરતાં પ્રથમ,
આપનાજ અંતર તરફ ચિત્ત આપીયે;
દુઃખ સુખ પારકાના દેહતણું દેખવાને,
આપતાજ દુઃખ સુખમાંહી દીલ થાપિયે;
આપણુંજ કાળજું કપાય તેનું કષ્ટ જોઇ,
કાળજુ પરાયું પછી કદાપિ ન કાપીયે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
માપવા દિવસ છાયા આપનીજ માપીયે. ૩૮.
કાશી કેરા પંડિતની સાથે સભાવિશે વાદ,
વદવાને ઉઠ્યો ઠગ મૂરખ ઠગાઇથી;
હુંકારા ટુંકારા કરી તાડુકી તાડુકી તેનો,
તજી લાજ શરમને બોલ્યો તોછડાઇથી;
પંડિત તો તેના સામો એકે બોલ બોલ્યો નહિ,
રહ્યો સાંભળીને સર્વ રૂડી ગંભીરાઇથી;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મૂર્ખ જાણે જીત્યો મારી વિદ્યાની વડાઇથી. ૩૯.
ક્ષમાવાળી ક્ષમા રાખે ત્યારે દુષ્ટ તેને કહે,
બોલી જાણે નહિ માટે નાસવાની બારીઓ;
આબરૂ તજીને બોલતાં અદબ મૂકવાની,
હિંમત ન રાખે ત્યારે કહે એનો હારીઓ;
ઉપરા ઉપર બોલતાંજ બીહે નહીં,
જાહેર કરેછે તાત માતતણી જારીઓ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
તેવીતો ચતુર ઘણી નારીઓ ચુનારીઓ. ૪૦.
ભડ પડયો ભવ જેઓ ભવનમાં ભુંડું બોલે,
ભુંડું બોલવાની રીત ભાંડ કે ભવાઇની;
દીકરી દુહીતા માતા દેખતાં બકેછે દુષ્ટ,
નહિ રીત જૂની એતો જાણવી નવાઇની;
અરથ વિનાની તોય આનંદ પમાડે એવી,
હુહવાટી તેથી સારી હોયછે હવાઇની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
સારા શબ્દથકી શોભા સાંપડે સવાઇની. ૪૧.

## ભોળી સ્ત્રી વિષે—દોહરો.

પર હકિકત તું પ્રસિદ્ધ કર, તખતા નર ગુજ ધર્મ;
હાંડી સ્ત્રી હૈયાતણો, પ્રકટ પ્રકાસે મર્મ. ૪૨.

## મનહર છંદ.

તખતો પોતાનો મર્મ પોતે ન પ્રસિદ્ધ કરે,
પરતણુ દોષ પરદૃષ્ટિયે દેખાડશે;
હાંડી તો હૈયાની ભોળી જે બિચારી નારી જાત,
સારી બૂરી વાત નહિ પેટમાં સંતાડશે;
સંતાડી શકે શું સરજનારે નથી શક્તિ દીધી,
નારી જાત અંતરની વારતા ઉઘાડશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
લોક તેમાં તેલ રેડી બળતું લગાડશે. ૪૩.
ફરતાં ફરતાં કદી કાયામાં જો ફાંસ વાગે,
દિવસ ઘણા સુધી રહી શકે ન દેહમાં;
નીસરી શકે નહીં તો છેલ્લીવારે નીસરવા,
ઉપડેછે ફોડલો જરૂર અંગ એહમાં;
કામનિના કાળજામાં છાની છેક રાખવાની,
વાત ન પચી શકેછે જુજ બુદ્ધિ જેહમાં;

[1] દિવસે ઘોડી વિઆય તો તે અપશુકન મટાડવા સારૂ એક ગપ ચલાવવાનો ચાલ આપણા દેશમાં છે; તેમજ તારીખ ૧ લી એપ્રિલને દહાડે એક ગપ ચલાવવાનો ચાલ અંગ્રેજ લોકોમાં છે. તેને એપ્રિલ ફૂલ કહે છે.

કહે દલપતરામે કિંવા એજ કારણથી.
સ્તન રૂપી કોટલા થતા હશેજ તેહમાં. ૪૪.
ભણી ગણી નહીં તેથી ભામનીની ભાષા ભુંડી,
તેને નહિ શુદ્ધ કરી તકકે બેનકની;
છુંદી છુંદી મેંદી પછી તેને મુખે છાંદો દીધો,
રેખ મેખ મારી જાણ્યું જાય ટેવ જકની;
હરવડી હોઠ રૂપી બારણાં બે બંધ થવા,
નાકરૂપી નકુચે કડી કરી કનકની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
માનનીને મુખે વાણી તો રહી માફકની. ૪૫.

**સ્વભાવ—દુમિલા છંદ.**

ઉતરે ન અનામત ચિત્ર મહાવત
જે ગજ શશિ ચડ્યો તે ચડ્યો;
મરડાય નહીં મૃતિકા ઘટનો,
કુંભકારે જે ઘાટ ઘડ્યો તે ઘડ્યો:
બદલાય બુટો ન બિલોરતણો,
જેમ જન્મ થતાંજ જડ્યો તે જડ્યો;
દિલ શોધી જુઓ દલપત કહે,
જન જાતિ સ્વભાવ પડ્યો તે પડ્યો. ૪૬.

**મનહર છંદ.**

સજ્જનની સંગતિથી દુર્જનના દીલ વિષે,
સજ્જન સ્વભાવનો દેખાવ નથી દોઘલો;
જો પછી જાતિ સ્વભાવવાળાતણો જોગ થાય,
તો પછી જરૂર જાત અશલની જોડલો:
સાકર અસલ જાત શેલડીનો કોયલો છે,
મેળવણી મળ્યાથકી સ્વાદ પામી સોયલો:
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ગંધક તેજાબ મળે કોયલો તે કોયલો. ૪૭.
કોયલાની કાળપ મટાડવાને ક્યે જુઓ,
કોયલો કદાપિ કાળો રંગ મુકતો નથી:
ક્રોધ લોભ કામનો હરામનો સ્વભાવ હોય,
છોડે તોય તેનો છેક છુટકો થતો નથી;
સંગતણો રંગ જો ન લાગ્યો હોય રગે રગે,
તેજ રંગ દીજો બીજો લાગ લાગતો નથી:
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જનમ સ્વભાવ કોટી યતને જતો નથી. ૪૮.
દવાની ગતિ હમેશાં હોયછે ઊંચી અદ્યાની,
ભારવાળી વસ્તુ નમી ભૂમિમણી જાયછે;
પ્રવાહી પદારથ તો ચાલેછે પ્રવાહ રૂપે,
એથી ઉલટું ચલાવતાં તો અટકાય છે:
તેમજ જગતમાંહી જેને જેવી ટેવ પડી,
તે તજાવ્યા વિના તેનો ઉપયોગ થાય છે:
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ગતિ તેની ગોઠવીએ તેમ ગોઠવાય છે. ૪૯.
ગરેડીના ટેકાથી ગાંઠ વિના ગોઠવતાં,
નીચી તાણીએ તે ચીજ ઉંચી ઉંચી જાય છે;
હવા એક ભુંગળામાં, ભરીને ભમાવી હોય,
નીચી નમે તેથી ઘણાં કારજ કરાય છે;
ક્રોધને કુબોધ સામો, લોભને સુલક્ષ સામો,
માન ને દેશાભિમાન થાતે જો થપાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
અવગુણ તો તે ગુણ રૂપમાં ગણાય છે. ૫૦.
ધ્રુવ સામું જુઓ ધ્રુવ માછલીમાં એજ ગુણ,
કીધો ઉપયોગ નિધિ તારણ તમામમાં:
ઘડો ઉંધો પાડી દાબ્યો પાણી માંહી પેઠું નહિ,
ઘડ્યો એવો ઘંટ મોતી કાઢવાના કામમાં;
ધુમાડાનો ધક્કો વાગ્યે એક ચીજ ઉંચી ચઢી,
બનાવ્યું બલુન ગુણ ગમ્યો ગામે ગામમાં:
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ફરીને જુએ તો ગુણ દીસે ઠામે ઠામમાં. ૫૧.
ગ્રહનું ગ્રહણ થતાં દુરાગ્રહીને ડરાવી,
કોલંબસે કેવો રસ્તો શોધ્યો સમાધાનનો;
ઉપયોગી ઝાડને સિફરનું વિગુણ તાણી,
કરેછે આકાર કેવો મામાના મકાનનો;
પાણીતાણી વાગ્યે અપવિત્ર ક્રિયા કરે નહિ,
શાંતિ શોધી કાઢ્યો તેમાં રસ્તો દેવસ્થાનનો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઉપયોગ થાય છે અજ્ઞાનીના અજ્ઞાનનો. ૫૨.

**ઉપદેશ વિષે.**

શરીર તો શતરંજ બાજના સમાન જાણ,
આકાર બન્યા [illegible]
મન તો વજીર [illegible],
મનના તરંગ તો [illegible]
દૃષ્ટિ [illegible]

રસ રૂપી પ્યાદા નહિ પાછા હઠનાર છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હરિ જાણે એમાં અતે કેની જીત હાર છે. ૫૩.
ઇંદ્રિય અવેવ રૂપી સારા સારા સભાસદ,
આતમા અધ્યક્ષ પક્ષ ઉત્તમ પ્રમાણવા;
સુવિચાર ભાપણ કરીને આપે સારો બોધ,
કુવિચાર તેવે સમે લાગે મત તાણવા;
કોઇ સમે કુવિચારનું કહ્યું કબુલ કરે,
કોઇ સમે સુવિચારની સુજસ જાણવા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
એવા સભાસદોને વિશેષ શું વખાણવા. ૫૪.
તન તો વતન જ્ઞાન તંતુ વિજળીના તાર,
ગોઠવી રાખ્યા છે રોમ રોમ રૂપી ગામમાં,
અજાણ્યું ન જાય ક્ષણ ક્ષણની ખબર થાય,
મગજ રૂપી મહાલકારીના મુકામમાં;
કાયદા વિરૂદ્ધ કશું કોઇથી કરાય નહીં,
આવો ઇનસાફ સારૂ ને તનુ તમામમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ચતુરાઇ કેટલી રચી છે હાડ ચામમાં. ૫૫.
દાંતની બત્રીશી એતો અક્ષરનાં બીબાં બન્યાં,
જીભ હોઠ જંત્રતણાં દાબણ જણાય છે;
સુરતાના જળથી ભિન્નાઇ ભાઇ પારકાના,
કાળજાના કાગળ છુટા છુટા છપાય છે;
ઊંચા નીચા કાગળ રહે અક્ષરો ઉડી જાય,
વારતા પછી તે વાટ ઘાટમાં વંચાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
સારી વાતે લાભ ખોટી વાતે ખોટ ખાય છે. ૫૬.
ઘડીઆળચીએ ઘણું સારૂં ઘડયું ઘડિયાળ,
બધ પડયું ચાલતું બિગાડ થતી વાર છે;
ઘડીયાળ ફિકર કરીને નહિ ફાવી શકે,
ઘડિયાળચીને એની ફિકર અપાર છે;
જગતની ફિકર કરેછે જગ કરનાર,
અહોનિશ તેનો એના ચિત્તમાં વિચાર છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
નર જે ફિકર કરે તેથી શું થનાર છે. ૫૭.
પાણી વિના પ્રાણીતણા પલકમાં પ્રાણ જાય,
તે તો પાણી મફત મળેછે જોયે જેટલું;
સોના વિના સૃષ્ટિ જીવી શકે સેંકડો વરસ,
મોંઘે મુલે મળેછે કનક જુઓ કેટલું;
તનુજ જનમ્યા આગે જનનીના તનમાંહી,
તાજું તાજું દૂધ તો તૈયાર રાખ્યું તેટલું;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ચતુર ચિંતા તજે વિચારી ઉર એટલું. ૫૮.

### ઇંદ્રવિજય છંદ.

ખડ્ગ ક્ષમા ધરી ધીરજ ઢાલ, વિજ્ઞાનને જ્ઞાનની નોબત વાજે;
સ્વારથ ને પરમારથ ચક્ર, મનોરથના રથમાંહિ વિરાજે;
સત્યપણાનું નિશાન સદા, શિર શીયળ છત્રતણી છબી છાજે;
હંસ શુણો દલપત કહે, જગમાંહિ મહારથી એજ છે આજે. ૫૯.

### મનહર છંદ.

લિપિઓ લખાઇ ન લખાઇ તો શું લાંછન છે,
લાયકી લખાઇ તો લખાઇ લાખ વારતા;
ચાતુરી ચખાઈ ન ચખાઇ તો શી ચિંતા કશી,
ચોખાઈ ચખાઇ ને ચખાઈ સુવિચારના;
દોલત દેખાઈ ન દેખાઇ તો શી દીલગીરી,
તજી અદેખાઇ ને દેખાઇ જો ઉદારતા;
રોનક[1] રખાઈ ન રખાઈ દલપત પણ,
સુરીતિ રખાઇ તો રખાઈ સર્વ સારતા. ૬૦.

### પરાક્રમી જન વિષે.

પરાક્રમી પરાક્રમ જેટલું પ્રસિદ્ધ કરે,
દુનિયાં દેવન તેમાં તેટલુંજ ધારેછે;
જેમ શશિમાં પ્રકાશ સદા સરખોજ હોય,
ઓછો દેખી લોક અપકીરતી ઉચ્ચારે છે;
પાપથકી આપ લાગો કાંતો શિર શત્રુ જાગ્યો,
કાંતો ક્ષય રોગ એવું ધારીને ધિક્કારે છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પુનમના ચંદ્રનો સુજસતો સંભારે છે. ૬૧.
વડાની વડાઇતણું વિગતથી વરણન,
માપવાના યંત્ર[2] થકી જુગતે જણાય છે;

---

૧ રોનક—શોભા.

૨ યંત્ર. દુરબીન વડે ઊંચી જગા માપતાં જેમ દુરબીનનું મોં ઊંચુ કરવું પડે તેમ તેમ સામી જગા વધારે ઊંચી જણાય તેમજ કોઇ સરદારનું વર્ણન કરનાર પંડિત ઊંચી પદવી પામે તેમ તેમ તે સરદારની વધારે વડાઇ જણાય.

વરણન કરનાર જેમ જેમ ઊંચો વધે,
તેમ તેમ વડાની વડાઈ વખણાય છે;
વરણન કરનાર નમીને જે નીચો રહે,
વડાની વડાઇ ઓછી એટલી ગણાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપત્તરામ,
વિશ્વમાંહી સાધારણ વડાનો ધણાય છે. ૬૨.

ઉમદા મનુષ્યને અગાડી કીજીએ હમેશ,
તો તે કામ તતકાળ કીમતી કહાવશે;
ગરીબ અગાડી કીધે કામ હલકું ગણાય,
કોણ તેને કદી ભલું નજરમાં લાવશે;
નવડો અગાડી નોંધે આંકડો એકાણું થાય,
એકડો અગાડી નોંધ્યે ઓગણીશ આવશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઉમદાને આશરે ગરીબ ખુબ ફાવશે. ૬૩.

હીમતની હોય કીધે કિમત કરોડ લાખ,
હીમત ધરેછે તે હરાવ્યા નથી હારતા;
હૈયામાં ધરીને હામ કરવાનું ધારે કામ,
ઓયું લેવા નથી અન્ય આગળ ઉચારતા;
એજ રીતે દુનિઆમાં દીસે જે ઉદાર નર,
આપ જોરથીજ એવી આદરે ઉદારતા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ધીર શૂરવીર નથી ઢાલ લેવા ધારતા. ૬૪.

### ઇંદ્રવિજય છંદ.

બોલ ખરા મુખડાથી બકી બકીં, આગળથી વડીં વાત ઉપાડી;
અસ્ત્ર અને વળીં શસ્ત્ર ધરી, સહુ આગળથી પણ થાય અગાડી;
દેખીં રિપુ દલપત્ત કહે, પછી પાછો હઠે હથિઆર પછાડી;
તે શુરને શિરપાવ ઘટે શુભ, પાઘ નહિ પણ સુંદર સાડી. ૬૫.

### મનહર છંદ.

સમજુ સમર્થ અર્થ વ્યર્થ તો ઉડાવે નહિ,
યોગ્ય ઠામે વાવરતાં દીલમાં ડરે નહિ;
શરીરમાં સઘ્રા જ્ઞાન તંતુ મુકે તે ઠેકાણે,
તે ઠેકાણે એના વિના અરથ સરે નહીં;
છેક દાંત ત્યાંસમાં વધેલા નખ વાળમાં,
સુકાશરીર સાસમાં તે તંતુઓ ધરે નહિ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઘણો માલ ઘાલી ખાલી ખરચ્ય કરે નહિ. ૬૬.

જાતિલાનું જોર વધે જોરાવર જતન થાય,
ભેશી ન શકાય લાં પલકમાં પગાડશે;
લોહતણી શાંઢીથી શારીને કઠોર કાઠ,
લોહતણા ખીલા તેજ છેદમાં લગાડશે;
જાતમાંથી સંપ જાય તો એકે નહિ ઉપાય,
મજબુત મૂળખણી ખોદીને ઉખાડશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મણીતણી શાંઈડી મણીમાં શાર પાડશે. ૬૭.

### લોભી તથા કંજુસ વિષે.

જીવ જાણે જોગી જતી સેવી સંપડાવું સુખ,
ફોગટનાં ફાંફાં મારે કશો નહિ ફાયદો;
સુખ દુઃખ સમૃદ્ધિ સતાન સમે સાંપડશે,
વિશ્વ પતિયે જે નકી કીધો હશે વાયદો;
જગતની રચના વિચારી કામ કર્યા જવું,
એ થકી ઉપાય નહીં શોધીયે ઢંલાયદો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
એક મારે ઇશ્વર ન કરે જુદો કાયદો. ૬૮.

જુગારી કરજદાર કરજથી દૂર થવા,
માંડે દાવ મોટા જાણે કરૂં સુધી કરમાં;
જેમ કોઈ રાયનો કુમાર રાયથી રીસાય,
જાય નાશી જાણે જાઉં દૂર દેશાવરમાં;
પાછું વળી પેખે ન સીધાવે શીધો શીધે પંથ,
ભમીને ભૂગોળ આવે બાપના બંદરમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઘાંચીનો બળદ ઘુમે ઘરમાંનો ઘરમાં. ૬૯.

ઉપકારી ઉપકાર ધારણાથી ઓછો કરે,
જેને મહા લોભવાળો ના લાયક લેખશે;
મારચની એકવીસે ત્રેવીસમી સપટંબરે,
દુનિયાં દિવાકરને ત્રીસ ઘડી દેખશે;
હરખી જોવાને સામો દોડે જે હજાર[1] મેલ,
અઠી ઘડી ઓછીવાર પ્રાણી તેતો પેખશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
આયડીને એવી રીતે જગત ઉવેખશે. ૭૦

### ઇંદ્રવિજય છંદ.

જે જળ ટહિયાં નષ્ટ થયાં ઘર થાય કમાણી પણી કરીંયાને:

૧ સૂરજ આશરે ૧ કલાકમાં એક હજાર મેલ ચાલતો જણાય છે; માટે ચરને પહોરે તેને ચઉદે ચાર જોવા સારૂ ઉગમણે ૧ હજાર મેલ દોડે તો તે ઉલટા ૧ કલાક ચાર વખત સૂરજને દેખે.

જો જનને જર લાભ જડે બહુ, તો જર જૂથ જડે જડીયાને
જો વિદ્વાન વસે વસુધાપર, તો ખુબ માન મળે ખડીયાને,
હોય દુકાળ કહે દલપત, ફરી ફરી લાભ. ફળે ફડીયાને. ૭૧.

**મનહર છંદ.**

વસંતની વેળા વિષે ખાખરા પાલોયા ખૂબ,
ફેલાઇ રહ્યાંછે મોટાં પાન જેવા ફાફડા;
ફૂલ તો સફાઇબંધ કેસુડાંને નામે ક્રોડ,
થયા થોડે થોડે તેના ઉપર તો થાપડા;
ફાલ્યો ફૂલ્યો ખૂબ પણ ફોગટ થૈ ફૂલ તેની,
પરિણામે ફળતો પ્રગટ્યા પીતપાપડા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
બહુ આશા બાંધીને ઠગાયા સુડા બાપડા. ૭૨.
સૃષ્ટિમાંહી હોયછે ઘણાકતણું શેઠ નામ,
એકતો કંજુસ અને એકતો ઉદાર છે;
એક વાદળી તો ચામડીનું લોહી ચૂશી લેછે,
એક વાદળી તો વિશ્વમાંહીં વર્ષનાર છે;
એક કરો આકાશથી પડી નેવાં ફોડી નાંખે,
એક કરો જુઓ અર્ધધરનો આધાર છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
કનક ધંતુરો હેમ કેવો ફેરફાર છે. ૭૩.

**ઇંદ્રવિજય છંદ.**

લાલને લાડ લડાવીયે લાખ, ધરે નહિ પ્રાણવિના ધવરાવ્યે,
ખેતર ખેડી ભર્યું ભલું ખાતર, અન્ન ઉગે ન વિના વવરાવ્યે,
પીરસવા પક્વાનવિના નહિ ગોરવ થાય ગીતો ગરાવ્યે;
હંસ શુણો દલપત્ત કહે, જન સર્વની જાય ક્ષુધા ખવરાવ્યે. ૭૪.
ભંજન ઉપર હોય નિભંજન, મજ્જન ઉપર હોય ન ભંજન;
અંજનમાંનહિ આંખ ધલાય, ધલાયજ આંખની ઉપર અંજન
અંજનમાં સ્વર અંત લખાય લખાય નહિ સ્વરમાં પછી વ્યંજન
રંજન કોતક દેખી થવાય, થવાય ન કોતક આગળ રંજન. ૭૫

**મનહર છંદ.**

અરે હેમખાણ તુજ આગળ હજારો મણ,
હોય હેમ તોય તારી ચાલે નહિ હુંડીયો;
દુનિઆમાં હુંડીઓ તો ચાલેછે દુકાનોતણી,
લક્ષમાં વિચારી લેતાં તે તો તારી લુંડીઓ;
ધક્કા ખાઇ ખાઇને ખરાબ થાય તુજ પાસ,
કષ્ટ સહ્યાવિના કોણ ભરી જાય કુંડીઓ;
કહે દલપતરામ ખોઇ સાહુકારી આમ,
દેશ દેશમાંહી તારી વાગી ચુકી હુંડીઓ. ૭૬.

**ઇંદ્રવિજય છંદ.**

લાભની લાલચ થાય ન લેશ. અશેષ ઉપાય કર્યાથકી આડો;
પ્રારથના ભણિને ગણી પાઠ, ઘસ્યાથકી હાથ ખસે નહિ ખાડો.
ખાણુ અને ખુબ ખોળ વળી, ખવરાવી જરૂર કરે બહુ જાડો;
હંસ શુણો દલપત કહે, પળીયે પણ દૂધ ન દે કદી પાડો. ૭૭.

**મનહર છંદ.**

શત્રુરૂપી દહીંતણો જામેલો જમાવ જોઇ,
મોટો એક કૂલતણો વાંસ તેમાં મૂકશે;
પોતાને ન છાંટા લાગે, એવી રીતે છેટે રહી,
ચાળવણી દોરીની ચલાવતાં ન ચૂકશે;
જામેલો જમાવ વલોવાઇને વિખાઇ જાય,
તેને પછી તાબે લેવા ઝડપથી ઝૂકશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ.
રાજનીતિની તે રીત ધીર લેવા હુંકશે. ૭૮.
ભાર બોજ વાળાને તો પ્રથમ કરાવે ભેટ,
હલકાને [1] તે પછી હજૂરમાં પમાડશે;
પ્રવિણ પ્રધાનની પુરાતનની રીત એવી,
દુનિઆમાં હવા તેનો દાખલો દેખાડશે;
પથ્થર ને પાંનડું જો પૃથવી તરફ પડે,
હલકાને હવા જુઓ પછીથકી પાડશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હોય ન હવા તો મરજાદ તે મટાડશે. ૭૯.
ધન મદથી અધિક હોય છે હજાર ગણો,
હુકમનો મદ મહિપાળના મન્સૂરમાં;
હુકમનો સ્વાદ નથી શાક પાક શેલડીમાં,
હુકમનો સ્વાદ નથી ખાંડ કે ખજૂરમાં;
રહ્યો નથી સ્વાદ તે પુરાણ કે કુરાન વિષે,
રહ્યો નથી સ્વાદ રીક[2] સામ કે યજૂરમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હુકમનો સ્વાદ હોય હાકમ હજૂરમાં. ૮૦.

**વિદુષકનો વેશ.—ઇંદ્રવિજય છંદ.**

મૂછ દિસે અજ શ્રૃંગ સમાન દિસે મુખ સાવરણી સમ દાઢી;
નાક નવીન પ્રકારતણું, [3]અવળી વળી જેમ વિના ધૃત વાઢી;

૧ તથા ફૂલાયેલાને. ૨ રીક—ઋગ્વેદ.
૩ અવળી—ઊંધી.

પાઘડીનો પણ બેશ બનાવ, તળાવ વચે જ્યમ ટેકરી કાઢી;
ભાંડ કે ભાટ હશે કહે કોઇક કોઇક ધારી શકે વળી દાઢી. ૮૧.

નિર્બળ—મનહર છંદ.

નરમ દેખીને ગણવુંજ નહિ નીરબળ,
મૌન દેખી મૂરખ કે સુગુ નહિ માનીએ;
ઓળખાય નહિ પણ હોય આબરૂજદાર,
હોય સરદાર પણ પૂરો ન પીછાનીએ,
સુરાખારનો ગંધકનો તેજાબ સેવનાર,
હોય ર [1] બંદુકનું ન છેડીએ નાદાનીએ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પાટુ મારવાથકી પીડા પમાય પાનીએ. ૮૨.
શ્રીમંતોની સભા મધ્ય ગરીબ શી ગણતીમાં,
કોહીનૂર પાસ કાચ બાપડો શા બાબમાં;
સાગરની આગળ તે ગાગરને ગણે કોણ,
તલતણું તેલ તુચ્છ તે કશું તેજાબમાં;
લાખ ક્રોડ રૂપૈઆનાં જે ઠેકાણે લેખાં થાય,
કોડીઓ બિચારી ત્યાં કહો કિયા હિસાબમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
છ આનાની છીંદરી તે છાજે કેમ છાબમાં. ૮૩.

પોતાનું કરેલું ગમે.

ચાંદનીના આડા બાંધી ચંદરવો ચારે દીશ,
દીલમાં ધારેછે આતો સુંદર દેખાવ છે;
ચળકતા તારા દેખી પામે ન અચંબો ઉર,
હવાઇના તારા દેખી બોલે શો બનાવ છે;
ધૂળની ઢગલીતણાં બાળક બનાવે ઘર,
કહે એક એક પ્રત્યે આ રૂડા ઉઠાવ છે;
અતિ ગમે આપ કામ દાખે દલપતરામ,
સનાતનનો એવો સંસારીનો સ્વભાવછે. ૮૪.

અભિમાન.

સ્નેહ વધે સર્વનો ઉપાય એવો આદરીએ,
માન મળે તેથી અભિમાન નહિ આણીયે;
અંતરથી હેત કહી લોકનું ઉતરી જાય,
લાખના મટીને વાળ કાખના પ્રમાણીયે;
બેંક બેના શેર પામ્યા બાસઠ હજાર મૂલ,
એના એજ શેર જુઓ આથડતા જાણીયે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વચન ગરવવાળાં વદીએ ન વાણીયે. ૮૫.

ચડતી પડતી વિષે.

સરખી સ્થિતિ સદૈવ દુનિયાંની દીસે નહિ,
ઉતરે ચડે અસલનોજ એવો ટાળ છે;
એક સમે મરદની મુછે રહી માન પામે,
એક સમે તેજ તુચ્છ થાય તૂટ્યો વાળછે;
એક સમે ગલીચીમાં રહી નીર ગંદુ થાય,
એક સમે એજ મિષ્ટ થાય મેઘ માળછે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
દિવસે આકાશ એજ રાત્રિએ પાતાળછે. ૮૬.

ઉદ્યોગ વિષે.

અસલના લોક અંગ ઢાંકવાને ધરી લેતા,
ચામડાં કે પાનડાં કે ઝાડ છાલ જાડીયો;
આળસ તજીને જે ઉદ્યોગ કર્યો અક્કલથી,
અડચણો ઉડી ગઇ આવનારી આડીયો;
પાથરી મુકીછે સૂખની વસ્તુઓ પૃથવીમાં,
ખાંડ ઘીને દુધનણી, ભરેલી છે ખાડીયો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
આ નથી આકાશમાંથી આવી આગગાડીયો. ૮૭.

નશીબ વિષે.

કરમ કરમ લોક કહેછે તો કેક ખરા,
કહો ખરૂં રાખે કોણ આકીન કરમનું;
કરમ સાચું ગણે તો કુવા વાવ્યો કરે કેમ,
ચરણમાં ધરે કેમ ખાસડું ગરમનું;
ખરૂં જે કરમ ગણે ચુલા તેતો ખોદી નાંખે,
ધ્યાન ધરી બેસે કરી કરમ ધરમનું;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
શીયાળામાં ઓઢે શીદ ગોદડું ગરમનું. ૮૮.

કવિ વિષે.

કહે વ્યાસ કવિરાજ કાનંવર કથા મારી,
કેક કાળ સુધી હું કહેવાયો ન કામનો;
કિમંતનો કરનાર મને જ્યારે મળ્યો કોઇ,
જણાયો છે સુજશ મારો ને તેના નામનો;
કેવો ઉપયોગી છું હું અંધકાર કાઢનાર,
ઓળખીને થયો આજ તેડાજ નમામનો;
દીલમાં ન દીલગીર થવું દલપતરામ,
ગેબકૂક લોક કહી, કર્યો જે સલામનો. ૮૯.

[1] રૂ-મનકોહન.

આરશી અમુલ્ય અસ્ત્ર શસ્ત્ર તો અતુલ્ય હોય,
નાણાંનું ઠેકાણું ભરે, ગુંજાશ લે ગામની;
આરસની શીલાઓ કે શીલા પ્રૌઢ પારશની,
ઢળકતી ઢાલ દિસે ચળકતા ચામની;
ધાતુતણાં પાત્ર ધર્યા પાથર્યાનાં પથરણાં,
હોય રાજ હવેલી તે કહો કશા કામની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
કવિ વિના જાણો જેવી કાયળી હજામની. ૯૦.

ઉજયની ધારામાં ઇમારતો અનેક હશે,
મને નથી માલુમ છે કોણે તે કરાવીયો;
ગુણી જને ગુણવાળો સરસ ગુંથેલો ગ્રંથ,
વીત્યાં વર્ષ ઘણાં તોય, તે જોવામાં આવીયો;
ઇમારતથી અધિક આયુષ તો ગ્રંથતણું,
એતોછે અચર ગ્રંથ, સચર સુહાવીયો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ધન્ય ધનવંત જેણે સુગ્રંથ ગુંથાવીયો. ૯૧.

પાણી વડે પાણાપર પક્ષીતણું ચિત્ર પાડયું,
પેખતાંજ તેતો પ્રલે પામેછે પલકમાં;
સાચાં પક્ષીતણાં તો સંસારમાં સંતાન વધે,
ક્ષય તેની જાતનો નથી થતો ખલકમાં;
ગામે ગામ તેમ રોજ રહેછે ગુંથાતા ગ્રંથ,
મહા રસમય ટકી રહેછે મુલકમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
છીયાંની કવિતાં છુપી જાયછે છલકમાં. ૯૨.

### ઇંદ્રવિજયછંદ.

સ્વારથ કારણ સ્નેહ સજે,
પરમારથમાં ન પડે પગ દૈવા;
વ્યર્થ વખાણ લખાણ કરે,
વળી લાખ પ્રકાર કરી જર લેવા;
તે કહીયે કપટી જનના ગુણ,
જે ગુણ ગારૂડિના ગુણ જેવા;
હંસ શુણો દલપત કહે,
કપટી જન અન્ય કહું પછી કેવા. ૯૩.

### ઈશ્વર વિશે—દોહરો.

હંસે કવિને પુછીયું, ઉચરો આપ વિચાર;
કેવો જગ કરતાર છે, નિરાકાર સાકાર. ૯૪.

### ઉત્તર—મનહર છંદ.

જુદી જુદી લિપિઓ અનેક છે આ જગતમાં,
અક્ષર અકેકના અનેકધા આકાર છે;
જેણે જેવો માન્યો તેવો ખરો કોઇ ખોટો નહિ,
આકાર અનેક પણ એકજ ઉચ્ચાર છે;
કોઇ કહે ઉચ્ચારનો હોય નિરાકાર સદા,
માને જે આકાર તેતો માનવી ગમાર છે;
કહે દલપતરામ લડી મરે લોક આમ,
ખોટો નહિ કોઇ એતો ખાલી તકરાર છે. ૯૫.

સુતારના આંગણામાં બાવળ બે વેંત ઉગ્યો,
ભાળી એક બોલ્યો જે સુતાર મોટો ભાઇછે;
લાયક આ ઝાડ થશે તેનાં લાકડાંની ગાડી,
ભૂપને કરશું ભેટ આપણે કમાઇ છે;
બોલ્યો તેનો બીજો ભાઇ ગાડી નહિ પણ મેનો,
બનાવીને ભેટ કીધે આપણી ભલાઇ છે;
વાદ વદી બંને મારા મારી કરી માથાં ફૂટયાં,
એવીજ આ લોકો વિષે ધર્મની લડાઈ છે. ૯૬.

### અંતર લાપિકા.

વાગદેવી વાહન શું કયાં સુધી કૈલાશ વસે,
નભમાં શું બાર નેં આહાર રૂપિનો ઉચર;
કનક પરીક્ષા કેમ કરે, હરે કોણ તમ,
થીર નહિ ઠરે કોણ ધરે કયાં શશાંક હર;
ધરમ ધુરંધર ઉદાર કોણ આ સમામાં,
શાથી સુખ પામે નર એના તું ઉત્તર કર;
ઉત્તરમાં એજ લીટી લખી દલપતરામ,
હંસ[1]રાજ કરમશી સદાશીવ સેવીનર. ૯૭.

### દોહાંત્તર કવિત.

પ્રેમે પુણ્ય કરે ને અહંપદ ન લાવે ઉર,
મહા સુકર્મનીભણી સદૈવ નયન ધાય;
વાઝી સત્ય સીંધુનેજ રાજી રહી કરે કામ,
ઇશ્વરનો હરરોજ જપ જીભે જાપ્યો જાય;
નોરતજી કુસંગનો હોશે સજે તત્વ સંગ,
પુસ્તક કળેશ જળે શીતળ સલુણો થાય;

[1] તેનો જન્મ સંવત ૧૮૯૯ ના માગશર વદ ૪, અને સંવત ૧૯૨૭ ના આષાડ વદ ૪ ની રાતે તેનો સ્વર્ગ વાસ કર્યો.

ત્રણે લોક ભાસે તુચ્છ, ભક્તિનીજ વાત ભાવે,
છેવટ એ બન્ને પદ લોભી તેજ ણ જણાયેં.૯૮.

અંતર ગત—દોહરો.

પ્રેમ બાઈનો પુત્ર છે, કર્મ સિંહ કુળ ભાણ;
હંસ રાજ હોંશી ભલો, લાયક જાત લુવાણ. ૯૯.

આશિર્વાદ—મનહર છંદ.

વાગ દેવી આપના વદનમાં વિશેષ વસો,
હંસતણા તનપર તે વસેછે તેટલી;
ઉજ્વળતા પામો પૂરી હંસના અવેવતણી,
નીર ક્ષીર ન્યારાં કરવાની કળા કેટલી;
સંતતિ તથા સમૃદ્ધિતણી ઘણી વૃદ્ધિ થાય,
હંસને સદને[1] ખગ જળ વૃદ્ધિ જેટલી;
કર્મસિંહ સુત સુણો કહે દલપતરામ,
આશીષ અમારી અંગી કાર કરો એટલી. ૧૦૦.

દોહરો.

હંશ વંશ [2]અવતંશહો, દિલ દયાળુ દિન નીશ;
મુદિત રહો સુંબઇ તણા.જસ્ટિસ આવધિ પીસ.૧૦૧

સમાપ્તિ વિષે—મનહર છંદ

સુંદર આ ગ્રંથનું સમાપન કરન સમે,
વળી હું ધરૂંછું ધ્યાન, વીશ્વન વિધ્વંશનું:
જેના મહિમાનો પાર જરીયેન જાણ્યો જાય;
જેણે આ જગત ઉપજાવ્યું આપ અંશનું;
એજ પ્રભુ આપો મારા મિત્રને વિચિત્ર સુખ,
વળી કરો રક્ષણ વિશેષ એના વંશનું;
કરીને પ્રણામ આમ કહે દલપતરામ,
હજારો હજાર સાલ રહો નામ હંસનું. ૧૦૧

ગ્રંથ સમાપ્તિની તિથિ.

સંવત સેં ઓગણીશ ઉપર તો એકવીશ,
શ્રાવણ સુદી પ્રવેશ પંચમી પ્રમાણીયે;
અંતરમાં અધિક આનંદતણા વૃંદ પામી,
હંસ કાવ્ય શતક આ વરણવ્યું વાણીયે;
ભેટ કર્યું હંસને તે હંસે અંગીકાર કર્યું,
વિવેકની વાતતો વિશેષ શું વખાણીયે;
વાંચીને વિચાર એ જે દાખે દલપતરામ,
જુગતી જરૂર જન રંજનની જાણીયે. ૧૦૩.

પ્રીતિ વિષે-ઈંદ્રવિજય છંદ.

અંતર હેતતણા રસ આગળ,
ખાંડ ખજૂરતણી ખુબી ખોટી;
અંતર હેતની કિમત આગળ,
માણક મોતી મના નથી મોટી:
અંતર હેતતણા ધન આગળ,
કોણ ગણે ધન લાખ કે કોટી;
હંસ સુણો દલપત કહે,
દિલ હેતની નિર્મળ નેહ કસોટી. ૧૦૪.

મનહર છંદ.

સવૈયા કવિત મળી સાહીસના સો પ્રબંધ,
રચનાનો રચનાર દલપતરામ છે;
લાયક લુવાણા જાત કરમશી રણમલ,
મુંબઇના મહાજન કૈલાસ મુકામ છે;
સુત તેનો હંસરાજ હોંશીલો હરેક વાતે,
સદવિદ્યા શોધી તત્વ ગ્રાહક તમામ છે:
પુસ્તક આ તેને ભેટ કીધું માટે પુસ્તકનું,
નીર ધાર્યું હંસ કાવ્ય શતક એ નામ છે. ૧૦૫.

ઈંદ્રવિજય છંદ.

સ્નેહ હમેશ વિશેષ ધરો,
કહી એમ હવે પછી કેમ વિસારો;
અત્રથકી પ્રિય પત્ર લખ્યો,
પ્રતિ પત્ર તથાપિ દીઠો ન તમારો;
સ્નેહ સુરક્ષણ લક્ષણ કેવું,
વિચક્ષણ છો ચિત્તમાંહિ વિચારો;
હંસ સુણો દલપત કહે,
વિગતે કરી આ વિનતિ ઉર ધારો. ૧૦૬

[1] માન સરોવરમાં.

[2] અવતંશ—એક જાતનું કાનનું ભૂષણ.

हंस काव्य शतक प्रकरण समाप्त.

# પ્રકરણ ૬ ઠું.

## જન સ્વભાવ વિષે.

**મનહર છંદ.**

મનના સ્વભાવથી અભાવ ઉપજે છે ઉર,
સજ્જન કે દુર્જન, કૃતઘ્ની મૂર્ખ થાય છે;
વ્હેમ અભિમાન નમ્રતા પણ તેથીજ પામે,
સદગુણી કે દુર્ગુણી તે દેખતાં દેખાય છે;
સત્ય કે અસત્યવાદી લોભી કે સંતોષી થાય,
વ્યભિચાર અદેખાઇ જનમાં જણાય છે;
વાદ વદે પક્ષપાત કરે તેથી ક્રોધ ચડે,
ક્ષમા આદિ માણસના સ્વભાવ મનાય છે. ૧.

**દોહરા.**

સ્વભાવ ઉપજે મનથકી, સૌ જાણે સંસાર;
માટે મનના ગુણ વિષે, વર્ણવું પ્રથમ વિચાર. ૨.

**મનવિષે.—દોહરા.**

મનના કારણથી દિસે, હરખ શોક આભાસ;
ખુશીથી ખરચે ક્રોડ પણ, દંડયે થાય ઉદાસ. ૧.
મન ઢોંગી મનધૂર્ત છે, મન મેગળ મસ્તાન,
મન સુધરે તો મિત્રછે, નહિ તો શત્રુ સમાન. ૨.

**ઇંદ્રવિજયછંદ.**

અંકુશથી મેગળ શુદ્ધ, નિરંકુશ નાશ કરે નગરીનો;
લક્ષ વસા શિર લોકની લાજ, લજ્જાઈન લોપ કરે લગરીનો;
દેવ ગુરૂ નૃપ નાતતણો ડર, કાંકર છે ડગરા[1] ડગરી[2] નો;
એ વિણ પાપ કરે અતિ આપ, ઉથાપ કરે મગરા[3] મગરીનો૩

**શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.**

હાથીને હદમાં હમેશ રહેવા, સારી સજી સાંકળો;
કીધું લંગર નાવને, સરકથી[4] સાધેલ ઘોડો ભલો;
મોરી[5] ગાય મહીશીના મુખવિષે, રાશો વૃષો ને કરી;
દાવા માણસને હમેશ હદમાં, છે લોકલજ્જા ધરી. ૪.

**દોહરા.**

જાય કમજરે ક્રેકની, અંતર પટથી આશ;
વસ્તુ ઇચ્છે નૃપ વેચવા, પુછાય નહિ તે પાસ. ૫.
તુરત ન પડદો તાણીયે, લોભે મન લલચાય;
પડદે સુવરણ રજ પડી, જલદી ઉડી જાય. ૬.
અંતર પટ ઉઘાડતાં, ઝડપથી ઉપજે ઝેર;
વણ ચાળવણી ચક્ષુનાં, પડળ ઉતારણ પેર. ૭,
છાના છેક રહે નહિ, અંતરતણા વિચાર;
આવે નિકળી એકદમ, અહાર સમ ઉદગાર. ૮.

**સોરઠો.—દ્વિઅર્થી.**

ઘટમાં[1] જે ઘુંટાય, છાનું છેક રહે નહિ;
બે બાકે[2] દેખાય, કીધાં ઢાંકણ કાચનાં, ૯.

**મનહર છંદ.[3]**

હાથને હું હુકમ કરૂં તે કામ કરે હાથ,
પગને ચાલાવા ચાહું તેમ પગ ચાલેછે;
આંખને હું આગના કરૂં તે અવલોકે આંખ,
કાન ઘણા શબ્દ શુણી ઘટ માંહી ઘાલેછે;
જીભને બોલાવું તેમ તેતો બોલેછે બિચારી,
ડોકાને હલાવા ચાહું તેમ ડોકું હાલેછે;
મન મારો હુકમ ન માને દલપત કહે,
ખાતરી પોતાની કરી ખરી વાત ઝાલેછે. ૧૦.

**દોહરા.**

તિર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;

---

૧ ડોસા. ૨ ડોશીયો. ૩ મગરા મગરી—ડુંગરા ડુંગરી. ૪ સરક—ઘોડાને બાંધવાની રાશ. ૫ મોરી—ગાય ભેંશને બાંધવાનું દોરડું.

૧ ઘટ—ઘડો, શરીર.

૨ ઘડાને બે બાકાં કરીને કાચનાં ઢાંકણ કર્યાં હોય તો ઘડામાંની વસ્તુ દેખાય તેમજ આંખ ઉપરથી મનની વાત વરતાય.

૩ મુંબાઇમાં ધર્મની ચર્ચા કરવા જુવાનીયાઓની સભા મળાતી હતી, તેમાં બે ત્રણ વાર હું ગયો, પણ પછી ત્યાં જવાનેમન વધ્યું નહીં, ત્યારે મેં ચીઠી લખી મોકલી કે આજ મારી પ્રકૃતિ સારી નથી માટે અવાશે નહિ, ત્યારે એક મિત્રે મને લખ્યું કે તમારા હાથમાં, પગમાં, આંખમાં, કે શરીરના ક્યા ભાગમાં દરદ થયુંછે, તેના ઉત્તરમાં આ કવિત લખ્યું હતું.

આળ "કૂતરીનું" હાંસલું, ધોએ ઉપર શું થાય. ૧૧.
પ્રભુ આજ્ઞા પાળે નહિ, મન વેગે વહિ જાય;
ભક્ત નહિ ભગવાનનો, મનનો ભક્ત મનાય. ૧૨.

આર્યાવૃત્ત.

જો નિજ મન લલચાવે, પરધન પર પદાર્થ પરનારી;
અવગુણ ગણિ ગણિ એના, ધરવું દૃઢ ધૈર્ય વિકારી. ૧૩.

ઉધોર છંદ.

મન તું મૂર્ખ ચાળા મેલ, ખટ પટ ખેલમાં શિદ ખેલ;
ધરવું ધરણિધરનું ધ્યાન, મન તું મારી શિક્ષા માન. ૧૪.
ધડા મેલ અઘટિત ઘાટ, વિચર સદૈવ સારી વાટ;
ગુણ ગોવિંદના કર ગાન, મન તું મારી શિક્ષા માન. ૧૫.
ભટક્યો ભવ વિષે બહુ ભાત, લંપટ ખાધી તેં ઘણી લાત;
ફરીને કરીશ નહિ નોકશાન, મનતું મારી શિક્ષા માન. ૧૬.
લાખો તેં કીધા અભિલાખ, રહી તુજ હાથમાં નો રાખ;
કહું તે કથન ધરજે કાન, મન તું મારી શિક્ષા માન. ૧૭.
સજ તું સૃષ્ટિ પતિ શું સ્નેહ, તજ તું તર્ક જુઠની જેહ;
ભજ તું ભાવથી ભગવાન, મનતું મારી શિક્ષામાન. ૧૮.
અગણિત કર ભલે ઉપાય, થાશે ધરણિધરનું થાય;
ગુણિયલ થૈ સમજ શુભ જ્ઞાન, મનતું મારી શિક્ષા માન. ૧૯
વીત્યાં વર્ષ લેખો વિચાર, વિતતાં કાંઇ ન લાગીવાર;
અવસર આવશે અવસાન, મન તું મારી શિક્ષા માન. ૨૦.
ભ્રમણામાં ભમ્યો ભરપૂર, આશા અધિક આણી ઉર;
ન સર્યો અર્થ અર્થ નિદાન, મન તું મારી શિક્ષા માન. ૨૧.
કરી તેં મેળવ્યું ધન ક્રોડ, છળ્યો જગત શેઠની જોડ;
સાચું અંત તો સમશાન, મન તું મારી શિક્ષા માન. ૨૨.
લીધો લેશ તેં નહિ લાભ, દુઃખના ઉગ્યા શિર ડાભ;
જો તુજને થયું બહુ જ્ઞાન, મન તું મારી શિક્ષા માન. ૨૩.
હજી તો બાજી છે તુજ હાથ, સમજી શોધ સારો સાથ;
શ્રીકૃષ્ણ સાથ જોડી તાન, મન તું મારી શિક્ષા માન. ૨૪.
મેલી માન મન ઉનમન, શિક્ષા દે ભલી દલપત;
પ્રીતે કર હરિરસપાન, મન તું મારી શિક્ષા માન. ૨૫.

---

## સ્વભાવ વિષે.

દોહરા.

વસુધાને વિષે વિષે, વિવિધ રસોનો વાસ;
આંબો ગળ્યો મિષ્ટ રસ, ને આંબલી ખટાશ. ૧.
બાવળ આંબો બોરડી, જે તરુ જુદ્ધ સ્વભાવ;
કરતારે દલપત કહે, સરજ્યા જુદા સ્વભાવ. ૨.
જન્મ સ્વભાવ ટળે નહીં, જાય જીવને સંગ,
સંગથી બદલાય છે, ઉપર ઉપરનો રંગ. ૩.

ઇંદ્રવિજય છંદ.

એકજ બાગ અને જળ એકજ, એકજ ખાતર એકજ ક્યારો;
લીંબુ દરાખ લવિંગ લિંબોળિ, વિવેક કરી કોઈ વાવ્યો વિચારો;
કોટિ ઉપાય કરે દલપત, કરે ન સ્વભાવ ધરે તે સુધારો:
જે ફળમાં રસ જાતિ સ્વભાવિક, તે ફળમાં રસ તેજ થનારો. ૪.

દોહરો.

મરતાં સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત:
ફાટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત. ૫.

ઉપજાતિ વૃત્ત.

સ્વભાવની સાધિત સાધનાનું,
પૂરું અનુષ્ઠાન નથી થવાનું;
સમાપ્તિ તેની મરવા સમામાં,
પૂર્ણાહુતી તો ચઢીએ ચિતામાં. ૬.

દોહરા.

સંગતથી સુધરે કદી, જાતિ સ્વભાવ ન જાય:
નાગર સંન્યાસી થયો, પણ ખટપટ ચિત ચહાય. ૭.
પારસ[1] પરશે લોહને, તો તો કનક થનાર;
પણ તેનો બદલાય નહિ, અસલનો આકાર. ૮.
કઠોર કે કોમળ દિસે, સ્વભાવ કુળ સરખો જ;
પથ્થર-સુત સોટું જુઓ, જળ-સુત જુઓ[2] સરોજ. ૯.
જન મન કોમળ કે કઠણ, દેખી ન વરણે બાર:
ગુલાબ કોમળ કોકફળ, કઠણ કર્યું કરતાર. ૧૦.
જૂદા સ્વભાવનાં જનો, દેખો ન પરસો ભેદ;
તીખાં કડવાં ને મધ્યાં, નરવરમાં પણ એહ. ૧૧.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

### ઈંદ્રવિજય છંદ.

દીપક દેખી પતંગ પડે, શરીરે નહિ પીડ કશી શરદીની;
માન સરોવરમાં મહિષી[1] પડે, ગંદકી કાજ નહિ ગરદીની;
શ્વાન લડે પણ વેર વિના, વનિતાઓ તરેહ રડે દરદીની;
કારણ કાંઇ નહિજ વિચારવું, વારવું ટેવ પડી ઘરદીની. ૧૩.

### દોહરા.

જાતિ સ્વભાવ સમ સદા, ઉચરે મુખ ઉચ્ચાર;
શ્વાન ભસે હય હણુ હણે, કરે કરી[2] ચિત્કાર. ૧૪.
જાતિ સ્વભાવ જોઇને, રૂદે ન ધરીયે રોષ;
સ્રષ્ટા એ ભસવા સૃજ્યું, શ્વાન તણો શો દોષ. ૧૫.
સરસ ઉચરવા જાય પણ, સ્વભાવ સમ ઉચરાય;
બન્યો જન્મથી બોબડો, શુદ્ધ કેમ બોલાય. ૧
જે જેને મન સહિ રહ્યું, તે તેને સુખરૂપ;
મગર મહાસાગર ગમે, કચ્છપને મન કૂપ. ૧૭.
જડથી પણ સુધરે જરૂર, સ્વભાવ મળતું કામ;
દળે વણે કાંતે લણે, યંત્રો જુઓ તમામ. ૧૮.
ચાલે એકજ ચાલ જે, તે ઉપયોગી ગણાય;
વસ્ત્ર વણાય વરાળથી, વાયુથી ન વણાય. ૧૯.
વરાળ ઊંચે લઇ જશે, હેઠે ખેંચે ભાર;
પણ જો ગોઠવણી કરો, વિપરીત રીત થનાર. ૨૦.
સમજે જ્ઞાત સ્વભાવ સમ, જેમ પુંશ્ચલી[3] નાર;
પંચાળી[4] ને પાંચ પતિ, સમજી ભારત સાર. ૨૧.
અંતે જાય સ્વભાવપર, કદી બોધે બદલાય;
યંત્રે જળ ઉચું ચઢે, પણ પાછું પડી જાય. ૨૨.
આપ આપને દાવની, કહે કાઢવા ખામી;
પીવું નહિ જળ ગજ કહે, જળચરને શિરનામી ૨૩.
કહે ઉંટ કદી આપણે; કર્યું ન નબળું કાજ;
નીચે મુખ ન ચાલવું, એમ કરો સૌ આજ. ૨૪.
અટકાવ્યાં અટકે નહિ, જે વેગે વહિ જાય;
કાંતો થાકીને રહે, કાં ભીતે ભટકાય.
સ્વભાવ જો સુધર્યો નહિ, ભણ્યો નહિ સુધરેલ;
છે ચોરો યુરોપમાં, ભણતર ઘણું ભણેલ, ૨૬.
કદી કદી થાકયા કવિજનો, લખી લખી થાકયા લેખ;
જાતિ સ્વભાવ જન તણા, તેનો ટળ્યા ન રેખ. ૨૭.

---

## અભાવ વિષે.

### ઉપજાતિ વૃત્ત.

જેમાંથી જેનું મન ઉઠી જાય,
જરૂર તેને તુચ્છ તે જણાય;
જુઓ ન જાણી ખપની જરીએ,
નરેશ ગાદી નૃપ ભર્તરીએ. ૧.

### ઈંદ્રવંશા છંદ.

જેમાંથી જેનું મન ઉતરી ગયું,
તેને મને તો નિર્માલ્ય તે થયું;
સંન્યાસીને આદર ચિત્તમાં વશી,
દુશાલની કિંમત તેહને કશી. ૨.
જે હોય વસ્તુ પ્રતિપક્ષિપક્ષની,
નિર્માલ્ય લાગે કદી હોય લક્ષની;
જલેબી જે મોગલ લોક હાથમાં,
સ્વાદિષ્ટ જાણે નહિ વિપ્ર સાથમાં. ૩.

### દોહરા.

ગુણ દેખી દૂષી બળે, તે રાજીન થનાર;
અધિક રૂપાળીનો કરે, લાગી અધિક તિરસ્કાર. ૪.
અભાવ આવે એહને, સ્વાદ જરી ન જણાય;
આમિશ[1] જોતાં વિપ્રને, ઉરથી ઉલટી થાય. ૫.
સારાને નરસું ગણે, જો મન ઉઠી જાય;
ભમરો ભોગી સુગંધનો, ચંપાને ન ચહાય. ૬.
તેને ચાલે તે વિના, જો ઉર થાય અભાવ;
સૂર્ય વિના ઘુડને સદા, કશો નહીં અટકાવ. ૭.
વન ભટકાતી ભીલડી, તજી હીરામણિ હાર;
પહેરે ચાહી ચણોઠિયો, સરસ ગણી શૃંગાર. ૮.
અલ્પ મૂલ્ય આપ્યાથકી, હાથી મગનો હોય;
પણ પામર જન શું કરે, તે કદી સમજે તોય. ૯.

---

## સજ્જન વિષે.

### છપ્પા.

તરૂવરનો નહિ તાગ, ભાગ્યથી સુર તરૂ ભેટે;
હીરા મળે હજાર, કોહિનુર છેકજ છેટે;
બગલા બાણું ક્રોડ, હંસતો નમળે હળવે;

---

૧ મહિષી—ભેંસ. ૨ કરિ—હાથી.
૩ પુંશ્ચલી—વ્યભિચારિણી. ૪ પંચાળી—દ્રૌપદી.

૧ માંસ.

સમળા મળે અસંખ્ય, ગરૂડ મહિમા ક્યાં મળવો;
જન તો બહુ જડશે જગતમાં, તન તાપ ન તેથી ટળે;
દિલ સત્યપણે દલપત કહે, મહાભાગ્ય સજ્જન મળે.૧.
સજ્જનતા ગુણ સરસ, મળે નહિ ખરચે મૂલે;
શિખવ્યાથી ન શિખાય, નથી ફળતી કો ફૂલે;
વિચરે દેશ વિદેશ, લેશ જીવમાં નહિ જામે;
પવિત્ર તિર્થે પ્રવેશ, કીધે પણ કોઇ ન પામે;
કદી પ્રગટે નહિ દલપત કહે, ઘર ઘર અથડાએ ઘણું;
ઇશ્વર કરૂણાથી ઉપજે, પુરૂષવિષે સજ્જન પણું. ૧.

દોહરા.

સજ્જન સૌના સ્નેહીપણ, દુષ્ટતણે મન કાળ;
જગત ચક્ષુછે સૂર્ય પક્ષ, ઘૂડ ગણે વિકરાળ. ૩.
સજ્જનને હરકત કરે, તે જન પામે કલેશ;
સ્પર્શ કરે તે પરજળે, અગ્નિને નહિ દ્વેષ. ૪.
મર્યાદા મૂકે નહિ, સજ્જન લડતાં કોય;
જેમ કુળવતી નારીનું, હસવું હોઠે હોય. ૫.
સજ્જનને જે સાંપડ્યાં, વિદ્યા વાણી વિત્ત;
વિવેકથી તે વાવરે, દુર્જન ઉલટી રીત. ૬.
શીખ શિખવતાં, મુરખને, શીખે સમજુ તતકાળ;
તાડન કરતાં ટટ્ટુને, તેજણ તજે કુચાલ. ૭.
નિર્મળ જનને કેમ કરી, ગુપ્ત ભેદ કહેવાય;
કમાડ જેનાં કાચનાં ગુપ્ત ચીજ ન રખાય. ૮.
નિર્મળ જન ઢાંકે નહિ પરયશનો આભાસ;
ફાનસમાં દીવો બળે, બાહર પડે પ્રકાશ. ૯.
થોડે ઠેકાણે મળે, ઠરવા કેરૂં ઠામ;
બહુ પૃથ્વીજળ ક્ષાર મય, દીસે દલપતરામ. ૧૦.
ગણે નહિ ગંભીર જન, દુર્જનના આવાજ;
શ્વાન ભસે સો સામટાં, ગણે નહિ ગજરાજ ૧૧.
જનો ઘણા જગમાંહિ પણ, ગુણિજન પામે માન;
ઉત્તમ છોડ ઉછેરશે, ધન ખરચી ધનવાન. ૧૨.

છપ્પો.

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો;
ગુણનો ન ધરે ગર્વ, સર્વથી હોય સવાયો;
વડુ ન વાવે વેર, એરની ટીમ ન રાખે;
મધુર વચનનાં મિષ્ટ, ચતુર થઈને ફળ ચાખે;
વળી ફુલાય નહિ તે કોઇથી પરનો પામે પારછે;
દુનિયામાં તે દલપત કહે, ડહાપણ ડહાપણ દારછે.૧૩.

## દુર્જન વિષે.—દોહરા.

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાશ;
હોય સુગંધી બાગમાં, ગંધાતો સંડાસ. ૧.
દુર્વચનો સુણી દુષ્ટનાં, કરીયે ગુસ્સો કેમ;
સ્વર ઘૂવડ ખર શ્વાનનો, રચ્યો ઇશ્વરે એમ. ૨.
ઉઘાડવો સંડાસ તો, ઢાંકો નાક નિદાન;
જો છછેડો નીચને, કરો બંધ નિજ કાન. ૩.
ખળને મન સમ વિષમ નહિ, ગુણિ અવગુણીસમાન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન. ૪.
માન આપવું યોગ્યને. લાયક જનનું કામ;
ઘુવડ રવિને માન કદી, દે નહિ દલપતરામ. ૫.
અભ્યાસી પંડિત થકી, ભાંડ થકી પંડિત;
ભાંડ ડરે અતિ ભાંડથી, એજ અસલની રીત. ૬.
સોય વડે કદિ શીવિએ, ખળ મુખ બંધ ન થાય;
હાના સાટે હરઘડી, હું ઊંહું ઉચરાય.
દ્વેશ તજે નહિ દુષ્ટ જન, દેતાં જીવન દાન;
થાય જવાસા ઘન થયે, બળીને ભસ્મ સમાન. ૮.
નિર્દોષીને શું કરે, દુષ્ટ કરીને દ્વેષ;
જલદ[1] નિહાળી જવાશિયા, પડે પામે કલેશ. ૯.
દુર્જન દાઝીને મરે, સુજન કીર્તિ સુણી સ્વચ્છ;
પવન સુગંધી સ્પર્શતાં, મરે તરફડી મચ્છ. ૧૦.
દિલમાં દાઝે દુર્ગુણી, પરોક્ષ કરતાં બોધ;
ચોર તણી નિંદા કરે, કોળી કરે વિરોધ. ૧૧.
સત્યપણું સાબિત થયે, દ્વેશી ન તજે દ્વેષ;
પ્રતિવાદી સાચો ઠરે, વાદી વેર વિશેષ. ૧૨.
પાપી જન પશુ જાતિની, સરખી રીત સદાય;
ડર દેખી પાછો હઠે, સાલસ પર શેર થાય. ૧૩.
જ્યાં જ્યાં જેને જન વસે, ત્યાં બાગનો આભાસ;
ખળ જનથી ડરી પુર તજે, વનમાં વનચર વાસ.૧૪.
દુઃખ પોકારે દુષ્ટને, દયા ન ઉપજે દિલ;
વાઘ અજા પોકાર સુણી, ધરે ન વડીલે ઢીલ.૧૫.
ડરે તેહને દુષ્ટ જન, નડે તેમ નમાડનાર;
નક્ષી અધિક અધિક નડે, જેઓ તેહને જન. ૧૬.
વાઘ સાપ વર કુટિલ જન, કેમ ન છેડ કેનાર;
ગફલત રાખત સુજ્ઞિજનો, શકત સાવધાર. ૧૭.
દુષ્ટ તજે નહિ દુષ્ટતા, કદી કરીએ સત્કાર

1 જલદ—વરસાદ.

નિત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કોવાર. ૧૮.
દુર્જનને ગુણ દીજિયે, કરે આપ અપકાર;
પ્રથમ હણે દેનારને મર્કટ કર તરવાર. ૧૯.
દુર્જનનાં કૃત દેખીને, કરે મહાજન માફ;
પણ ઈશ્વર સાંખે નહિ, કરે અદલ ઈનસાફ. ૨૦.
ચિતમાં ચાહો તેટલી, તમે કરો તદબીર;
કથીર કદી ન કનક બને, કનક ન થાય કથીર. ૨૧.
દુષ્ટ ન દુષ્ટપણું તજે, કરીને તિર્થસ્નાન;
ઝેર ઝબોળ્યું દુધમાં, ઝેરજ રહે નિદાન. ૨૨.
સજ્જન સમ ગણી સેવતાં, દુર્જન સુજન ન થાય;
એરંડે રસ નવ ચઢે, શેલડી સંગ સિંચાય. ૨૩.
શિખામણના શબ્દ તે, કદીયે નહિ ખળ સંગ;
પથરે કાદવ ઢાંકતાં, ઉડે છાંટા અંગ. ૨૪.

## ઈંદ્રવિજય છંદ.

શ્વાન ભસે ગજરાજ ગણે નહિ, જ્ઞાનીગણે ન અજ્ઞાનીની ગાળો;
જાય જવાસો સુકાઈ ગુણી ધન, દુષ્ટગુણી પરકીર્તિ દુખાળો;
હંસસમીપ સદૈવ વસે પણ, કાગ કદાપિ મટે નહિ કાળો;
સજ્જન સંગથકી દલપત્ત, સુલક્ષણ લે ન કુલક્ષણવાળો. ૨૫

## દોહરા.

બાથ ભરી ભેટયા થકી, કરીયે નહિ વિશ્વાસ;
ફોફળને લે બાથમાં, સૂડી કરે વિનાશ. ૨૬.
કૂરથી રહીયે ચેતતા, જો કદી વરીયે સંગ;
કદીક સૂડી આપણી, આપણું કાપે અંગ. ૨૭.

## સિંહનું દ્રષ્ટાંત—ઈંદ્રવિજય છંદ.

સિંહતણી કરીયે કદી સોબત મસ્ત થએ ન મહોહબત રાખે;
લોપ કરે હિત કોપ કરી પછી, નિર્દયથઈ પળમાં હણી નાંખે;
મિત્રઅમિત્ર ન તત્ર ગણે, તન ચામડી ચીરી ચુપેચુપ ચાખે;
તે દલપત્ત ભલો પણ દુષ્ટ અદાવત રાખી નડે ભવ આખે. ૨૮.

## ગધેડાનું દ્રષ્ટાંત.

દુષ્ટથકી દુર જે વશીયે ખશીયે ખળનો પરખી પડછાયો:
હેત નિહાળી થતું નહિ હર્ષિત શું થયું જો ગુણવર્ણવી ગાયો:
ગર્ધવની કદી થાય ન ગાય, ગમાર ભલે જમુનાજળ નાહ્યો;
દુષ્ટની સોબતથી દલપત્ત, નથી જગમાં સુખ કોઈ કમાયો ૧૯.

## દોહરા.

સદ્ગુણથી સજ્જન દિસે, ભણ્યાતણો નહિ ભેદ;
ભણ્યો તોય રાક્ષસ રહ્યો, રાવણ ચારે વેદ. ૩૦.
નિશાળમાં નાદાન જઈ, વડા થાય વિદ્વાન;
પણ ન ટકે માણસપણું, નાદાને નાદાન. ૩૧.

## છપ્પો.

ભણી ગણી થાય ભણેલ, અહંપદ ઉરમાં આવે;
અધિક મળે અધિકાર, જુલમથી હુકમ બજાવે;
જો પામે જર જોર, ફેરમાં પડે ફસાઈ;
બને બહુ બળવંત, કરે જયમ કામ કસાઈ;
સદ્ગુણ દલપત શોભે નહિ, જાત માંનવી માત્રને;
અવળાં કારજ અદકાં કરે, પદવી મળે કુપાત્રને. ૩૨.

## મનહર છંદ.

અરે ઝેર અભિમાન તજ કડવાશતણું,
કુટિલના કથનની એવી કડવાશ છે;
વાયસ ઠગાઈતણો તજીદે વિશેષ ગર્વ,
એવી ઠગાઈનો ઠાઠ ઠગ લોક પાસ છે;
નિર્દય પણાનું નહિ રાખીશ તું વાઘમાન,
દયાહીણ એવા દેશી રાજાઓના દાસછે;
મન વિષે મોટું જમદૂત શું ગુમાન રાખે,
ઘણા દુષ્ટ જૂલમીનો જગમાં નિવાસછે. ૩૩.

## દોહરા.

નિર્લજ નર લાજે નહિ, કર્યે કોટિ ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર. ૩૪.
નિર્લજ જો લજ્જા ધરે, સરે ન સ્વારથ કામ;
જો વેશ્યા શરમાય તો, દેખે નહિ કદી દામ. ૩૫.
નિર્લજ નિર્લજતા કરી, પોરસ[૧] ધરે અપાર;
ભાંડ અધિક ભૂંડું ભણી, જાણે હું હુંશિયાર. ૩૬.
કામીને સગપણ કશું, ભૂખ્યાને શું અખાજ;
પાપીને મન પાપશું, નિર્લજને શી લાજ. ૩૭.

## મનહર છંદ.

દીઠો એક લોહ દડ, અખંડ પ્રચંડ પંડ,
કાઠથી કઠોરને અનત્ર દીસે આવતાં,
દૂધ દધિ ઘૃત મધ પાઈએ જો પંચામૃત,
નરમ ન પડે અંગે અતર લગાવતાં;
મધુર વચનની મધુરતાથી, માને નહીં,
જડ જેવો જડ સમજે ન સમજાવતાં,
કહે દલપત એવા કઠોરની કાયા નમે,
તાપથી તપાવી માર મારીને નમાવતાં. ૩૮.

## ઈંદ્રવિજય છંદ.

તે જડ્ય તાડ ન શબ્દ સુણી,

૧ પોરસ—ઉત્સાહ.

ઠીક થૈ વિચરે ચિત ચેતિ સુકામે;
મધ્યમ જાતિ તુરંગમ તે,
સજશે ગતિ ચાબુક ચોટ ઉગામે;
ટાટવું[1] હો તન તાડનથીજ,
ગતિજ કરે શુભ મારગ સામે;
ગર્ધવ પીઠ પડે ઠફણાં,
પણ પાંશરીં ચાલ પુરી નવપામે. ૩૯.

**દોહરા.**

શઠને તો શિક્ષાવિના, કદી નઆવે સાન;
કહિયે પશુને કરગરી, તો ન તજે તોફાન. ૪૦.

**ઇંદ્રવિજયછંદ.**

કોમળ વાત કરે પણ ઘાત, ઘણી ઘટમાં ઘડીંઆંતર ચાલે;
આતુરતા બતલાવી અહોનિશ, ચાતુરતા ચિતમાં ધરીં ચાલે;
સ્વારથ સાધી ઉપાધિ તણાં ખળ, ઝાડ કરી ઝટ મારગ ઝાલે;
દોસ્તીં કીંયે દલપત્ત કહે દિલ સંકટના બહુ કંટક સાલે. ૪૧.

**મચ્છર મારવાના સાંચાનું દ્રષ્ટાંત.**

શીતળ શાંત સ્વભાવ સજે, ખળ માનવીંમચ્છર મારણ સાંચો;
વીશવસા વિશવાસ વસે, ઉપજે નહિ ખેદ પડે નહિ આંચો;
વાત વિશેષ કહે દલપત્ત, સુબોધ વિષે વિગતે કરી વાંચો;
ડંક દેખીં રહે ઠરીં મચ્છર, ચંચળ થૈ પકડે પછીં સાંચો. ૪૨.

**ખાખરના ઝાડનું દ્રષ્ટાંત.**

જો ભરપૂર ભલાઇ દિસે પણ, ક્રૂર થઇ પછીં કાળજ કાપે;
ખૂબ ખિલ્યો દરસે તરુ ખાખર, આખરતો કડવાં ફળ[2] આપે;
તેમજ દુષ્ટ તમામતણીગતિ, મિત્ર થઈ મન આપણું માપે;
મિત્ર મટી દલપત કહે પછીં, શત્રુ શમાન સદૈવ સંતાપે. ૪૩.

**કૃતઘ્ની વિષે.—દોહરા.**

કૃતઘ્નીને જે ગુણ કર્યો, વસ્તુનો વણ સાટ;
ગદ્ધે ખાધું ખેત્ર તે નહિ પુણ્ય નહિ પાટ. ૧.
કૃતઘ્નીને જે આપીંયું, ખાય ત્યાં લગી પ્રીત;
ખાતાં સુધી ભસે નહિ, શ્વાન તણી એ રીત. ૨.
ગુણ જે કર્યો ગમારને, ધરીં ધૂળમાં ગુળ;
બાવળીયો બળીયો બની, સદાય આપે શૂળ. ૩.
વળતે દિન ન વિસારીયે, સુખ દિધું દુઃખકાળ;
ઉનાળે જળ આપતાં, ફળે રતે તરુ ફાલ. ૪.

**મૂર્ખવિષે—છપ્પો.**

વણ પૂછ્યાથી વેણ, ઘણાં બોલે તે ઘેલો;
ખોટી ખાટો ખૂબ, પડે પડે પણ પહેલો;
ન કર્યાનું કરીં નિત્ય, ચિત્ત ચેતીં નવ ચાથે;
પરનું પોતાતણું, ઘણું ઘેલો ઘર ઘાલે;
વળીં વહેલો વળગે વાદમાં, છેલો છેક છુટી પડે;
દિન દિન દિલમાં દલપત કહે, ઘાટ ઘણા ઘેલો ઘડે.૧.

**દોહરા.**

બુદ્ધિ વગરનું માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણ છે જુઓ, હાથ પાય મુખ કાન. ૨.
આવા નરની વાતથી, આ વાનરની વાત;
ખુશીં થૈ ગુણિએ જાતથી, ખુશીં થૈ ગુણિયે જાત. ૩.
જડને જે કો ગુણ કરે, ઘડે તેહનો ઘાટ;
નીરે નાખે કાષ્ટને, શિરપર પાડી વાટ. ૪.
જગ મધ્યે જૂદાં નથી, ગાંડા જનનાં ગામ;
ગુણ હીણા તે ગાંડીયા, દીસે દલપતરામ. ૫.
મૂરખ ન ચહે સ્વર્ગ સુખ, ખાન પાન ગુલતાન.
શિશુ શું કરે સુવર્ણને, ભક્ષ કર્યાનું ભાન. ૬.
મોટા સાથે માન લે, ગુણ હિણ નહિ વખણાય;
હરિ સાથે પૂજાય પણ, મુર્ખજ શંખ ગણાય. ૭.
વસે ઘેર જડ એનને, ગણાય અવગુણ ગૂઢ;
લક્ષ્મી-વરને કર વસી, શંખ મનાયો મૂઢ. ૮.
અણસમજુને આખલો, સમજો ગુણે સમાન;
સમજાવ્યા સમજે નહિ, તાડનથી લે સાન. ૯.
માર વગર માને નહિ, જડ માણસ પશુ જાત;
કરતાં જુલમ જડે નહિ, વિનયતણી ગુણિ વાત. ૧૦
એક પણ સંપાદું ગુણ, જનમાં નથી જરૂર;
સંપાદન કરીં સ્વલ્પ ગુણ, મુર્ખ થાય મગરૂર. ૧૧.
મુર્ખ વિચારે મુજ વિના, કશું ન સુધરે કામ;
ક્ષય બળદથી ભાર ગણી, આગગાડીં પરમાણ. ૧૨.
ગોષ્ઠી કરવી નવ ગમે, મુર્ખને મૂરખ સાથ;
કદી કાગળ બોલે નહિ, ગ્રહી અજાણને હાથ. ૧૩.
પકડી કડીયો પારકો, શીદ કરે સુખ લાગુ;
ચિતા પરાટમાં બળે, એવો કોણ અભાગુ. ૧૪.
ઉપાય છતાં અપૂર્ણ જન, દે ઈશ્વરને દોષ;
છતાં છબી ઓઢી નહિ, મેહ ઉપર શો રોષ. ૧૫

**વ્યાઘાતાલંકાર.**

---

૧ હલકી જાતનું ઘોડું.
૨ ફળ—પીતપાપડા.

ભણ્યો નથી હું ભવ વિષે, લખી ન જાણું લેશ;
માટે કામ મુસદ્દિનું, સોંપો મને નરેશ. ૧૬.

ગમાર બાવની.

કરી ભરૂસો કર્મનો, કહે થશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર. ૧૭.
આખાની આશાથકી, અરધો તજે અહાર;
પછી પૂરો પરતાય છે, એ પણ એક ગમાર. ૧૮.
જે વસ્તુ જાતી રહે, એનો શોક અપાર;
કરે સદા સંભારીને, એ પણ એક ગમાર. ૧૯.
તેલ તુલ્ય અંતર તપે, મૂકેવળી વધાર;
બળતાને બાળે બહુ, એ પણ એક ગમાર. ૨૦.
કરે વિચાર કર્યા વિના, અવસર વિરૂધ ઉચાર;
સમયવિષે સમજે નહિ, એ પણ એક ગમાર. ૨૧.
જેની સોબતથી થયું, અતિ દુઃખ એકેવાર;
વળી તેની સાથે વસે, એ પણ એક ગમાર. ૨૨.
જાણે જે જેની જીભે, નિકળે સદા નકાર;
તોપણ માગે તે કને, એ પણ એક ગમાર. ૨૩.
સહજ વાતમાં સર્વપર, ખોટો રાખે ખાર;
વેર વધારે વિશ્વમાં, એ પણ એક ગમાર. ૨૪.
સહસા કામ સમેટિને, વળતી કરે વિચાર;
પાણી પીને ઘર પૂછે, એ પણ એક ગમાર. ૨૫.
વાદે નાણું વાવરે, આપે બની ઉદાર,
કરજ કર્યાનો ડર નહિ, એ પણ એક ગમાર. ૨૬.
નિજ દુર્ગુણ દેખે નહિ, પર નિંદાપર પ્યાર;
છિદ્ર ઉઘાડે અવરનાં, એ પણ એક ગમાર. ૨૭.
ભૂતળમાં ભૂંડાઇનો, ભરે ભલો ભંડાર;
સાબાશી સપને ન લે, એ પણ એક ગમાર. ૨૮.
સારૂં નરસું શોધીને, જુએ ન સાર અસાર;
ગોળ ખોળ સરખાં ગણે, એપણ એક ગમાર. ૨૯.
છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એપણ એક ગમાર. ૩૦.
કરે પરાક્રમ પણ ધરે, અવરતણો આધાર;
અલ્પે ન મળે આપ બળ, એ પણ એક ગમાર. ૩૧.
સમજે જે હું સહજમાં, પામીશ સાગર પાર;
પંડ બળે તરવા પડે, એ પણ એક ગમાર. ૩૨.
ઘર ધણિયાણીથી લડી, બાળી દે ઘરબાર;
વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર. ૩૩.
કચરી ન પાળે કોઇ દિન, વળતી વધે વિકાર;
ભારે પીડા ભોગવે, એ પણ એક ગમાર. ૩૪.
વિખનું જોવા પારખુ લે મુખ માંહિ લગાર;
મોહિ વગર મોતે મરે, એ પણ એક ગમાર. ૩૫.
કન્યાનું માગું કરે, એ તો સૌ સંસાર;
પણ વહુનું[1] માગું કરે, એ પણ એક ગમાર. ૩૬.
વાત ન જાણે વૈદની, અનુભવ નહિ આજાર;
વૈદ બની વૈદું કરે, એપણ એક ગમાર. ૩૭.
ટંટો ટુંકો થાય તો, વળી કરે વિસ્તાર;
લડાઇથી લાજે નહિ, એ પણ એક ગમાર. ૩૮.
નિઃસંશય ઉત્તર મળે, તોય કરે તકરાર;
વ્યર્થ વદે વળી વાદ બહુ, એ પણ એક ગમાર. ૩૯.
સમજે જે જન સર્વથી, હુંજ ઘણો હુંશિયાર;
પછી ન પૂછે કોઇને, એ પણ એક ગમાર. ૪૦.
અંતર કેરા ઉભરા, બકીને કહાડે બહાર;
જોગ્ય અજોગ્ય જુએ નહિ, એપણ એક ગમાર. ૪૧.
ચડે નજર જન ચાલતાં, ચાલે લારો લાર;
પ્રીછે નહિ પરિણામને, એ પણ એક ગમાર. ૪૨.
વિરૂદ્ધ દીસે વિશ્વમાં, એમ સજે શણગાર;
અપજશથી નવ ઓસરે, એ પણ એક ગમાર. ૪૩.
કરે ખુશામતખોર જન, વખાણ વારંવાર;
સાચું માને સર્વ તે એ પણ એક ગમાર. ૪૪.
આગળ કહે અમીરતું, પાછળ કહે કુંભાર;
એવાને નવ ઓળખે, એ પણ એક ગમાર. ૪૫.
ઉપજ ખરચના આંકનો, શોધે નહિ સુમાર;
વણ લેખે ધન વાવરે, એ પણ એક ગમાર. ૪૬.
પ્રથમ ચડાવી પુષ્પને, છેવટ છાંટે છાર;
ધમ્યુ કનક ધૂળે ધરે, એ પણ એક ગમાર. ૪૭.
સ્વારથ સાધ્ય સમે કરે, સ્નેહીનો સંહાર;
થોભ ન રાખે લોભનો, એ પણ એક ગમાર. ૪૮.
છેતરવા જન જાતને, હિકમત કરે હજાર;
નીતિની રીતિ તજે, એ પણ એક ગમાર. ૪૯.
કથને જનનાં કાળજાં કાપે જેમ કટાર;
ચતુરપણું ચિતમાં ગણે, એપણ એક ગમાર. ૫૦.
પાછળ જેના પંડને, ધરે સહુ ધિક્કાર;

[1] કોઇએ પોતાને વાપરવા ચીજ લીધી હોય, તે વેચાતી માગે.

અવળું સવળું જઈ ઉચરે, વિવાની વરશીતેકરે. ૮૫.
જેનું જે જાણે નહિ નામ, તેને ભળાવીયે તે કામ;
કારજ તેથી કશું નવ સરે, વિવાની વરશી તે કરે. ૮૬.
ઓળખ્યો ન શકે અક્ષર એક, છૂટો ફર્યો રમતમાં છેક;
વળી વેપાર વડા આદરે, વિવાની વરશી તે કરે. ૮૭.
હરફ ન જાણે હોય હજામ, કરે વળી વૈદકનું કામ;
પછી પરાયા પ્રાણુજ હરે, વિવાની વરશી તે કરે. ૮૮.
બોલ્યો ન જાણે વિગતે બોલ, તેનો તે શો કહીયે તોલ;
સભા વિષે પછી જોસ ચરે, વિવાની વરશી તે કરે ૮૯.
નીતિનું તો નમળે જ્ઞાન, પૃથ્વિપતિનો થાય પ્રધાન;
સંધિ વિગ્રહ શું સાંભરે, વિવાની વરશી તે કરે. ૯૦.
ભય નિર્ભયનું નમળે ભાન એને કરીયે આગેવાન;
તો લસ્કર તે સઘળું મરે, વિવાની વરશી તે કરે. ૯૧.
સજે ભલો શોભીતો વેષ, લાયક ગુણ તો નમળે લેશ.
તેનાથી કંઇ શું સૂધરે, વિવાની વરસી તે કરે. ૯૨.
સદૈવ સારૂં કરવા ચહાય, પણ એનાથી અવળું થાય.
વિવેક તે ક્યાંથી વાવરે, વિવાની વરશી તે કરે. ૯૩.
આપનું કામ બિગાડે એમ, તો બીજાનું સુધરે કેમ;
અકલ વિના મહેનત ઉગરે, વિવાની વરશી તે કરે. ૯૪.
જીવ વિના કામે જે જાય, ખેદ ધરે ન ખુશી ન થાય;
ફોગટ જઇને પાછો ફરે, વિવાની વરશી તે કરે. ૯૫.
દિલથી કહેછે દલપતરામ, જેના લાયક નહિ જે કામ;
તેમાં હોંશે હિમ્મત ધરે, વિવાની વરશી તે કરે. ૯૬.

### વહેમ વિષે—દોહરા.

કેમ વહેમની વારતા, પંડિત, કરે પ્રમાણ;
માને મૂરખ માનવી, આપે હોય અજાણ. ૧.
મંત્ર જંત્ર ને મેલડી, તેતો તૂતેતૂત;
વળગે પૂરા વહેમથી, ભોળા જનને ભૂત; ૨.
ભડકણ ભોળા ભાઇને, ભાસે સાચું ભૂત;
તપાસતાં તેતો ઠરે, ભૂત નહિ પણ તૂત. ૩.

### મનહર છંદ.

ભૂપના ભવનમાં સુનો ગમાર ગામડિયો,
ઘડીઆળ ઘોષ સુણી ભડકીને ભાગેછે;
બૂમ સુણી બહુ લોકો કારણ પુછ્યું તો કહે,
છેતો ઘર ઠીક પણ બીક બહુ લાગેછે;
નકી ભૂત થાય મરી જાય જે નવા ઘરમાં.
આ ઘરમાં ભાઇ ભારે ભુતાવળ જાગેછે;
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણણણ ઘણણણ, ઘંટડીઓ વાગેછે. ૪.

### દોહરા.

એક ધુણે અવધૂત થઇ, જેવો જમનો દૂત;
છેતો તૂતે તૂત પણ, ભાસે સાચું ભૂત. ૫.
આગગાડીનો તારનો, ખરેખરો છે ખેલ;
એથી કશો અધિક નથી, બીજો ખેલ બનેલ. ૬.
જાણો તે પણ જુક્તિ છે, મંત્ર નહિ પણ જંત્ર;
તેથી બીજો તુચ્છ છે, જાદુ તમાસા તંત્ર. ૭.
તે રીતે રચનાર પણ, માણસ અવશ્ય મેવ;
દૂત નહિ તે દેવના, નહિ દુનિઆના દેવ. ૮.

### ઇંદ્રવિજય છંદ.

મારણ મંત્ર ખચીત ક્ષમા, મન મોહન મંત્ર રૂડી ચતુરાઇ;
સ્તંભન મંત્ર સદા સનમાન, પ્રકર્ષણ મંત્ર સનેહ સચાઈ;
એમ ઉદ્યોગ્ય પણુંજ ઉચાટન, વાણી ભલી વશકારક ભાઈ;
મંત્ર સજીવન ઔષધિ છે, દલપત કહે જળમાં અમૃતાઈ. ૯.

### દોહરા.

માન્યાથી જો માનતા, દેહ દરદ દુર જાય;
તો સઘળા શ્રીમંતને દેહ દરદ નવ થાય. ૧૦.
એકી બેકી ઉપરે, ભાખે ભવિષ્ય વાણ;
એજ પ્રકારે આશરે, જ્યોતિષનું ફળ જાણ. ૧૧.

### મનહર છંદ.

સીતાપતિયે ન જાણ્યું સીતાનું હરણ થશે,
સીતાએ ન જાણ્યું જે સંન્યાસી પ્રતિકુળછે;
દેવપતિયે ન જાણ્યું દમયંતી નહિ પામું,
નારદે ન જાણ્યું મોહિની તો માયા મૂળછે;
ગૌતમે ન જાણ્યું જે આ કૂકડામાં કપટછે,
શુક્રે ન જાણ્યું જે ઝારીમાં સંકટ શૂળછે;
કહે દલપતરામ આજ કળિકાળ મધ્ય,
જોષીયો ભવિષ્ય જાણે ધારવું તે ધુળછે. ૧૨

### છપ્પો,

રવિને શિર રિપુ રાહુ, ચંદ્ર ક્ષયરોગી આપ;
મંગળ છે અંગાર, બુધ શિર કલંક છાપ;
ગુરૂ[1] એ ગુમાવી નારી, શુક્ર આંખે છે કાણો;
શનિ લૂલો સર્વદા, રાહુ શિર વિના ગણાણો.
વળી કેતુને તો ધડ નથી, એમ નવે દુખીયા થયાં;

[1] ગુરૂ—બ્રહસ્પતિ.

ગ્રહનડવાથીજ દુઃખ થાય તો, ગ્રહને ગ્રહો નડ્યા કીયા. ૧૩.

**દોહરો.**

કન્યાશાળા અશ્વિરથ, આદિક ઉપજ્યાં જેમ;
દેખી દિલ દાઝે બળે, વિશેષ જેને વહેમ. ૧૪.

**ઇંદ્રવિજય છંદ**

માનીલીધાથી થયું મન માનતું,ક્યાંઇ કદાપિ સુણ્યું કથીકાને
સહજ સત્ય ગણાય સદૈવ, અસત્ય ગણાય અસત્ય નિદાને,
શું થયું જો દલપત કહે કદી,લેખ લખ્યો શુભ પુસ્તક પાને
અર્થ કુટે શિદ અર્થ સરે નહિ, પથ્થરને મણિ પારસ માને. ૧૫

**દોહરો.**

ભોળા જન વિદ્યાભણી, વહેમ તજી વખણાય;
વહેમીના સહવાસથી, વળી તે વહેમી થાય. ૧૬.

**મનહર છંદ.**

કાગળીયું ચાલ્યું તે તો ભંગીયે ચલાવ્યું કહે,
મોટા એતો મૂર્ખ કારભારીયો કુઢંગિયા;
વાંકવિના ભંગીયાને મારીને ભગાડી મુકે,
પશુ જેવા પોતે કાંતો વડાછે વિહંગિયા;
સંહારવા શત્રુ શસ્ત્ર પોતાને સજવાં પડે,
શસ્ત્રવિના શત્રુ મારે, ભંગીયા કે રંગિયા;
સર્વ કારભાર એનો ભંગીયાને સોંપો ભાઈ,
ભોળા કારભારીઓથી ભલા ડાહ્યા ભંગિયા. ૧૭.

**દોહરો.**

દેખી પણ નહિ માનીયે, વગર વિચારી વાત;
દીસે ફરતો સૂર્ય પણ, ફરે પૃથ્વી સાક્ષાત. ૧૮.

**અભિમાન વિષે.—દોહરા.**

માણસને અભિમાનથી, મળે ન કદીયે માન;
ઉલટું અપમાનજ મળે, નકી કરે નાદાન. ૧.
અભિમાને દુખ ઉપજે, અભિમાને જશ જાય;
મિથ્યા અભિમાને કદી, જીવનું જોખમ થાય. ૨.
અરે વૃથા અભિમાનમાં, કશો મળે નહિ માલ;
[1]જીવરામ સમ જગતમાં, ફીણા થાશે હાલ. ૩.
આ મિથ્યા અભિમાન છે, ખરીજ ઉંડી ખાડ;
પડે તેહના પંડનાં. હરેક ભાગે હાડ. ૪.
અરે વૃથા અભિમાનથી, સરે ન એકે અર્થ;
થાય મનુષ્યમાં મશ્કરી, ઉપજે અધિક અનર્થ. ૫.
ઉપજે નહિ અભિમાનથી, અમૃતનણો ઉધાડ;
અરે વૃથા અભિમાન તો, એરતણું છે ઝાડ. ૬.
સ્વાદ નથી સુગંધ નથી નથીરે પુષ્પ પરાગ;
અરે વૃથા અભિમાન તો, કહિએ કાળો નાગ. ૭.
અભિમાનીને અંતરે, સ્વપ્ને પણ નહીં સૂખ;
થાય વૃથા અભિમાનથી, દાવાનળ સમદુઃખ. ૮.
બહુધા ઉપજે બળતરા, અંગોઅંગ અથાગ;
અરે વૃથા અભિમાનછે, અદ્ભુત બળતી આગ. ૯.
માનો જો મારૂં કહ્યું, કહું તે ધરજો કાન;
ધરી નર તન ધરશો નહીં, મન્ન મિથ્યા અભિમાન. ૧૦.
કહુંછું હું[1] અનુભવ કરી, ખરે ખરી વળી વાત;
ઉપજે છે અભિમાનથી, ઘડીએ ઘડીએ ઘાત. ૧૧.
મિત્ર નથી અભિમાન ગુણ, એ તો ઉગ્ર અરીવર[2];
મિથ્યા અભિમાને ગયો, જીવરામનો જીવ. ૧૨.
જે પામે જન પૂર્ણતા, તે ન કદી ફુલાય;
પૂરો ઘટ છલકાય નહિ, અધુરો ઘટ છલકાય. ૧૩.

**ઉપેંદ્રવજા વૃત્ત.**

કુભારજા પુત્ર કદી જણેલો, કુપાત્ર વિદ્યા વધની ભણેલો;
અધર્મિને જો અધિકાર આવે,જુલમ ઝાઝો જગમાં જણાવે.૧૪

**દોહરા.**

અલ્પ કાંઈ ગુણ આવતાં, છાકી મગજ છલકાય;
જરૂર તે પછી જાણવું, શો ગુણો ન સમાય. ૧૫.
ભસે ભેદ ભવિષ્યના સુરવર મુની સમાન;
માટે જન મિથ્યા ધરે, અભિમાની અભિમાન. ૧૭.
કશા વિના અટકે નહિ, જેમ તેમ દિન જાય;
વસ્ત્ર વિના વલકળ[3] ધરી, વન વસતા ઋષિરાય. ૧૭.

**ઉપજાતિ વૃત્ત.**

સ્વશક્તિનો સભવ જે ન જાણે,અનેક વાતે અભિમાન આણે;
માની ઘણોયે મગરૂર માલે, દરેક વાતે નિજ હાથ ઘાલે. ૧૮.

**દોહરો.**

માન હરેક પ્રકારનું, મળવા ન ધરો આશ;
જળચર થળમાં વિચરતાં, નિશ્ચે પામે નાશ. ૧૯.

**શૈલ છંદ.**

સદા સોનું સોપર્યું કામ ચાલ,
કૃપાણિ[4] કરો કે કરી શું કમાલ;

1 મિથ્યાભિમાન નાટકમાં જીવરામનો દાખલો છે.

૧ હું—જીવરામે કહ્યું. ૨ નહિ—કદી—ન પુગે.
૩ વલકળ—ઝાડની છાલના વસ્ત્રો.
૪ કૃપાણ—તરવાર

કરી શું શકે આંખનું કામ કાન,
ધરે માનવી મુર્ખ મિથ્યાભિમાન. ૨૦.

**દોહરો.**

આપેલા જગદીશ્વરે, હરેકમાં ગુણ હોય;
અવગણના કરીં કોઇની, ગર્વ ન ધરશો કોય. ૨૧.

**મનહર છંદ.**

વદે વિદ્વાન એક છે આ જડ જેવો છેક,
અકલ વિનાનો એતે કારજ શું કરશે;
અરે વિદ્વાન અભિમાન એવું આણીશ માં,
મિથ્યાઅભિમાની અભિમાનમાં તું મરશે;
જડમાંતો જગદીશે ગોઠવ્યાછે એવા ગુણ,
અકલ તારી એની આગળ જળ ભરશે;
જડ જાતિ નાવનામ, દેખ દલપતરામ,
તે વિના તારી અકલ તરીને ઉત્તરશે! ૨૨.

**દોહરો.**

અવગુણને પણ ગુણ ગણી, ઉર આણે અભિમાન;
તો તેને શું ટોકિએ, કહે તે સુણિએ કાન. ૨૩.

**મનહર છંદ.**

ઘૂડ કહે ઘણો જૂનો ચોખોછે અમારો ચાલ,
દુનિયાંને જૂની રીત અમારે દેખાડવી;
સૃષ્ટિ સરજ્યાં પહેલે ઊગ્યાં સુરજ હતો,
એનો થયો નવો નવી રીત નહિ પાડવી;
હોય જાતે હલકાતે આધુનિક રીત રાખે,
ઉત્તમ જાતિ એ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દિવાકર દેખી નહિ આંખજ ઉઘાડવી. ૨૪.

**વસંતતિલકા વૃત્ત.**

જેને ન જાણ કહીં કોકિલ કાગ કેરૂં,
તે કાગનું કહીં વખાણ કરે ઘણેરૂં;
જેણે સુણ્યા શ્રવણ કોકિલ શબ્દ સારા,
તે કાગના સ્વર સુણી નહિ માનનારા. ૨૫.

**આર્યા વૃત્ત.**

અટન કર્યું ન યુરોપે, મન તેને મુંબઈ નગર મોટું;
પણ પારિસ પુર પેખે, છેક પછી જાણશે છોટું. ૨૬.

**દોહરો.**

આપ આપની અકલનું, સૌને ઉર અભિમાન;
ઇશ્વરની માયાતણું અકળિત એજ નિદાન[૧]. ૨૭.

**મનહર છંદ.**

પંડિતને પતની કહે તમે તો પઢી જાણો,
આપની અકલ એને અધિક જણાઇછે;
રસોઇઓ રસોઇ કરી આપી રાજાને કહે,
આવી જાણો તેમાં કહો કશી ચતુરાઇછે;
વણકર વસ્ત્ર વણી આપી વાણિઆને કહે,
વકરો કરી જાણોછો તેમાં શી વડાઇછે;
આપ આપની અધિક દેખે દલપત કહે,
સકળમાં અકલ અંધારે વહેચાઇ છે. ૨૮.

**ઉપજાતિ વૃત્ત.**

ચોરાવી લે કે ચિત ચોરી રાખે, વિદ્યાગુરૂને ગુરજી નભાખે;
જુઓ કળા એ કપટી જનોની, કરે વડાઈ સ્વપરાક્રમોની. ૨૯.
પ્રીછે ન પોતે પણ પૂછવાથી, લાજે દિલે શિષ્યપણે થવાથી;
પુછે ગુરૂ ચૈ મન મર્મ લેવા, મિથ્યાભિમાની નર દંભી એવા. ૩૦.

**દોહરા.**

લટકે ઊંધે મસ્તકે, જઇ ડાળે વાગોળ;
મન જાણે મેં પગવડે, રાખ્યો ખાળી ખગોળ. ૩૧.
મિથ્યા અભિમાની મનુષ્ય, ઠાલી કરે ઠગાઇ;
તેથી તેની થાયછે, ભૂંગળ વિના ભવાઇ. ૩૨.

**વંશસ્થ વૃત્ત.**

મિથ્યાભિમાની વર જેહને મળ્યો,
તે માનનીનો અવતાર તો બળ્યો;
કરે કળાપો બહુ સર્વ કાળમાં,
તેને સદા કાજળ છે કપાળમાં. ૩૩.

**દોહરો.**

ફૂલ્ય કર્યાથી થાય શું, જો ન વખાણે લોક;
નહિ સુગંધ સુફળ નહિ, આવળ ફૂલે ફોક. ૩૪.

**પાદાકુળ છંદ.**

જેમાં ગુણ કે અવગુણ એકે, છાનું કદી રહે નહિ છેકે;
છોને છળથી છાનું રાખે, દુનિયાં દેખે તેવું દાખે. ૩૫.

**ઉપજાતિ વૃત્ત.**

અશક્યતાથી નહિ હાથ આવે, તો દોષ તેમાં ઠગ તે ઠરાવે;
થાકે કદી જો કરી કૂદકારો, કહે નથી તે ફળ સ્વાદ સારો. ૩૬.

**દોહરા.**

માનીને અપમાનથી, ચડે કારમો કાળ;
જો નવ ચાલે જોરતો, કૂટે આપ કપાળ. ૩૭.
ખીજી ખામી ઢાંકતાં, લાખો જાણે લોક;

---

[૧] નિદાન–કારણ.

અભિમાની અભિમાનથી, ફજેત થાશે ફોક. ૩૮.

### ઉપજાતિ વૃત્ત.

જો પારકી કીર્તિ પડેજ કાને,
મિઠાશ તેમાં મનથી ન માને;
સ્વકીર્તિનાં ગાયન ગાય ગાજી,
મિથ્યાભિમાની મુરખા, મિજાજી. ૩૯.

### દોહરા.

અભિમાની મત આપનો, મૂકે નહિ તિલ માત્ર;
તે માટે તેથી હઠે, શાણા લોક સુપાત્ર. ૪૦.
અભિમાનીને ઉચરતાં, છે સર્વે મગ છૂટ;
અંત આપણે થાકીયે, કરતાં માથા ફૂટ. ૪૧.
મનમાં સમજે મૂર્ખ જે, વૃથા વદું છું વાદ;
મૂખે મમત મુકે નહિ, અભિમાની ઉરતાદ. ૪૨.
અભિમાનીને અંતરે, ભાસે જો નિજ ભૂલ;
તોપણ તેની જીભથી, કદી નહિ કરે કબૂલ. ૪૩.

### ઉપજાતિ વૃત્ત.

ખત્તાં મળે તોપણ ખેલ ખેલે, મિથ્યાભિમાની મમતા ન મેલે;
કાઢે કસ્યા ઉત્તર કેરિ કુંચી, પડયા મિયાં તોપણ ટાંગ ઉંચી. ૪૪.
ડરે દિલે દૂરથી દેડકાથી, વાણી વદે જે વઢું વાઘલાથી;
કરે ખરેખાત વિચાર ખોટા, મિથ્યાભિમાની નર મૂર્ખ મોટા. ૪૫

### દોહરા.

અભિમાનીના ઉપરે, રૂઠે શ્રીભગવાન;
અંતે જરૂર એહનું, ઉતારે અભિમાન. ૪૬.
રાવણ દુર્યોધનતણું, રહ્યું નહિ અભિમાન;
તો પણ તે વાતો સુણી, નવ સમજે નાદાન. ૪૭.

### મનહર છંદ.

કુવો શું ગરવ ધરે તેથી તો તળાવ મોટું,
તળાવથી નદીયો છે, મોટી એક એકથી;
નદીયો તે સઘળી સમુદ્રમાં સમાઇ જાય,
આકાશ ભરાય નહિ સમુદ્રો અનેકથી;
એમ એક એકથી અધિક અધિકાઈ ધરે,
વિવેકી તો ઉર એમ વિચારે વિવેકથી;
કહે દલપતરામ જાય અભિમાન આન,
સમજે પોતાને જ્યારે છોટા છેટા છેકથી. ૪૮.
વધે અભિમાન ત્યારે ઉંચી ઉંચી દૃષ્ટિ કરો,
તૃષ્ણા વધે ત્યારે નીચા નીચાને નિહાળિયે;
દુખિયાનાં દુઃખ દેખી તેઓનાથી તો વિશેષ,
સમજી પોતાને સુખી સદા મન વાળિયે;
જેમ ટાઢ પડે ત્યારે ભાળીએ સૂરજ સામું,
તાપ પડે ત્યારે છાયા ઝાડની સંભાળિયે;
કહે દલપતરામ કરીને ઉપાય આમ,
અભિમાન તથા તાપ તૃષ્ણાતણો ટાળિયે; ૪૯.

### દોહરા.

અધિકથકી અધિકા મળે, સરસ નરસ કરનાર;
સરસાઈ નરસાઇનો, પામી ન શકીયે પાર. ૫૦.

### નમ્રતા વિષે.—છપ્પો.

નમીને ચાલે નીર, ધીર નર વીર નમેછે;
ધુર્ત પુરૂષને ધુમ્ર. ભટકતા અધર ભમેછે;
તરૂ રસવાળું[1] તેમ, વાળતાં તુરત વળેછે;
કુટિલ પુરૂષને કાઠ, બિચારાં અકડ બળેછે;
અભિમાનપણાની અસર તે, સજ્જન ને શા કામની;
નકી નમ્રપણામાં નિશ દિવસ, રૂચિછે દલપતરામની. ૧.

### દોહરા.

ઉત્તમ જન પરકારણે, નમેજ ઠામે ઠામ;
ઉત્તમાંગ[2] જ્યાં ત્યાં નમે, ઉદર ભરણને કામ. ૨
સારા નરસા સર્વને, પ્રેમે કરો પ્રણામ;
ઇશ્વર છે સૌ લોકના, દિલમાં દલપતરામ. ૩.
પરમેશ્વર માતા પિતા કે, પાળકની પાસ;
માન મુકીને માગતાં, નહિ કીર્તિનો નાશ. ૪.
જો રાખે નરમાશ તો, કરે શત્રુમાં વાસ;
બત્રિસ દાંત વચ્ચે વસે, જીભ રાખી નરમાશ. ૫.
ઉદ્ધત દુઃખ પામે અતિ, નમ્ર બચે, એ ન્યાય;
નમ્ર ઝાડ નદીમાં બચે, અનમ્ર ઉખડી જાય. ૬.
ખીલો ક્ષુદ્ર ધાતુતણો, અતિ બરડ દેખાય;
જત્તરડામાં નીકળે, તેમ નમ્ર તે થાય. ૭.
એક અદેખા જનવિના, વિનયથકી વશ થાય;
જગ સૌને શીતળ કરે, તાતા તેલ વિનાય. ૮.
યોગ્ય નમ્રના કીજિયે, અધિક કરે ઉલ્લાસ;
વાટે કરતાં દંડવત, લોક હસે ચોપાસ. ૯.
અતિ નમ્રને દબાવયો, દુર્જનનો એ ત્રાસ;
નિધિને નાકા અતિ નમે, તો ચાંપે પગનાશ. ૧૦
નમ્રપણું અતિ નિરખીને, કરી ન તજે કેક;

[1] રસવાળું—પાણીવાળું જનતર કે લીલું.
[2] માથું.

અજા ધરે અતિ નમ્રતા, વાઘ તજે નહિ વેર. ૧૧.
વશીકરણ છે વિનયમાં, વિનયથી જન વશ થાય;
મૂરખ લોકો મંત્રથી, ઠાલા ઘણા ઠગાય. ૧૨.

### ભુજંગી છંદ

અરે લોક ઠાલા ઠગાઇ પડેછે,
ઠગારાતણી ચોટમાં તે ચડેછે;
અને સત્ય તો વારતા એક એછે,
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૧૩.
નથી મંત્રથી જંત્રથી કામ થાતું,
નથી ચીઠી દોરા થકી વૈર જાતું;
ખરૂં વૈર તેતો વિનેથી ખસેછે,
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૧૪.
વિનેથી વદે જે મુખે મિષ્ટ વાચા,
ન મારે કદી કોઈ તેને તમાચા,
નહિતો પછી હાથ પોતે ઘસેછે,
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૧૫.
અજાણ્યા જનોને ભસે શ્વાન જ્યારે,
વિનેવંત થઈ જો વદે વાણી ત્યારે;
કહો શ્વાન તેને પછી ક્યાં ભસેછે,
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૧૬.
ગમે તેમ શત્રુ ચડયો હોય ચાહી,
વિને વાક્ય જો બોલિયે શાંતિ સાહી;
ધરી ક્રોધ સામો પછી ક્યાં ધસેછે;
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૧૭.
જનો સર્વને જીતવા જો વિચારો,
વિને વાક્ય આધીનતાથી ઉચારો;
વિનેથી દયા દીલમાંહી ઠસેછે,
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૧૮.
વિનેથી વધે છે પરીપૂર્ણ પ્રીતિ,
વિનેવંત તો ભાઇ પામે ન ભીતિ;
વિનેહીન તે મૃત્યુ ફાંદે ફસે છે,
વિનેમાં વશીકાર વિદ્યા વસે છે. ૧૯.
વિનેવંતને મિત્ર ઝાઝા મળેછે,
વિનેવંતના તાપ સર્વે ટળેછે;
વિનેવંત તે વિશ્વમાં વિલસે છે,
વિનેમાં વશીકાર વિદ્યા વસે છે. ૨૦.
વિનેવંત પામે વિશેષે વિખ્યાતી;
વિનેવંતની હોયછે શાંત છાતી;
વિને હીનને હીન જાણી હસેછે;
વિનેમાં વશીકાર વિદ્યા વસે છે. ૨૧.
વિનેવંતને લોક અત્યંત ઇચ્છે,
વિનેવંતને પાછળે લોક પ્રીછે,
વિનેવંતને જાણજો જે જશે છે,
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૨૨
જુઓ સર્પ કે સિંહ ને રિછ જેવા,
વિનેથી વળી થાયછે વશ્ય એવા.
વિને હીનને દુષ્ટ ભાવે ડસેછે;
વિનેમાં વશીકાર વિદ્યા વસેછે. ૨૩.
વિનેની પ્રવૃત્તિ થવા ઠામઠામે,
તપાશી દિલે તત્વ દલપત્તરામે;
રચેલા રૂડા છંદ આ ઠાહરો છે,
વિનેમાં વશીકાર વિદ્યા વસે છે. ૨૪.

### સદ્‌ગુણ વિષે—દોહરા.

બધાંય વિદ્યા બીજતું, જીવન સદ્‌ગુણ જાણ;
વણ જીવન જો વાવીયે, હોય સકળ શ્રમ હાણ.
ઉત્તમ શુભ ગુણ એકથી, મળે જગતમાં માન;
કોકિલ મધુરા કંઠથી, કરે ખુશી જન કાન, ૨
અધુરા ગુણો અનેકથી, ગુણિજન નહિ ગણાય;
પરિપૂરણ ગુણ એક પણ, વિશ્વ વિષે વખણાય. ૩.

### અરવિંદ મુખી છંદ.

મણિમાંહિ નહિ રસ સ્વાદ સુવાસ, પ્રકાશતણો ગુણ એક અનેક;
વળી કસ્તુરી માંહિ સુગંધ વસે, શુભરૂપ કે રંગ છતે નહિ છેક.
શુક કોકિલના સ્વર સુંદરથીજ, વખાણ કરે સઉ વિશ્વ વશેક;
સનમાન સદા દલપત્ત થશેજ, હશે ગુણ જો પરિપૂરણ એક.૪

### દોહરા.

હોય એક ગુણ અધિકતો, એક ન્યૂન ગુણ હોય;
કાગળ[1] પુષ્પ સુકાય નહિ, સુગંધી તેમાં નોય. ૫.
એકજ વસ્તુમાં નહિ, સઘળાં સુખનાં મૂળ;
મીઠી છાયા લીંબડો, દે પણ નહિ ફળફૂલ. ૬.
જો નિજ ગુણ ઢાંકો પડે, તો ઉતરે અધિકાર;
જોપારો ઢંકો પડે તો નીચો જનાર. ૭.
દેખીતા ગુણ જન ગણે, અદર્શ ગુણ નહિ કોય;

૧ કાગળનાં ફૂલ.

અસ્ત ગણાય અમાંસ શશિ, પ્રકાશ પાછળ[1] તોય. ૮.
સૌએ માન્યું તે ખરૂં, ગુણ તેમાંજ ગણાય;
ધન મધ્યે હિંમત ધરી, નહિ ગોથાય ખવાય. ૯.
દુર્ગુણ તજી ગુણ સંગ્રહો, એ સૌનો ઉપદેશ;
પણ તે પોતે સમજવું, હદમાં હોય હમેશ. ૧૦.
સદ્ગુણ પણ નહિ કામનો, જો પહોંચે હદપાર;
આખી રાત ઉજાગરો, કરી ભણે દુઃખકાર. ૧૧
અભ્યાસી વિદ્યા ભણે, રળતાં દોલત થાય;
ગંભિરતાદિક સદ્ગુણો, ઈશ્વરદત્ત ગણાય. ૧૨.
સમૃદ્ધિ સાથે સદ્ગુણો, ઠરે કોઇકજ ઠામ;
સોનું તથા સુગંધ ક્યાં, દીસે દલપતરામ. ૧૩.

### દુર્ગુણ વિષે.—દોહરા.

બળ નિષ્ફળ હિંમત વિના, વંશ સંપ વિણ વ્યર્થ;
વિત્ત વ્યર્થ વિદ્યા વિના, અગુણે ઇલમ અનર્થ. ૧.
ઉગતો અવગુણ ટાળીયે, તેજ ટાળવા જોગ;
પછી નહિ વ્યાપી ગયો, રગરગમાં જે રોગ. ૨.
જાય નદી જળ પૂર પણ, જળાકાર રહી જાય;
જાય જુવાની જનતણી, દુર્લક્ષણ દેખાય. ૩.
નિજ દુર્ગુણ દેખાય નહિ, પર દુર્ગુણ દેખાય;
નિજ વાંસો દેખાય નહિ, પરવાંસો પેખાય. ૪.

### મનહર છંદ.

સારૂં સારૂં શોધવાને ધારૂં જ્યારે મારૂં મન,
સારૂં નો સ્વલ્પ ઠામ ઠામતો નઠારૂં છે;
મીઠું પાણી મેદનીમાં દીઠું કોઈ કોઈ ઠામ,
ખૂબતો અચિંત મહાસાગરમાં ખારૂં છે;
આદિત્યની આશપાશ છે આકાશમાં પ્રકાશ,
આશમાની રંગ આ અધિક તો અંધારૂં છે,
કામ સત્ય નામનું ન નિંદે દલપતરામ,
સૃષ્ટિતણા સ્વામીએ જે સર્જ્યુંછે તે સારૂં છે. ૫.

### દોહરા.

દીસિવાનના દુર્ગુણો, સહેજ ન જાણ્યા જાય;
શુક સંક્રમણ સૂર્યમાં, દુર્બિનથી દેખાય. ૬.
અલ્પ ચિન્હ ઉપર થકી, સમજે સૌએ સાર;
લખતાં ઉત્તર જાણીયે, મીઠું વદે નકાર. ૭.

### ચોપાઈ.

કૌતક દેખી હરખી હસે, દુઃખ દેખી આંખે જળ જશે;
ડર દીઠે કાયા કંપાય, સ્વપ્નું આચારે વરતાય. ૮.
તેમજ આછો તોળે તોલ, બોલે જુદા જુદા બોલ;
ચીજ જાહેર તે ચોરી જાય, સ્વપ્નું આચારે વરતાય. ૯.
માણસનું ઉપજે જ્યાં મર્ણ, શોક કરે નહિ ગુણનાં કર્ણ;
ખૂન કદીક તેથીજ કરાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૦.
જેને બોલ્યાનો નહિ બંધ અધિક દિસે સ્વારથથી અંધ,
લખન લખ્યાં તેથી ન પળાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૧.
કરજ ઘણું નિજ માથે કરે, ઉતારવાં નહિ અંતર ઠરે;
એ દેવાળાનો ઉપાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૨.
વદે વાયદા વારંવાર, જુએ આડું અવળું જેવાર;
એ ના પાડ્યાનો અભિપ્રાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૩.
ગમે ઘણાં ગુણકાનાં ગાન, રંડીમાં રખડ્યાનું ધ્યાન;
વળતી તે વ્યભિચારી થાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૪.
પડે થાક્યા ગાંજો પીયે, બહુ જન દેખે પણ નહિ બીયે;
વખતે વારૂણી[1] પણ પીવાય; સ્વપ્નું આચારે વરતાય. ૧૫
દયા ટળે દાનત ફરી જાય, પ્રજા સાથ શત્રુતા થાય;
તે રાજાનું રાજ ડુબાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૬.
વડીલોની સાથ કરે વિરોધ, કિંચિત વાત પણ આણે ક્રોધ;
દુઃખ દશા તેની દેખાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૭.
કહેશે વ્યસન ફરી નહિ કરૂં, ખચિત પછી પણ કરશે ખરૂં,
જો વ્યસન સંગત ન તજાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૮.
લોક લક્ષાવે માણસ જાત, એની પરખી લક્ષણે વાત;
એ પરખી સેવાની આમ, રીત કહેછે દલપતરામ. ૧૯.

### સત્ય વિષે.—મનહર છંદ. સહોક્તિ અલંકાર.

કુળનું કંગાલપણું જાયછે કુસંગ સાથે,
સંપ સાથે સમૃદ્ધિ સદા વિદાય થાયછે;
સિદ્ધિ અને બુદ્ધિ બને આવેછે ઉદ્યોગ સાથે,
આળસ સંઘાતે તો દરિદ્રતા દેખાયછે;
ઉદ્ધતાઈ સાથે સદા ઉપજેછે આપદાઓ,
દયા તો ઉદારતાની સાથે વધી જાયછે;
જહાં સાથે આવિશ્વાસ આવે દલપત કહે,
સત્ય સાથે સર્વ સારી વસ્તુઓ વણાયછે. ૧.

---

૧ અમાસના ચંદ્રના પાછલા ભાગમાં પ્રકાશ હોય છે તોપણ આ તરફ દેખાતો નથી માટે ચંદ્ર અસ્ત થયો કહેવાય છે.

૧ વારૂણી—મદિરા.

### ઈંદ્રવિજયછંદ.

સત્યબધાં સુખનું શુભ સાધન, સત્યવિના કહેવાય કુધારો;
સત્ય થકી દલપત કહે, થિરધારપણું વ્યવહારનું ધારો;
સત્યગયા પછીં સૃષ્ટિ વિષે, અતિ સંકટનો નહિઅલ્પઉધારો.
સત્યસમસ્તસુધારણમૂળ, અસત્યથીઅસ્તસમસ્ત, સુધારો. ૨

### દોહરા.

સત્ય વિષે બહુ સદ્ગુણો, ગણતાં એમ ગણાય;
જેમ રૂપૈઆ એકમાં, આના સોળ સમાય. ૩.
સત્ય ન સંતાડ્યું રહે, ખરો જુઓ એ ખેલ;
આવે જેમ ઉપર તરી, જળ તળીયેથી તેલ. ૪.
સત્ય સાચવે તેહને, ખળ જન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શિર અસ્વાર. ૫.
કરતાં સારૂં કામ કે. અદલ ઉચરતાં આંક;
રાખે હરિજન રોષતો, સજ્જનનો શો વાંક. ૬.
લેવડ દેવડને વળી, વિવિધ ભાત વ્યવહાર;
ચાલેછે આ જગતમાં, સત્ય તણે આધાર. ૭.
સત્ય પણું જો સર્વથા નિશ્ચે પામે નાશ;
તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ. ૮.
સત્ય ધર્મનું સત્વ છે, અધર્મ સત્વ અસત્ય;
સદા સર્વદા સત્યની, અતિશે દિસે અગત્ય. ૯.
બાળપણાથી બાળને, સત્યપણાની ટેવ;
પૂરી રીતે પાડવી, ભલો વિચારી ભેવ. ૧૦.
સ્વપને પણ સાચું વદે, જૂઠ ન વદે જરાય;
સત્યવાદી સંસારમાં, શોભે અધિક સદાય. ૧૧.
સેવે સિંધૂ સત્યનો, ગુણી હરિભક્ત ગણાય;
લોભી અણુભેપદતણો, જણ તે એમ જણાય. ૧૨.

### જુઠ વિષે.—મનહર છંદ.

જુઠું બોલી ને દૈએ સત્યતાની શિખામણ,
લોકને કહો તે ઉપદેશ કેમ લાગશે;
જુઠું બોલે તે જરૂર મહા પાપનુંજ મૂળ,
જુઠું બોલવાથી શળ સહસ્રધા જાગશે;
જુઠું બોલેતે ગણાય કોરટનો ગુનેગાર,
જૂઠું બોલનારતણો ભાર બોજ ભાગશે;
કહે દલપતરામ જાણવું જરૂર આમ,
કોઇ સમે કોરટ સાચો જવાબ માગશે. ૧.
જુઠાનો જરૂર જુઓ જગમાંથી જશ જાય,
જીવ્યો તે ન જીવ્યો જેને જન જાણે જૂઠોછે;
જૂઠું બોલી જગતને સમજાવે જેમ તેમ,
આ લોકમાં એવું જાણો એનો દીન ઉઠયોછે,
જુઠું બોલી જાણે દુષ્ટમાન કરી માન પામું;
ત્રિભુવનમાંહીં કહો તેને કોણ ત્રુઠયો છે;
જુઠાબોલો જન ચોર ઢોર કે હરામખોર,
કહે દલપતરામ એને રામ રૂઠયો છે. ૨.

### દોહરા.

જૂઠા બોલાનું જુઓ, બધું જૂઠમાં જાય;
વિંછી કરડે ભાંડને, સાચે જૂઠ મનાય. ૩.
જે જન કદી જૂઠો પડે, એક વાર કો ઠામ;
સુણતાં સંશય ઉપજે, તેના બોલ તમામ. ૪.
જૂઠી વાતે જો કદી, મૂઠી મળે અનાજ;
ઉઠી એમાં આગ્યતો, રૂડી ઉઠે રાજ. ૫.
જૂઠી સાચી ગપ જગતમાં, વિચરી તે વંચાય;
સૂર્ય ગ્રહણ શશિથી બને, પણ ગ્રહ રાહુ ગવાય. ૬.
સર્વ કહે તેનું કહો, તેમાં નહિ જૂઠાઇ;
તળાઇ નહિ ઘી તેલમાં, તેને કહે તળાઇ. ૭.

### એક બાવાની ગપ.

એક ટંગિયો દેશછે, મેં જોયો નિજ જાત;
ભરી સભામાં ભાઇ મેં, ખરે[1] ખરી કહીંવાત. ૮.

### ઉત્તર.

તમે ખરે[2] મુખથી કહી, ખરી[3] તમારી વાત;
સમજૂ તો સમજે તરત, ભોળા પામે ભ્રાંત. ૯.
દાન સમાન સુપુણ્ય નહિ, ભજન સમો નહિ જાપ;
સત્ય સમાન સુધર્મ નહિ, જૂઠ સમું નહિ પાપ. ૧૦.

### લોભ વિષે—દોહરો.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકૂળ;
લોભે લક્ષણ જાયછે, લોભ પાપનું મૂળ. ૧.

### ભુજંગી છંદ.

ઘણા લોભથી તો ઘણું કષ્ટ થાશે,
ઘણા લોભથી લાભ લેતાં લુંટાશે;
ઘણા લોભથી તો પડે ભીડ ભારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૨.
ઘણા લોભથી સત્યતા સદ્ય તૂટે,
ઘણા લોભથી મિત્રતા છેક છૂટે;

---

૧ એમાંથી બીજો અર્થ એવો નીકળે છે કે ગધેડે ગધેડી વાત કહી.

૨ ખરે-ગધેડે. ૩ ખરી-ગધેડી.

ઘણા લોભથી ધર્મને દૂર ધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૩.
અતિ લોભથી આંધળા થાય આંખે,
ચિતે ચેતીને કાંઇ ચિંતા ન રાખે;
ખરી ખોટનો માલ નાંખે વખારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૪.
જુઓ માંછલાં સ્વાદ લોભે મરેછે,
જુઓ લોભીયા કામ કેવાં કરેછે;
અકર્મીકને દ્રવ્ય આપે ઉધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૫.
અતિ લોભીયાને ઠગારા ઠગેછે,
અતિ લોભીયા ફંદમાંહી ફગેછે;
અતિ લોભીયા કષ્ટને છે કિનારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૬.
વશીલો નહિ લોકમાં લોભીયાનો
સગો કે સનેહી કહો હોય શાનો;
વિવેકે કશું લોભીયો ન વિચારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૭.
જનોને ચિતે જે સમે લોભ જાગે,
અતિ ઝેર તે તો સુધા તુલ્ય લાગે;
વડેરાતણાં શુદ્ધ વાક્યો વિસારે;
અરે લોભનો થોભ રાખો લગારે. ૮.
કહો લોભીયાને દયા દીલ ક્યાંથી,
અરેકાર આવે નહિ ઉરમાંથી;
નહિ પાપીયો પેટ પોતાનું ઠારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૯.
કરે લોભથી કારમાં કામ કૂડાં,
રૂદે લોભીયાને રૂચે કેમ રૂડાં;
ડરે ના કહે જો હત્યારો હજારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૦.
ખમે લોભીયો દ્રવ્યની ભીડ ભારી,
ભમે લોભીયો નિત્ય થૈને ભિખારી;
પડ્યા હોય જો લાખ નાણાં પટારે;
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૧.
કહી શુદ્ધ શિક્ષા રૂડા લોક કામે,
દિલે ધારીને નીતિ દલપતરામે;
અનીતિ તજે અંતરેથી ઉતારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૨.

**મનહર છંદ.**

ધુતી ધુતી ધન ન ધરાયો ધને ધૂરત તું,
ધીક તારી ધારણા જે ધન ધર્યું ધૂળમાં;
મતિ રૂપી અમૃત મળેલું મહા મુલ્યવાન,
મચી મચી રેડયું મહા પાપનાજ મૂળમાં;
તાપનો સંતાપ ને સંતાપ શીત સર્વકાંનો,
સહન કરીને દ્રવ્ય સંચ્યું રહી શૂળમાં;
દેહને સદૈવ દુઃખ દીધું દલપત કહે,
દમડી ન તોડી તેં દવામાં કે દુકુળમાં[1]. ૧૩.

**દોહરા.**

મુખથી માગે અલ્પ પણ, મનમાં મોટી આશ;
ડગલો માગે ટેલીયો, ઇચ્છે ધન પંચાસ. ૧૪.
આપેલું પહોચે નહિ, હતા તેહવા ફેર;
પ્રકાશ આપે નિત્ય રવિ, રાતે તોય અંધેર. ૧૫.
ગણે ન પીડા પારકી, સ્વારથ સરતાં લોક;
હરખે સ્ત્રી ચૂડો ધરી, ગણે ન ગજનો શોક. ૧૬.

**સંતોષ વિષે—ભુજંગી છંદ.**

બધા દોષ ને રોષ સંતોષ બાળે,
તથા સુખ દે દેહનાં દુઃખ ટાળે;
નકી તાપ તૃષ્ણાતણો તે નસારે,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૧.
જડી જાણ સંતોષની ખાણ જેને,
ત્રિલોકીતણું તો મળ્યું રાજ તેને;
ખરેખાત લાગે બીજો સ્વાદ ખારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૨.
દીધો દામ દાટી લીધો લાભ શાનો,
મળ્યા લાખનો રાખ જેવાજ માનો;
જુઓ લોભ ઠાલો ઠગેછે ઠગારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૩.
ધરે દેહ તૃષ્ણા મરે કેમ મોટી,
ઘસે હાથ ઇચ્છા ખમે કેમ ખોટી;
કરી કાળ ક્યાંહી ન આવે કિનારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૪.
જનાવારી ગાંઠે નહિ દોષ જેને,
રહેછે રૂપામોરની આશ એને;

[1] દુકુળ—વસ્ત્ર.

થશે લોભ લાંબો જડે જો હજારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૫.
મહા લોભ લાગે મળે દેશ મોટો,
ખરૂં જાણ તૃષ્ણાતણો ખેલ ખોટો;
બહુ જો જડેતો રડેછે બિચારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૬.
ભલા ભૂપ પંડે ગરીબી ગણેછે,
તળે સર્વ તે એક બીજાતણે છે;
વસી વિશ્વમાં વાત તેતો વિચારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૭.
ઘણે લાભ તૃષ્ણા ઘટેલી ન લાગે,
જડે ઘી ઘણું તો ઘણી આગ જાગે;
અરે એમ માની ઉદાસી ઉતારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૮.
રળો ને ખપો ખૂબ ઉદ્યોગ રાખી,
સજો સુખ સંતોષનો સ્વાદ ચાખી;
કદી દીનતા તો ન આપે ઉચારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૯.
દુખી હોય પોતાથકી કોઇ પ્રાણી,
જુઓ એ થકી આપ શ્રીમંત જાણી;
પ્રભુનો પુરો પાડ ધીરેથી ધારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૦.
હતો એક જોડાવિના રાંક જેવો,
વિના પાવ તેણે દિઠો એક તેવો;
કહ્યું આથકી તો ભલો જન્મ મારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૧.
જઇ વિક્રમે પાંડવો દેશ જોયો,
પુછી રિદ્ધિને રાંક થૈ ખૂબરોયો;
ન પામ્યો પ્રભુ હું પુરાં રાજદ્વારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૨.
રહે લોભ તો રાંક થૈને રડેછે,
નકી ડાકણી એક તૃષ્ણા નડેછે;
હરે તાપ સંતોષ ને નીર ઠારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૩.
વસે જો થઇ શુદ્ધ સંતોષ-વાળો,
અરે માનવી ઇંદ્રનો ઓશીયાળો;
નહિ કોઇની તે તમા રાખનારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૪.
ભમે માનવીને ભલી આશ ભાગે,
દિલે દુઃખની જો પુરી લાહ્ય લાગે;
પઢે પાઠ આતો પછી શાંતિ પામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે. ૧૫.

**દોહરા.**

નાશ થાય કે નવ મળે, તેનો તજીયે શોક;
જેનો ઉપાય નવજડે, ફાંફાં તજીયે ફોક. ૧૬.
અંગતણા પણ અંશ નિત, વધે ઘટે એ ખેલ;
અંગ રહ્યું તે આપણું, ગયો અંગનો મેલ. ૧૭.
સૌથી સરસ સંતોષ છે, હરવા કેરૂં હામ;
રાખો રૂડી રીતથી, દિલમાં દલપતરામ. ૧૮.

**વ્યભિચારી વિષે—ગીતિવૃત.**

નિજ નારી વીસારી, પરનારી પર નજર કુનર થાપે
તજી નિજ દરનાં દાણા, મુષક સરપનો કરંડિયો કાપે.૧

**દોહરો.**

ચોરી જૂઠ ગુનાહ વળી, અધર્મ ને અન્યાય;
વિવિધ દોષ વ્યભિચારના, કુકર્મમાં કહેવાય. ૨.
લાજ ઘટે સૌ લોકમાં, શત્રુતા શિર થાય;
અકાળ મૃત્યુ ઉપજે, જીવ કદાપિ જાય. ૩.
કરે કોપ સ્નેહી સગાં, કરે કોપ નર નાર;
કરે કોપ પૃથ્વીપતિ, કરે કોપ કરતાર. ૪.
ઉત્તમ બુદ્ધિ ન ઉપજે, સુજે ન ઉદ્યમ સાર;
ગર્થ ગુમાવે ગાંઠનો, જાર કરમ કરનાર. ૫.
કૂપ પડી મરવું ભલું, પીવું ભલું વિષ પાન;
અનેક દુઃખની આપદા, નહિ વ્યભિચારી સમાન. ૬.
નામ બુડાડે બાપનું, કુળમાં ધરે કલંક;
ટળે ન કદીયે ટાળતાં, એ લાંછનનો અંક. ૭.
નાક કપાયું તે કદી, ફરી ન સાજું થાય;
લાંછન લાગ્યું તે કદી, જારતણું નહિ જાય. ૮.
નાક કપાયું તે ફરી, તેવું ન બને તાત;
ડાઘ જાય નહિ જારનો, પડી પટોળે ભાત. ૯.
માણસમાં ઉજળે મુખે, બોલી શકાય ન બોલ;
વ્યભિચારીનો વિશ્વમાં, તરણા તુલ્યે તોલ. ૧૦
હોય રાય કે રંક પણ, નિશ્ચે બહુ નિંદાય;
શ્વાન તુલ્ય સૌકો ગણે, જીવતો પ્રેત જણાય. ૧૧
શાણા જન સંસારમાં, કરે ન એવું કામ;

કરનારો કહીંયે નહિ, ડાહ્યા દલપતરામ. ૧૨.
જાર મનુષ્યના જશ વિષે, ઉઠે મોટી આગ;
ઉંધી બુદ્ધિ ઉપજે, ભુંડાં તેના ભાગ્ય. ૧૩.
તેવા જનનો સૌ તજે, વિશ્વ વિષે વિશ્વાસ;
નિશ્ચે અંતે નરકમાં, વસે જઈને વાસ. ૧૪.
જૂઠું બોલી જાર જન, સહસ્રધા સમ ખાય;
ચામ ચોરી ચરચાઈને, જરૂર જાહેર થાય. ૧૫.
નિર્લજ, લુચ્ચો, ચોર, ઠગ, નીચ કામ કરનાર;
પામે પદવી એટલી, જે જન જગમાં જાર. ૧૬.
નર તન ઘીનો ગાડવો, અબળા અગ્નિ ઝાળ;
અતિ સંગતથી ઓગળે, એજ અસલનો ઢાળ. ૧૭.
સદ્‌ગુણ સઘળા હોય પણ, ચિત ચાહે વ્યભિચાર;
જશ નવ પામે જગતમાં, કરે લોક ધિક્કાર. ૧૮.
પરોપકાર ઘણા કરી, મોટું પામે માન;
પણ જો જાર કરમ કરે, નકી ઠરે નાદાન. ૧૯.
ધિક તેની ચતુરાઈને, ધિક તેની વિદ્યાય;
ધિક તેના ગુણ સર્વ જે, વ્યભિચારી કહેવાય. ૨૦.
બહુ પામે ધિક્કાર તે, જાર મનુષ્યની માત;
હોત રહી જો વાંઝણી, સદ્‌ભાગી કહેવાત. ૨૧.
કુળ અજવાળા કારણે, માગેછે, સૌ પુત્ર;
જાર–પુત્ર જો જનમિયો, સળગ્યું તે ઘરસુત્ર. ૨૨.
જાર મનુષ્યનું જીવતર, ધૂળધાણી કહેવાય;
તે કરતાં તો તે ભલું, જો તન છુટી જાય. ૨૩.
જાણે મનમાં જાર જે, નથી જાણતું કોય;
લંપટને લજ્જા નહિ, તરછોડે જન તોય. ૨૪.
પછવાડે પાપી કહી, પાડે જન પરતાળ;
સદ્‌ગુણ હોય સહસ્રધા, ગુણ બદલે દે ગાળ. ૨૫.
ઉત્તમ જન તો એહની, સોબતથી શરમાય;
કોઈ કદી પણ તેહને, ધારે નહિ ઘરમાંય. ૨૬.
વ્યર્થ ગણાયે વિશ્વમાં, એવાનો અવતાર;
મુઆ પછી પણ મુલકમાં, અપજશ રહે અપાર. ૨૭.
પછી કદી પસ્તાઈને, અવગુણ છાંડે એહ;
તોપણ જીવે ત્યાં લગી, ટળે ન તોમત તેહ. ૨૮.
પાછળથી પસ્તાય પણ, અંતે નહિ ઉપાય;
પડી પરોજે ભાત તે, જીર્ણ થતાં નવ જાય. ૨૯.

## ઈંદ્રવિજય છંદ.

જે જન જારી કરી જગમાં, નિજ આબરૂ આપ કરે ધૂળધાણી;
તે પછીથી પસ્તાઈ પુરો કદી, જારી થકી ડરતો રહે જાણી;
તો પણ તેતણી ટાળી ટળે નહિ, જે અપકીર્તિ જરૂર જણાણી;
કોટિઉપાય કરે દલપત, પછી ન ચડે કદી મોતીનું પાણી. ૩૦

## દોહરા.

અણભાવ્યું સંભારતાં, ઉપજે ઉલટી જેમ;
વરણવતાં વ્યભિચાર[1], પણ ત્રાસે મુજ મન તેમ. ૩૧.
શોભા માટે નથી સજ્યાં, એમ વિચારો ઉર;
સ્ત્રી ઝાંઝર ગજ ઘંટછે, દેખી ખસવા દૂર. ૩૨.
જરે મરે પણ નહિ ડરે, થતાં અંગનો ભંગ;
મોહવડે ઉપર પડે, દીપક દેખી પતંગ. ૩૩.
જે ચેતી ચાલે નહિ, ઠાલી ઠોકર ખાય;
પછી તે સજ્જન પાંચમાં, ઉચ્ચરતાં શરમાય. ૩૪.

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

રે રૂડી ઘડીયાળ હાલ તુજનો, ઘાંટો દિસેછે ઘટયો;
સાચી વાત સુણાવઆવ સઘળી, જે શબ્દ શાથી મટયો;
મારા મિત્ર પવિત્ર વિપ્ર તુજને, વાર્તા કહું શી કથી;
ઠાલી ઠોકર ખાધી તેથી ઠણકો, થાતો નથી ઠીકથી. ૩૫.

## અદેખા વિષે.—દોહરા.

વણ પાવકથી પરજળે, અદેખાતણું ઉર;
અન્યતણી ઉત્કૃષ્ટતા, જોઈ ન શકે જરૂર. ૧.
શકે નહિ ગુણ મેળવી, રાખે હૃદયે રોષ;
અકળાઈ પર ઉપરે, મિથ્યા મૂકે દોષ. ૨.
દિલમાં પ્રભુથી નવ ડરે, વિશેષ રાખે વેર;
અંતે તે હલકો પડે, ઝાઝું રાખી ઝેર. ૩.
આંચ ન આવે સાચને, બળે અદેખો આપ;
નિશ્ચે કોઈ સમે નડે, તેને તેનું પાપ. ૪.
અદેખાતણી આંખમાં, કમળા કેરો રોગ;
પીળું દેખે પર વિશે, રોગતણે સંજોગ. ૫.
પડતી ઇચ્છે પરતણી, ચડતી આપ ચહાય;
પણ પાપી શું કરી શકે, ધાર્યું ધણીનું થાય. ૬.
પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય;
પથરા દેકે પાપી તે, ફૂલ થઈ દેખાય. ૭.
ઇચ્છે જેવું અવરનું, એવું આપનું થાય;
નહિ માનો તો કરી જુઓ, જોયી તુરત જણાય. ૮.

---

1 એક સરદારે પરકીયા નાયકાવિષે એક કવિત રચવાનું મને કહ્યું ત્યારે મેં આ દોહરો તેને કહ્યો હતો.

પરંતું બીગાડતાં પડે, જોખમ આપ જરૂર;
પ્રજાળતાં "શિવપુત્ર[1]"ને, પ્રજળ્યું લંકાપૂર. ૯.
તદબીરે તરકટ કરી, પરડે તોમત પાંચ;
પણ સૌ જાણો સાચને, કદી ન આવે આંચ. ૧૦.
જોર વિના સન્મુખ રહી, જે રવિના સન્મૂખ;
રહીં ઉભો રજ નાંખશે, પડે પંડને મૂખ. ૧૧.
કર્તારે કોકિલતણો, રચ્યો મધુર શુભ રાગ;
અદેખાઇ ઉરમાં ધરે, કોકિલ ઉપર કાગ. ૧૨.

**કવિત. ચંદ્રગ્રહણ વિશે-પૃથ્વીપ્રતિ ઉક્તિ.**

ભાનુતણી પ્રભા, ભૂમિ તુજપર ચંદ્રપર,
પડતી હતી, હતી રીતિ તે કૈક કાળની;
ઈંદુ પ્રભા પામી તને, આપતો ઉજેશ લેશ,
તેં વિશેષ લોભે ગતિ કીધી ખોટા ખ્યાલની;
તેં જાણ્યું જે વચ્ચે પડી પામું હું બધો પ્રકાશ,
ચાલી દલપત ચાલ, ચાડીયાની ચાલની;
ઈંદુમાં અંધારૂં થતાં, તુજમાં અંધારૂં થયું,
ચેતી લે અચળા ચૂક, તે તારી કુચાલની. ૧૩.

---

## વાદવદવા વિષે તથા પક્ષપાત વિષે.

### દોહરા.

સરસ ચિત્ત ચરચાવિષે, સંપ તથા સંતોષ;
દ્વેષ બુદ્ધિ ચરચા વિશે, ક્લેશ વૈર ને રોષ. ૧.
કરીયે ચર્ચા જ્ઞાનની, અતિ ઉમંગ ધરી ઉર;
પકડે રૂપ લડાઇનું, દેખી ખશીયે દૂર. ૨.
માન તજીને માનીયે, ભલે પ્રકારે ભૂલ;
તો સીધો રસ્તો જડે, ફોગટ તજીયે ફુલ. ૩.
અસત્ય ભાષણ ઇરશા, નિર્દયતા દિલ રોષ;
દુર્વક્તાદિ દુરાગ્રહે, દિસે ઘણેરા દોષ. ૪.
આપ આપની સ્થિતિ તરફ, તાણુ ખેંચતું તાન;
શિયાળ તાણે શીમભણી, વસ્તી સન્મુખ શ્વાન. ૫.
વાદીથી ડરી વેગળા, ઉભા રહીયે આપ;
વાદી આગળ હોયછે, ક્રોધી કાળો સાપ. ૬.
કદી કરવો નહિ કોઇએ, વાદીનો વિશ્વાસ;
સંભળાવીને મધુર સ્વર, પકડે નાંખી પાસ. ૭.
જે વાદીના જોડીયા, ઝેરી જાતે હોય;
તે વાદી સાથે સજન, વાદ ન કરશો કોય. ૮.
માને તેને મુખથકી, દઇએ શુભ ઉપદેશ;
નહિ માને તો તે વિષે, દિલ નહિ ધરીયે દ્વેષ. ૯.

### મનહર છંદ.

પેમાને ફેમો પુછે છે પૃથિવીમાં પ્રતિવર્ષ,
મેહ ઝડી માંડેછે ચોમાસે માસ ચાર જે;
એક મેહ હશે કે જરૂર હશે જુજુઆ તે,
પેમો કહે એકજ છે એકજ પ્રકાર જે;
ફેમો કહે તારે કહે એકજ મનાય કેમ,
જોશીઓએ જુજુઆ બતાવેલાછે બાર જે;
કહે પેમો તારી સાથે કરે કોણ માથાકુટ,
જા ફેમા તે જુજુઆ છે તું તો તારે ધારજે. ૧૦.

### વિરોધાભાસ.

વાદ વાદવાથકી વિરોધ ક્રોધ વધી જાય,
વાદ વાદવામાં કશો કાર નથી કદીએ;
વાદ વદી વેરો કરી વિત્ત નહિ વાવરીએ,
વાદ વદી સામે પૂર પડીએ ન નદીએ;
વાદ વદી જમણ ન જમીએ જરા વિશેષ,
વાદ વદી લડીએ ન ગડદા ગડદીએ;
વાદ વદવામાં કોટિ કષ્ટ દલપત કહે,
નિશ્ચિંત નઠારાથી નઠારો વાદ વદીએ[1]. ૧૧.
હુંકારા ટુંકારા કરી બોલે જ્યાં નઠારા બોલ,
ભાળી એવા ભુંડા લોક ભય પામી ભાગીએ;
દ્વેષ કે કલેશનો પ્રવેશ લેશ દેખીએ તો,
કરીને નિકાલ તતકાળ તેને ત્યાગીએ;
છેક જ્યાં વિવેકહીન ત્યાં થકી તો છુટવાને,
લાખ વાર તેને વળી વળી પગે લાગીએ;
કહે દલપત માફ મગાવે જે ચાર વાર,
ચાર વાર શું હજાર વાર માફ માગીએ. ૧૨.

### દુમિલા છંદ.

શુણરે નટ શુદ્ધ શિખામણ સારી, કૃપાથી તને સમજાવુંકથી;
શિર સાત ઘડા ધરી બાળક બે લઈ, દોર ચડી ઉતર્યો દુઃખથી;
કરી ક્રોડ કળા દલપત કહે, ખુબ ખેલ કરીશ મરીશ મથી;
ન બહુ કથવા નિરધાર કર્યો,નર તે તુજને બદનાર નથી. ૧૩.

---

[1] શિવ પુત્ર—હનુમાન.

[1] એવો અર્થ જણાય છે કે નઠારા સાથે નઠારો વાદ વદીએ પણ ખરો અર્થ એછેકે વાદને નઠારાથી નઠારો કહીએ.

### ઉપજાતિ વૃત્ત.

વાચાળજે વાદ વૃથાજ થાપે, તથાપિ તે સત્ય કરીજ આપે;
ભરી સભામાં શત વાર ભૂલે, તથાપિ જીભે કદીના કબૂલે. ૧૪.
વાચાળ શું હોઠ કદી ન સીવે, જાદૂગરોથી ખળ બાંધી બીવે;
સુજેનતેનાસઘળા શિરસ્તા, વિચિત્રતેનાછળનીવ્યવસ્થા. ૧૫.

### સોરઠો.

જેને જેવું ભાન, તે સમજે તે વાતમાં;
અચરજ ધરે અજાણ, માનેનહિ મનાવતાં. ૧૬.

### માલિની વૃત્ત.

અણસમજુ જનોના સંશયો સદ્ય છૂટે;
પણ સમજુ જનોના સંશયો તો ન ખૂટે;
સરળ મન જનોની ભાગતાં ઊંઘ ભાગે;
કુટિલ જન કદાપિ જાગતા તે ન જાગે. ૧૭.

### દોહરા.

શુણવા ઇચ્છે તેહને, કહીંયે આપ વિચાર;
હઠ પકડે તો તે પછી, તજી દૈયે તકરાર. ૧૮.
હઠ પકડે જે હોય શઠ, તે સમજે પણ તોય;
હોઠે કદી ન હાભણે, હૈયામાં હા હોય. ૧૯.
મમતી જન માને નહિ, ભલે કરેલી ભૂલ;
હૈડું તેનું હા કહે, કરે ન જીભ કબૂલ. ૨૦.
મૂરખ જીવ જતાં લગી, છોડે નહિ છંછેડ;
મંકોડા મૂકે નહિ, બચકું તૂટે કેડ. ૨૧.

---

## પક્ષપાત વિષે.

### દોહરા.

પરપક્ષીના સદગુણો, નિજ પક્ષીના દોષ;
ડુંગર સમ દેખાય નહિ, એ મોટો અફસોસ. ૨૨.
સરસપણું સમજાય નહિ, જો પરપક્ષ જણાય;
સરસ રસોઈ શુદ્રની, દેખી ન દ્વિજ લોભાય. ૨૩.
ખાંતે બાજી ખેલતાં, બોલે પક્ષે બોલ;
કરશે કેવા ન્યાય તે, તેનો કરીંયે તોલ. ૨૪.

### ઇંદ્રવિજયછંદ.

ભાળીંયે ભૂતને ભાંગ વિભૂતિજ, આસન તે વૃષભાસનનું છે;
જ્યાં પરપત્નીની વિદારનું વર્ણન, ગાયન તે ગરૂડાસનનું છે;
મૂરતિ લીંગજ્ણિદેખિને મંદિર, જાણવું જે જિન શાસનનું છે;
જ્યાંપક્ષપાત પુરો દલપત્ત, વડું સ્થળ વાદવિલાસનનું છે. ૨૫.

### ક્રોધવિષે—ઇંદ્રવિજય છંદ.

ક્રોધ કરે ચિત્તમાંહિ ચડાઇ, લડાઇ ન ધારીં શકેજ ઉધારે;
વ્યર્થ સમર્થથીં વેર વધારીં, અનર્થ કરે, નહિ અર્થ સુધારે;
પાપ અને પરિતાપ અમાપ પ્રકાશીં, કરી પછીઆપપધારે;
ક્રોધ કુબોધ કરે દલપત્ત, કરે વળી ક્રોધ વિરોધ વધારે. ૧.

### દોહરા.

કદીં તેને હણીંયે નહિ, જો રીસ બહુ ચડીં જાય;
મારીને રોવું પડે, પસ્તાવો પછીં થાય. ૨.
દીશ ન સૂજે રીસમાં, નહિ સૂજે દિનનીશ;
ડર વિસરે જગ દીશનો, ચડે હૃદયમાં રીસ. ૩.
ક્રોધી નૃપને દૂરથી, કરીંયે સદા પ્રણામ;
જે અડકે જઇ અગ્નિને, દાઝે દલપતરામ. ૪.
ક્રૂર સ્વભાવિકનું કદી, મોત કમોતે થાય;
વાઘ અજાડીમાં પડયો, કોણ કાઢવા જાય. ૫.
ક્રોધી પાસે કીજીંયે, વિચારીંને વિશ્રામ;
બાવળીંયા તળ બેશીંયે, ડરતા દલપતરામ. ૬.
ક્રોધી જનને આશરે, કરીંયે નહિ વિશ્રામ;
જ્યાં બાવળ ને બોરડી, રહો ન દલપતરામ. ૭.
ખળ સંગે સજ્જનતણું, ફરે સ્વભાવિક અંગ;
પાણી પણ ઉનું બળે, પડતાં તાપ પ્રસંગ. ૮.
જ્યાર્થ ઘાટ જણાયતો, રદે ન ધરશો રોષ;
વક્રપણુ નિજ વદનમાં, દર્પણનો શો દોષ. ૯.
જો આવે મન આંબળો, સાલસ જુલમી જણાય;
રૂ જેવું પોચું નથી, વળથી ફાંશી થાય. ૧૦.
પ્રતાપ પામી જે તપ્યો, વિનયે શાંતિ ધરે ન;
ચઢતે દિન પથ્થર તપ્યા, નમતે તરત ઠરે ન. ૧૧.
મગજ જેહનું પવન વશ, તેનો શો વિશ્વાસ;
પવન કદી વૃષ્ટિ કરે, કદીં વૃષ્ટિનો નાશ. ૧૨.
ગંભીર મન આકાશમાં, પવન કહે જો કોય;
જેમ જુઓ ઊંચે[1] સ્થળે, પવન પાતળો હોય. ૧૩.
પતંગ પામર પ્રાણીંને, સંગ સમિર[2] ખરાબ;
દોરી જાય જહાં સુધી, ત્યાં સુધી ને જાય. ૧૪.
ચડે જે સમે જોસમાં, તે શું ન કરીંયે તાણ;
શિખ દેતાં સીંગારીંને, મેનાના ગત પ્રાણ. ૧૫.

---

૧ ઊંચે—જેમ જેમ ઉંચી પદવી મળે તેમ તેમ મગજમાં પવન સુજન થોડો રાખે.

૨ સમીર—પવન.

યોગ્યરીતે ઉપયોગથી, દુર્ગુણ પણ વખણાય;
કરીયે ક્રોધ અસત્યપર, તો તે ગુણ કહેવાય. ૧૬.
છેક તીવ્રતા જે તજે, નરમાં તે ન ગણાય;
શશિ શીતળ શામાતણા, વદનતુલ્ય વખણાય. ૧૭.
રસ બસ શીતળ વચનમાં, ક્રોધી કથ રખાય;
ફાસફરસ જળમાં રહે, નહિતો ભડકો થાય. ૧૮.
નરમ ગરમ મળીને નિભે, નિભે ન સરખાં બેય;
રહે રાખમાં દેવતા, દારૂમાં ન રહેય. ૧૯.
ધરસૂતરમાં ઘુંચવણ, આંટી ઘુંટી અનંત;
ધીરજથી ધાગો નિભે, તાતો તોડે તંત. ૨૦.
પૂર્ણ થયે ઘટ પાપનો, રૂઠે હરિજન સાથ;
આવરદા આવી રહે, અહિ[1] મુખ ઘાલે હાથ. ૨૧.

### ક્ષમા વિષે—મનહર છંદ.

અવનીના જેવી ક્ષમા રાખવાનો ઉપદેશ;
સારા જનોને સદૈવ શાસ્ત્રકારો કરેછે;
છેદન તાડન સહે લુટી લેતાં ના ન કહે,
દુષણ ધરે તથાપિ ધીરજ છે ધરેછે;
તે તો બધું ખરૂં પણ તાપ દીધે તપી જાય,
એટલી ખામી તો ક્ષીતિની ક્ષમામાં દરેછે;
તાપ[2] દીધે તપે નહિ કહે દલપતરામ,
ક્ષમા ધર જન એવી ક્ષમા ધરી ફરેછે. ૧.

### દોહરા.

ગાળ સહન કરીયે સદા, ગાળે ગુમડ ન થાય;
જે ગમાર જન ગાળ દે, મુખ તેનું ગંધાય. ૨.
વણ સમજૂ વાવાદમાં, હુજત કરે મતિ હીણ;
દેશ દેશનો શિરસ્તો, પૂછી થવું પ્રવીણ. ૩.

### મનહર છંદ.

માંડવીઆ મુઠીએ મુઠીએ મીઠું[3] મારે ત્યારે,
ધીરજ કરીને આડી ઢાલ એક ધારીએ;
ટુંકારા હુંકારા કરી કૈક તિરસ્કાર કરે,
ગમે તેવી ગાળો દે તે ઉરમાં ઉતારીએ;
કૈક આવી પટ ફાડે, કૈક આવી હેલા પાડે,
કૈકતો દેખાડે ડર હિમત ન હારીએ;
કહે દલપતરામ તોરણ જવાને ઠામ,
તોરણનું ધોરણ આ શાણા થૈ સંભારીએ. ૪.

### દોહરા.

સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સહનતા, દુરજન તજે ન વેર. ૫.
કહે નપુંસક પુંશ્ચલી, બુધ ન કરે વ્યભિચાર;
ક્ષમા ક્ષમાધર નવ તજે, હાર્યો કહે હજાર. ૬.
હાર વિષે ગુણ હોયછે, શીતળ સુવાસદાર;
મળતાં શોભા માનજે, હઠીલા જનથી હાર. ૭

### ઉપજાતિ વૃત્ત.

ખરેખરૂં જે સુખ છે ક્ષમામાં, રહ્યું નથી તે સઘળું રમામાં;
રે ઝેર કેરી ભગિની રમાછે, સુધર્મની પત્ની ખરી ક્ષમાછે. ૮.
ક્ષમાથી શત્રુની ફજેતી થાશે, જો આપણું સત્યપણું જણાશે;
ક્ષમાથી થાશે જશઠામ ઠામે, દિલે વિચાર્યું દલપતરામે. ૯.

### દોહરો.

સમર્થ થૈ રાખે ક્ષમા, જુવાન જીતે કામ;
એજ અધિક વખણાયછે, દાખે દલપતરામ. ૧૦.

---

## કોઇનું ભલું કરવાથી પ્રભુ રીઝે છે તે વિષે.

### દોહરા.

કરીયે સારૂં કોઇનું, એજ ધર્મનું કર્મ;
બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ. ૧.
તે માટે મનમાં તમે, કરજો પ્રથમ વિચાર.
આ કરવાથી કેટલો, થાશે પરોપકાર. ૨.

### હરિગીત છંદ.

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો ધર્મ જાણીને ધસ્યો;
વૈરાગ્યથી વસ્તી તજીને વનવિષે જૈને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી પેટ ભીખીને ભર્યું;
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૩.
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું ચાહી ગોમય ચોળીને;
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન કીધ ઘોળી ઘોળીને;
આહાર એકજ વાર કરવો એવું વ્રત તેં આચર્યું;
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૪.
તેં હોમ હવન ઘણા કર્યા ઘી હવનમાં હોમ્યાં ઘણાં;

---

૧ અહિ—સાપ.
૨ તાપ—ધમકી.
૩ એક પ્રાંતમાં એવો ચાલ છેકે વરતોરણ છબવા આવે ત્યારે માંડવીઆ મીઠાના ગાંગડા તેને મારેછે, અને ઝાલાવાડમાં વરનાં લૂગડાં ફાડેછે.

તેં ચાલતી નદીને ચઢાવ્યાં, દૂધ દહીં ગાયોતણાં;
બહુ વર્ષ સુખ સુનિવૃત થયું તે ઠીક તુજ મનમાં ઠર્યું;
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૫.
તેં નવ નવાં નૈવદ કરીને તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસ ને એકાસણાં કરી દેહને બહુ તેં દમ્યો;
ખાડો ખણીને દાટીયું જે અન્ન જમતાં ઉગર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૬.
તેં પ્રાર્થના પ્રભુની કરી મુખ વિવિધ વચન ઉચ્ચારીને;
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા નિત નિત્ય નિયમો ધારીને;
ગદ્ગદ્ સ્વરે ગુણગાન કરતાં આંખથી આંસું ઝર્યું;
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું! ૭.
ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહીં રજમાત્ર તે;
પણ ભક્તિ પરઉપકાર સાથે થાય પ્રભુપ્રિયપાત્ર તે;
તેં વગર વાદ વિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઇશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૮.

### દોહરો.

સારૂં કોનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૯.

## કુળદીપક વિષે.

### દોહરો.

સ્નેહી, ગુણી, સુપાત્રતા, કરે પ્રકાશક કામ;
જ્યોતિ જગમગે જશ તણી, નરકુળદીપક નામ. ૧.

### કવિત.

[1]સ્નેહ તો ઘટાડે નહીં મેંશ તો લગાડે નહીં,
[2]પાત્રને તપાડે નહીં પોતે તપી તનમાં;
[3]ગુણને ન ન્યુન કરે, પૂઠે ન અંધારૂં ધરે,
પ્રાણને ન પરહરે ભરાઇ પવનમાં;
જયશ રૂપી જ્યોતિ જેની જામિની ને દિન ઘટે,
જેને સંગે કોઇ દાઝી મુઝાય ન મનમાં;
દાખે દલપતરામ, દીસે એવા કોઈ ઠામ,
કુળના દીપક ભાગ્યશાળીના ભવનમાં. ૨.

### પ્રભુના આપ્યા વિના કંઇ પમાય નહિ.

### દુમિલા છંદ.

નિજ દેશ તજી પરદેશ વસે, વળી ક્લેશ વિશેષ હમેશ સહે;
ગુણ સંગ સદા અણભંગ સજે, રળવા અતિ અંગ ઉમંગ રહે;
અણભીત થઇ નર નિસ ભમે, નિજ ચિત્ત વિષે અતિ વિત્ત ચહે;
પ્રભુદત્ત વિના પણ વિત્ત મળે, નહિ સત્ય ગિરા દલપત્ત કહે. ૩.

---

## પ્રજાપ્રતે રાજાના ધર્મ.

### મનહર.

રક્ષણ કરીને વિદ્યા વિચક્ષણ કરે વળી,
લક્ષણ સુધારી અપલક્ષણ મટાડે છે;
શીખવી ઉદ્યોગ સદા સુખનો સંજોગ સજે,
અંગમાંથી આળસના અંશને ઉડાડે છે;
ચિત્તમાં ખચીત હિતચિંતન હમેશાં કરે;
શત્રુસામે સજ્જ થઇ શત્રુને નસાડે છે;
પિતા જેમ પુત્રને પમાડેછે પરમસુખ,
પ્રજાપતિ તેમ સુખ પ્રજાને પમાડે છે. ૧.
ઉપયોગી વિદ્યાનો જે અધિક અભ્યાસ કરે,
તે જનને તો અધિક ઉત્તેજન આપવું;
અનેક પ્રકારની કળા કુશળતા શીખ્યાનું,
જનહિતકાજ જૂદું જૂદું ખાતું થાપવું;
અતિ ઉપયોગી ગદ્ય પદ્યના રચાવી ગ્રંથ,
જ્ઞાનદાન દઇને અજ્ઞાન કષ્ટ કાપવું;
ભૂરી ચાલવાળાને બૂરાઇ સમ સજા કીજે,
સારી ચાલવાળાને તો કદી ન સંતાપવું. ૨.

### દોહરા.

પુસ્તકશાળા પ્રૌઢ સજી, સજે સંગ્રહસ્થાન;
પ્રજા જનોમાં જે થકી, વધે વિશેષે જ્ઞાન. ૩.

---

## ઉદ્યોગ.

### દોહરો.

વિશેષ વિદ્વાનો મળી, વિધ વિધ કરે વિચાર;
અધિપતિના આશ્રયવડે, ઉપજે દ્રવ્ય અપાર. ૧.
કારીગરી અનેકધા, શિખવે શીખવનાર;
તો એવા ઉદ્યોગથી, ઉપજે દ્રવ્ય અપાર. ૨.
જે શાળા ઉદ્યોગની, ચાલે ઠારો ઠાર;
ગરીબ ગુજારો કરે, ઉપજે દ્રવ્ય અપાર. ૩.
દેશ તથા પરદેશના, કુશળ કરે વેપાર;
સાચે સાંચા વડે તો ઉપજે દ્રવ્ય અપાર ૪.

---

૧ સ્નેહ—પ્રેમતેલ, ૨ પાત્ર—લાયકજન—કોડીયું.
૩ ગુણ—સદ્ગુણ—દીવેટ.

નિરૂધમી નર નારિયો, આવે વર્ણ અઢાર;
કોડે કામ કરે સહુ, ઉપજે દ્રવ્ય અપાર. ૫.
લુહારને સુતારનું કોઈ કામ કુંભાર;
કોઇક કડીયાનું કરે, ઉપજે દ્રવ્ય અપાર. ૬.
રસ્તાની બે બાજુએ, તરૂ કરીએ તૈયાર;
તો તેવાં તરૂવરથકી, ઉપજે દ્રવ્ય અપાર. ૭.
સરિતા સરોવરો તટે, વાવે તરૂ આ વાર;
તો તેવાં તરૂવર થકી, ઉપજે દ્રવ અપાર. ૮.
કામ કરે જો લાંખ જન, લઇને અલ્પ પગાર;
ઉપરની અક્કલ થકી, ઉપજે દ્રવ્ય અપાર. ૯.
જો સાધારણ ઘર કરે, ઘણાં શહેર મોઝાર;
તો તેના ભાડાંતણું, ઉપજે દ્રવ્ય અપાર. ૧૦
માગે કોઇ મનુષ્ય જો, મજુર કામ કરનાર;
તો તેમાંથી મોકલે ઉપજે દ્રવ્ય અપાર. ૧૧.
જડે ન ધંધો જેહને, એનો એ આધાર;
ઉપરીને પણ એ થકી, ઉપજે દ્રવ્ય અપાર. ૧૨.

---

અધિપતિ એ ઉસ્કેરીને, કરવાં એવાં કામ;
દુખી પ્રજા જનનાં દુખો, તેથી ટળે તમામ. ૧૩.

## ઉદ્યોગદા મંડળી વિષે લાવણી.

"નરસૈ મેતો ભગત બ્રાહ્મણ જૂનાગઢના
રહેવાશી" એ રાગ.

એક મંડળી એવી સ્થાપો જ્યાં સૌને ઉદ્યોગ જડે. ટેક.
ભૂખે મરતા ભીખે ભમતા, પીડાના પોકાર કરે;
ભૂખે મરીએ ભૂખે મરીએ. એમ કરે ઉચ્ચાર અરે;
કાજ ન સુજે લાજ ન મૂકે, તેહ રહ્યા ઘર માંહિ રડે;
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૧.
ઘણા જનો નિજ ઘાત કરેછે, અન્ન વિના અકળાઇને,
કોઇ મરે ઉપવાસ કરીને, કોઇ મરે વિખ ખાઇને;
ભાગ્યહીણા ભીખારી થઇને, બહુ દુઃખથી મુખથી બબડે;
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૨.
સરજૂ ગંગા સિંધુને તટ, તાપી રેવાને તીરે;
રસદાયક તરૂઓ રોપાવો, સીંચાવો નદીનાં નીરે;
જવ ડાંગર જેવાં વવરાવો, પટ જ્યારે ખુટતાજ પડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૩.
શાક બટાટા સૂરણ વાવો, ઉપજાવો ખોરાક અતિ,
જળને પાડે અન્ન જડે ને, રહે ન ખામી એક રતી,
નરને કે નારિને નિશ્ચે, ભૂજતણું નહિ દુઃખ નડે,
એક મંડળી એવી સ્થાપો. જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૪.
કોડો માણસ કામે લાગે, તોપણ ખુટે કામ નહીં,
એવા તો ઉદ્યમ ઉપજાવો, શાણા જન સજિ બુદ્ધિ સહી;
વિશેષ ઉપજે અન્ન અને ફળ, વિશેષ જનનાં જુથ વડે
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૫.
પર્વત ખોદી ખેતર કરશે, માણસ જે મંઝા રહેશે,
ખારા પટમાં ખાતર નાંખી, અનાજ ઉપજાવી દેશે;
પૃથવી પણ પડતર છે પુષ્કળ, નિહાળતાં નજરેજ ચડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૬.
પશુઓના પૈસા ઉપજે છે, પોપટ મેના મોર પળે,
અતિશે એતો વાત શરમની, માણસને ન અહાર મળે;
નિરૂધમી નિર્માલ્ય થઇને, રાત દિવસ રોતાં રખડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૭.
પ્રસિદ્ધ એમ કરો પુરપુરમાં, જડે નહીં ઉદ્યમ જેને,
તે ઉદ્યમ માગો અમ આગળ, અન્ન વસ્ત્ર દેશું એને;
પછી વિશેષ પગાર મળે તો, સાં જાજો નહિ કોઇ લડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૮.
ખાણો લોઢાની ખોદાવો, ખાણ કોયલાની ખાસી,
કાચ તણા સામાન કરાવો, સમજુ સ્વદેશના વાસી;
હુનરવિષે હુશિયાર કરો જન, ઘાટ અનેક પ્રકાર ઘડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૯.
એ મંડળીને પણ એમાંથી લાખો ધનનો લાભ થશે,
કામ પુરા પરમારથનું છે, ભૂખમરાનું દુઃખ જશે;
સહાયતા શ્રી હરિની માગો, તોએ કામ નહીંજ અડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૧૦.
અંગ ભગાવી એદે ઉદ્યમ, કરવા જોગ્ય જણાય નહીં,
તેવા પામર જનને પાળો, નસે નિરાશ્રિત સ્થાન રહી;
માગે ભીખ મફતનું ખાવા, તો પોલીસ તેને પકડે,
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૧૧.
એક પિતાની પ્રજા આપણે, એક કુટુંબી સૌ છઇએ,
ભૂખ્યાં ભટકે ભાંડુ આપણાં, કેમ કઠોર દિસે થઇએ;
દલપતરામ કહે દિલ દાઝે, ધીરજ કેમ રખાય ઘડે.
એક મંડળી એવી સ્થાપો, જ્યાં સૌને ઉદ્યોગ જડે. ૧૨.

## વિજય[1] ક્ષમા.—દોહરો.

પ્રભુ તુજ પરમ કૃપાતણું, દિન દિન દે મુજ દાન;
ભાવ ભલે તુજને ભજું, ભય ભંજન ભગવાન. ૧.

### મોતીદામ છંદ.

ભજું ભય ભંજન શ્રીભગવાન,
તજું અતિ અંતરથી અભિમાન;
સજું મનમાં રચી મેરૂ સમાન,
ગજું નથી તોય કરૂં ગુણગાન. ૨.
જમાવી પ્રભૂ પદ પૂરણ પ્રીત,
નમાવી વળી નિજ મસ્તક નિત્ય;
ક્ષમાવી ગુના કહું ખૂબ ખચિત,
શમાવીજ ઘો દુખ શોક સહિત. ૩.
વડા ઇશ છો જન અંતર જાણ,
વડા ઇતબારતણી ખરી ખાણ;
વડાઇ વદે વળી વેદ પુરાણ,
વડા ઇતિહાસ વિષે સુવખાણ. ૪.
કરેલ તમે સગળાં શુભ કામ,
ભરેલ તમે જળસિંધુ તમામ;
ઠરેલ તમે સઘળે પણ ઠામ,
ધરેલ તમે નિજ અવ્યય[2] ધામ. ૫.
પુરાતનમાં પણ તૂંજ પ્રસિદ્ધ,
પુરા તનમાં પણ તૂંજ પ્રસિદ્ધ;
પુરા તનમાંપણ તૂંજ પ્રસિદ્ધ,
પુરાતનમાં પણ તૂંજ પ્રસિદ્ધ. ૬.
કરો કરી સંપુટ હું કહૂં આજ,
કરો કરૂણા કરીને મુજકાજ;
કરોધ કુસંગ કુમારગ સાજ,
કરોડ પ્રકાર કરે નહિ રાજ. ૭.
કુમારજ હું પ્રભુ તું મુજ તાત,
કુમારગ જૈ કરી મેં કુડી વાત;
કુમારગી થાય કદી તનું[1] જાત,
કુમા રહિ[2] કોઇ ઘડે નહિ ઘાત. ૮.
ભલા થઇ માફ કરો મહારાજ,
ભલામણ એટલી છે મુજ આજ;
ભળાવિશ કાંઇ બીજુ નહિ કાજ,
ભલાઈ તમારી ભુલું કદી નાજ. ૯.
પુરાણ કુરાન કહે સહુ આમ,
પુરાણ પુરૂષ તમારૂંજ નામ;
પુરાં નગરો કરીયાં જંત કામ.
પુરાં જડ જે ન કરેજ પ્રણામ. ૧૦.
કુચાલ ભરી જન જેતણી ટેવ,
કુચા ચુસનાર ભજે અન્ય દેવ;
કુ ચાકર થૈ ન સજે તુજ સેવ,
કુચાહન તેનું થશે તતખેવ. ૧૧.
દિસે દિશ તેં રચના રચી દત્ત,
દિસે તુજ શક્તિ મહા ઉનમત્ત;
દિશે મુજ આવી વિદાર વિપત્ત,
દિશો[3] તુજ દેખી કહે દલપત્ત. ૧૨.

### દોહરા.

પ્રેમે પ્રભુની પ્રાર્થના, એ રીતે કરી આજ;
કહુ જન મન રંજન કથા, શુભ ભરી સભા સમાજ. ૧૩.
શ્રોતા સજ્જન સહુ સુણો, ક્ષમાતણું આખ્યાન;
તે સુણતાં સહેજે ટળે, અંતર ગત અજ્ઞાન. ૧૪.

### ભુજંગી છંદ.

ક્ષમા ગૂણ મોટા ઘણો માનવીમાં,
નદી મધ્ય મોટા પણું જાન્હવીમાં[4];
ક્ષમાથી બને લોકનો લાવ લીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૫.
ક્ષમા ખડ્ગ જો હાથમાં એક હોયે,
કહો શત્રુ તેને રહે કેમ કોયે;
ક્ષમાથી બધા વિશ્વને વશ્ય કીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૬.
ક્ષમા મેળવે માનવી એજ મોટું,

૧ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની શાખા; અથવા સ્વતંત્ર પુસ્તકશાળા ભાવનગરમાં સ્થાપન થાય તો સારૂ એવું ધારીને સને ૧૮૫૯ માં મુંબઈ જતાં ભાવનગર થઇને જવું અને તે વિષે પ્રયત્ન કરવો એવું સોસાઇટીના સેક્રેટરીએ કહ્યાથી હું ભાવનગર ગયો હતો અને આ કવિતા રચીને લઇ ગયોહતો.
૨ અવ્યય—અવિનાશી.

૧ તનુ—છોકરૂં.
૨ રહી—થઈ.
૩ જાન્હવી—ગંગા. ૪ દિશો—જય.

ક્ષમા ખોઇ તેનું થયું ખૂબ ખોટું;
ક્ષમાના ખરા લેખ ચિત્તે લખીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૭.
ક્ષમા ગૂણતો હેમમાં જેમ હીરો.
મહા મૂલ્યનો અંગધારે અમીરો;
ક્ષમા ગૂણ તે ગર્થ મોટો ગણી જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૮.
ક્ષમાનું ઘરેણું ઘણું શુદ્ધ શોભે,
ક્ષમાકારી ક્યાંહી કહો કેમ ક્ષોભે;
ક્ષમાથી બહુ બુદ્ધિવંતા બની જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૯.
ક્ષમામાં વસે સૂખનો સર્વ વાસો,
ખરે ખાત સૌથી ક્ષમા ગૂણ ખાસો;
ક્ષમા રાખવા રીત રૂડી રચી જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨૦.
જુગો જૂગમાં જીવવા નામ જાણી,
વિશેષેજ આ અંતરે વાત આણી;
ક્ષમાનો પુરા પ્રેમથી સ્વાદ પીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨૧.
ક્ષમાવંત અત્યંત આનંદ લાવે,
ક્ષમાવંતનાં કષ્ટનો અંત આવે;
ક્ષમા રાખી ભાવે પ્રભૂને ભજીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨૨.
રહે વાઘણી દૂધતો હેમ માત્રે,
ક્ષમા તેમ જામી શકેછે સુપાત્રે;
નહિ ઠીક થૈને ઠરે તે કુઠામે,
દિઠું એજ રીતેથી દલપત્તરામે. ૨૩.

**દોહરા.**

ભાવનગરનો ભૂપતી, વિજયસિંહ ભડવીર;
સુણજો સહુ તેની ક્ષમા, ધરીને મનમાં ધીર, ૨૪.
ગુણવંતી ગુજરાતમાં, અધિપતિ થયો અનૂપ;
પંડિત જનનો પારખું, ભોજ સમો ભડ ભૂપ. ૨૫.
જેને જગતે જાણિયો, હેવાંશી દાતાર;
પ્રજા ઉપર બહુ પ્રેમથી, કોટિ કર્યા ઉપકાર ૨૬.
ગોહિલ કુળ ગંગા નદી, તેમાં વરો તરંગ;
વખતસિંહ સુત વાંકડો, રાવળ પામ્યો રંગ. ૨૭.
સંવત સરસ અઢારસેં, પણ ઉપર પાંત્રીશ;
શુભ શ્રાવણ વદિ અષ્ટમી, એ અવતર્યો અધીશ. ૨૮.
બધાં વરષ બોતેરને, સાત માસ દિન તેર;
આયુષ લાંબુ એટલું, પામ્યો રૂડી પેર. ૨૯.
ધરણિપતિ થઇને થયું, છત્ર વરસ છત્રીશ;
પૂર્વજથી પણ પરમ જસ, દીપાવ્યો દશ દીશ. ૩૦.
ગૌરીશંકર સદગુણી, રામ સહિત સંતોક;
પાસ પ્રધાન પવિત્ર બે, લાયક જાણે લોક. ૩૧.
મનમાં મોટી મિત્રતા, સાહેબ કંપની સંગ;
સઘળી પ્રજા સુધારવા, ઉરમાં ધર્યો ઉમંગ. ૩૨.
નિશાળ એક નવી નવી, ગોઠવી કંઇ કંઈ ગામ;
વાવ્ય કુવા પણ વિધ વિધે, ઠીક કર્યા કઈઠામ. ૩૩.
કર્યા સદાવ્રત શોભતાં, ભિક્ષુકનો ગણિ ભાગ;
ધર્મશાળા ધીંગી રચી, બેશ બનાવ્યા બાગ. ૩૪.
દુઃખ ટાળ્યાં કૈ દીનનાં, આપીને ઉદ્યોગ;
રસ્તા સાફ રખાવિયા, જેણે જોવા જોગ. ૪૫.
વિદ્યા વિવિધ વધારવા, કવિતા સુણવા કાન;
શોખ ધરાવ્યો સર્વદા, તજિ બીજાં તોફાન. ૩૬.
વૈદકશાળા તે વળી, કરી અંગ્રેજી સ્કૂલ;
કુમારિકાને કારણે, એક નિશાળ અમૂલ્ય. ૩૭.
કામ પ્રજાને કારણે, એવાં કર્યા અનંત;
એપણ એતે અનુમતે, જેને સુત જસવંત. ૩૮.
વખત ઠરાવ્યો વિવિધે, કરવાં પ્રતિદિન કામ;
આળસ તો અળગી તજી, હૈડે રાખી હામ. ૩૯.
બુધવારે દરબારમાં, સુંદર સભા ભરાય;
કવિતા બોલે કવિજનો, ગુણિજન રૂડા ગાય. ૪૦.
દસરા દિન સૌ દેશના, આવે કવી અપાર;
કવિતા સુણિ રાજા કરે, સર્વતણો સતકાર. ૪૧.
વિદ્યાની જે વેલડી, સર્વ થએ સુકાત;
વરસ્યો તેતે વાસતે, વિજયસિંહ વરસાત. ૪૨.
વરશાસન વિધ વિધ કર્યા, પૃથ્વી કરી પસાય;
વસ્ત્ર નંગ વાહન દિધાં, રંગ વિજય સિંહરાય. ૪૩.
ધરણી ગોહિલ વાડ ધન, તું ધન સાગર તીર;
મળી પદવી મહારાજની, વિજયસિંહ ધન વીર. ૪૪.
જે જે ભૂપે જગતમાં, ભરી વિદ્યા ભંડાર;
જુઓ રહ્યા તે જીવતા; મુઆ બિજા જખમાર. ૪૫.
સોળંકી સિદ્ધરાજ[1]ને, લાખો[2] ને ખેંગાર[3];

૧ સંવત ૧૧૭૧ માં. ૨ સંવત ૭૯૮ માં.
૩ સંવત ૧૧૮૧ માં.

વિજયસિંહજી વાંકડો, એ એવો અવતાર. ૪૬.
અવરતણા એકે નહિ, ગુણના દીસે ગ્રંથ;
ક્યાં જનમ્યા ને ક્યાં ગયા, પોચ્યા લાંબે પંથ. ૪૭.
ગુણીયલ કવિ ગુજરાતના, સાંમળ[1] પ્રેમાનંદ[2];
સંવત સતર પછી થયા, ચતુરપણાના ચંદ. ૪૮.
શોખી ભૂપ ન સાંપડ્યો, ખૂબ કરંતાં ખોજ;
કાં કલ્પિત નૃપ ગુણ કથ્યા, કાં વિક્રમ કાં ભોજ. ૪૯.
સામળ કવિને સ્નેહથી, દેસાઇ રખીદાસ;
મોકલી તેડું માન દે, પ્રીતે રાખ્યો પાસ. ૫૦.
પૃથ્વી કરી પસાયતે, અતિશે થઇ ઉદાર;
પાળ્યો શક્તિ પ્રમાણથી, પામ્યો કીર્તિ અપાર. ૫૧.
કવિયે રાજા કોઇમાં, રંગ ન દીઠો રેખ;
રખીદાસને રાજા લખ્યો, લાયક છે તે લેખ. ૫૨.
જો કોઇ નૃપ હવતો, ચતુરપણે ચિત ચા'ત;
શા માટે સામળ કવિ, ગયા ભૂપને ગાત. ૫૩.
ભોજ્યથી ભારે થયાં, ગરથવંત ગુજરાત;
પણ સદ્ગુણ નહિ પેખીયે, વરણવીએ શી વાત. ૫૪.
આ અવસર અધિપતિ થયો, ગોહિલ કુળ ગુણ જાણ;
વિગતે જો ગુણ વર્ણવું, પુસ્તક થાય પુરાણ. ૫૫.
વાંચો વિક્રમની કથા, ભાળો ભોજ પ્રબંધ;
રાસાથી પૃથિરાજનો[3], પ્રૌઢો વિજય પ્રબંધ. ૫૬.
સદ્ગુણ જેના શોભતા, એનો ગુણ્યા અનેક;
વિગતેથી હું વર્ણવું, એમાંથી ગુણ એક. ૫૭.
મોટો ક્ષમા અમુલ્ય ગુણ, એ રાજાને અંગ;
સઘળા સજ્જન સાંભળી, રાખો ઉરમાં રંગ. ૫૮.
કુંદનથી નિરમળ કહું, રૂડો વિજય મહારાજ;
સરસ ક્ષમા સાગર થયો, અધિપતિ મોટો આજ. ૫૯.
જેનો એ ગુણ જોઇને, જાણી પરમ સુજાણ;
મોટા મુનિજન મુખથકી, વિધ વિધ કરે વખાણ. ૬૦.

## ચોપાઇ.

એક સમે એ અધિપતિ આપ, મનમાં ધાર્યું મોટે માપ;
પરૂ હું વનમાં પરવરૂં, કોઇ ન પ્રીછે એવું કરૂં. ૬૧.
વન ચરચા જોગી આ વાર, સુખીયો કે દુખીયો સંસાર;
પુર ચરચા રાતે પેખાય, દિવસે વન ચરચા દેખાય. ૬૨.
એવો ધાર દેહમાં ધર્યો, સંચાળ ઘોડા ઉપર ચડ્યો;
હિંમતથી ધાર્યાં હથિયાર, બાગ સમીપ ગયો પુર બહાર. ૬૩.

## તોટક છંદ.

બહુ શોભિત બાગ અથાગ બન્યો,
ગિરિજાપતિનો ગિરિરાજ ગણ્યો;
ગુલબાસ ગુલાબ દિસે ગમતા,
લટકી અહિવલ્લિ[1] લવિંગ લતા. ૬૪.
તરૂ કેતકી કેસું કદંબતણાં,
વળી ચંપક ચંદન વૃક્ષ ઘણાં;
ગણી કોણ શકે સઘળાં ગણનાં,
ભણી ભારતિ થાકી રહે ભણતાં. ૬૫.
ફળી છે કદળી વળી જામ ફળો,
ગુણકારી સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ ખેર અખોટ અને અરણી,
દરડે હિતકારી પીંડ ધરણી. ૬૬.
અગણિત અનામન અંબ તરૂ,
જન રંજન જ્યાં બહુ જંબ તરૂ;
તરૂનાં તરૂ એળચી દાખતણા,
મનમોહન મંડપમાં ન મણા. ૬૭.
ઝુકી ઝુંડ તહાં રહી ઝાડી ઘણી,
ચતુરાઇથી એક એક ચણી;
તરૂની તરકારી તમામ તહીં,
વડ પીંપળ પીંપર પાર નહીં. ૬૮.
બીલિ આંબલી બાવળ બોરડીયો,
થોર થૈ ફરી કાચકી ઘોરડીયો;
ખજુરી ખરસાણીજ ખીજડીયો,
લળિ લિંબુડીને વળિ લીંબડીયો. ૬૯.
અરડૂસી અનુપમ આવળ છે,
શુભ શીસમ સાગ સનાવળ છે;
નવ પલ્લવ ચોક અશોક[2] નહીં,
સપનાં નહિ લેખણ પેખી મહીં. ૭૦.
વળી વાડી વિષે શુભ વાસ વહે,
ગુણ [illegible] મદ [illegible];
ભમરા રસ [illegible] અનેક ભમે,
[illegible] ૭૧.

૧ સંવત ૧૭૮૧ માં હતા. ૨ સંવત ૧૭૩૩ માં હતા.
૩ સંવત ૧૨૪૯ પૃથિરાજ મરાયો.

૧ [illegible]
૨ [illegible]

ચકલાં ચિત ચોર ચકોર ઘણાં,
સ્વર શુદ્ધ મનોહર મોરતણાં;
શુક કોકિલ ચાતક સારસડાં,
વિચરે નવરંગ વિહંગ[1] વડાં. ૭૨.
વળી કુંડ સરોવર વાવ કુવા,
જુગતીથી કરેલ પ્રકાર જુવા;
જળ નિર્મળ જ્યાં જમુનાં જળથી,
નહિ નિર્મળ પ્રવાહ ઘટે નળથી. ૭૩,
ભલીભાંત દિસે જળ હોજ ભર્યા,
કળદાર ભલા જળ યંત્ર કર્યા;
નરનારી જુવે નજરે નરખી,
હઠ લૈ ચિત્ત ચોટી રહે હરખી. ૭૪.
દિપતું વળી દેવળ દેવતણું,
ચતુરે નવરંગ ઉતંગ ચણ્યું;
કરી કારી ગરી દલપત્ત કહે,
રઘુનાથ રહી ધરી જોઇ રહે. ૭૫.

**સોરઠો.**

બન્યો મનોહર બાગ, ભૂમિ ત્યાં ભાસે ભલી;
સુંદરીનું સૌભાગ્ય, જોબનમાં જેવું વધે. ૭૬.

**મનહર છંદ.**

બન્યોછે આ બાગ કે ના ભાગ યજ્ઞ ભુમિનોછે,
વેદીછે વિશાળ કે આ ક્યારાનો આકારછે;
કદળીનાં ઝાડ કે કરેલા પેલા યજ્ઞ થંભ,
પનાદાર પાંદડાંકે પતાકાની હાર છે;
નીરની આ નીક કે ઘી નાખવાની નાળિકા છે,
તરૂ ઝુકી રહ્યાં કે આ તોરણ તૈયાર છે;
કાન ધરી સાંભળો આ કહે દલપતરામ,
પક્ષીનો પોકાર ચાર વેદનો ઉચ્ચાર છે. ૭૭.
ક્યારો કહી એક કિવા હશે જળ હોજ સારો,
કુળ છે કોઇ રામા રૂપનું નિધાન છે;
નગન થઇને ન્હાવા મગનથૈ ઉભી છેકે,
કેળાં લટકેલાં કેશ ગુચ્છના સમાનછે;
પુરૂષને પેખી પ્યારી પામીછે શરમ પૂરી,
મનમાંહી જાણ્યું કે આ તો મોટું મેદાનછે;
ઝોટા પોટાવાળીને રૂપાળી સાડી શીર ધારી,
પાલવ સાડીના છે કે આ તે લીલાં પાનછે ૭૮.

**દોહરા.**

તુરત તપાશી તેપછી, ચાલ્યો ભૂપ ચતૂર;
વન જોવાને વેગથી, અધિક હરખ ધરી ઉર. ૭૯.
શરદ રતુ સોહામણી, ઉપજ્યાં અંન અપાર;
ખેડુ ખાંતે ખેત્રમાં લણે ગણે ગુણકાર. ૮૦.
ક્યાંઇક ક્યાંઇક કણબણો, પાગી પૂરણ પ્રીત;
વિસ્તારીને વિજય જસ, ગાય મનોહર ગીત. ૮૧.
માળે ચડીને માનવી, કોઇ કરે પોકાર;
ગુણિયલ વન ગાજી રહ્યું, શરદતણો શણગાર. ૮૨.
આવે ટોળાં ઉડતાં, પંખી ખેતર પાસ;
ગોળા ફેંકે ગોફણે, તેને દેવા ત્રાસ. ૮૩.
ત્રાસે નાસે તોપને, ગોળે જેમ ગમાર;
ખળવો કરીને ખંડિયા, ઠેકે હારો હાર. ૮૪.
તેતર ખેતર ખેતરે, જૂથ મળીને જાય;
રોકે નહિ રખવાળનો, ખાંતે દાણા ખાય. ૮૫.

**ચોપાઇ.**

ખેતર એક ભલું ખેડેલ, વળી તેમાં કપણ વાવેલ;
વનિતા ખેડુની છે વડી, ચોકી કરવા માળે ચડી.૮૬.

**દોહરો.**

કરી લીધેલો કાછડો, છુટો છેડો છેક;
પોચ્યો પગની પાનીયે, વરવો વસ્ત્ર વિવેક. ૮૭.
લટકે લીરા[1] લૂગડે, અંગે અધમણ મેલ;
ચોરી ચડતાં ચોટલે, ધર્યું હશે ધૂપેલ. ૮૮.
કમર કશી શણગટ કરી, લટકે લટ લે લાડ;
હુડા હુડા હોહો કહી, તાણી પાડે ત્રાડ. ૮૯,
ગોફણમાં ગોળા ધરી, ફેંકે ફરતી દીશ;
નજર વડે તે નિરખતાં, અંતર હશો અધીશ. ૯૦.
ટોળું મૃગનું ત્યાં કણે, ખેતરમાં કણ ખાય;
હારી મારી હાક પણ, જનાવરો નવ જાય. ૯૧.

**ઝુલણા છંદ.**

ક્યાંઇતો ઝુંડનાં ઝુંડ બાઝી રહ્યાં, ક્યાંઇતો એકપણ વાળ કેવો;
ક્યાંઇ લાંબી હુકીવાડ તૂટકવળી, ક્યાંઇતો કીચ ગંધાય તેવો;
ક્યાંઇ લીખો જુઓ લાખવાસો વસે, કોળ ઊંદરવસે વાસ એવો;
ફુવડનો ચોટલો દેખી દલપત કહે, જંગલી રાયના બાગ જેવો. ૯૨

**ચોપાઇ.**

ચિતમાં રાજા કરે વિચાર, કણબી વેઠે કષ્ટ અપાર;

૧ વિહંગ–પક્ષી.

૧ લીરા–લૂગડાનાં ચીથરાં.

ઉપજાવે છે અંન અથાગ, ભૂપતિનો આપેછે ભાગ. ૯૩.
કામ કરે એ તો મુજ કાજ, એમાં અદેશો નહિ આજ;
દીલ વિચારી ધારી દયા, ગોહિલ તે મૃગ સન્મુખ ગયા.૯૪.
રાખ્યો ત્યાં શેઢે રેવંત, ચાલ્યો ચરણે ચાતુરીવંત;
ચરણ તળે ચંપાયા છોડ, કણબણ બોલી ગાળો ક્રોડ.૯૫.
નહિ સમજી તે કારણનાર, અતિ અઘટિત ઉચરી ઉચ્ચાર;
જે સાંભળતાં શાંતિ જાય, રીસ કરે મોટા મુનિરાય. ૯૬.
હેતે શુણી શુણી રાજા હસ્યો, કોપ કર્યો નહિ મનમાં કશો;
ગોફણથી ગોળા ગડગડયા, પુરપતિ પાસે આવી પડયા. ૯૭.
તે કણબણ બોલી પશુ તુલ્ય, એક વચન તો હતું અમૂલ્ય;
અમે અનાથ નથીરે આજ, ધણી મોતીવાળો મહારાજ. ૯૮.
એ શુણિ ઉપજ્યો હરખ અતોલ, બોલેછે મુજ બળથી બોલ;
તગડી મૃગલાંને દૈ ત્રાસ, પુરપતિ પોંચ્યો ઘોડા પાસ. ૯૯.
કણબી ત્યાં આવ્યો તે કાળ, પ્રીછયા તેણે પૃથ્વીપાળ;
સલામ કરી નમાવ્યું શીષ, અધિપતિયે આપી આશીષ.૧૦૦.
વળતી રાજા ત્યાંથી વળ્યો, માનનીને જૈ કણબી મળ્યો;
વનિતાએ વિગતે કહિ વાત, સરવ બનેલી તે સાક્ષાત.૧૦૧.
આવ્યો તો એ કોઇ અસવાર, વાડય વિષે પેઠો જે વાર;
હોટા છુંદી નાંખ્યા છોડ, કડવાં કથન કથ્યાં મેં ક્રોડ.૧૦૨.
પથરા ફેંકી કર્યો પોકાર, બીકે નાશી નિસર્યો બહાર;
જાતો તો શેઢે થઈ જેહ, તમે દીઠો દ્રષ્ટિથી તેહ. ૧૦૩.

## દોહરો.

કણબણને કણબી કહે, એ શું કર્યું અજાણ;
છંછેડીને શસ્ત્રધર, પળમાં ખોઇએ પ્રાણ. ૧૦૪.
આયુધ જેની આગળે, વડાં હતાં વિકરાળ;
હુંકારા કરતાં તને, બીક ન લાગી બાળ. ૧૦૫
સાંભળી સઘળું સ્નેહથી, બાળા બોલી બોલ;
અધિપતિ શિર છે આપણે, તેનું બળ અણતોલ.૧૦૬.
દુર્બળને બળીયો દુભે, એવો નથી અન્યાય;
પેશી ખેતર પારકે, કેણે જુલમ કરાય. ૧૦૭.
ધરણીપતિ ધિંગો ધણી, જેનું જોર અધીક;
એના અમલ તળે વસી, બીજાની શી બીક. ૧૦૮.
રૂડા જેના રાજ્યમાં, તલ તુલ્યે નહિ ત્રાસ;
વાઘ અજા ભેળાં વસે, ન કરે કેનો નાશ. ૧૦૯
કણબી કહે શુણ કામની, એજ અધિપતિ આપ;
બોલી નિરલજ બોલ તું, પ્રગટયાં તારાં પાપ.૧૧૦.
હરશે દિલમાં દુર્વચન, કરશે જો કંઈ કોપ;
હરશે મિલકત માહરી, ધરશે તુજને તોપ. ૧૧૧.
નારી કહેછે નાથને, તમે તજો તે ત્રાસ;
પુરપતિ દિલ દરિયાવ છે, નિશ્ચળ ક્ષમા નિવાસ.૧૧૨.
જન દેછે જગદીશને, જ્ઞાનવિના કૈ ગાળ;
દયા ધરે નહિ દેવ દિલ, કોપે નહિ કદિ કાળ. ૧૧૩.
સ્નેહ સહિત સંભાળ લે, વરસાવે વરસાદ;
ગંડુ જનની ગાળને, ઉર નહિ રાખે યાદ. ૧૧૪.
વિજયસિંહ રાજા વડો, પ્રજા તણો પ્રતિપાળ;
હણશે નહિ હેતુ થઇ, ગણશે નહિં મુજ ગાળ. ૧૧૫.
કથન શુણી કણબી કહે, પ્યારી નારી પાસ;
જોરાવરનો જગતમાં, વધનો નહિ વિશ્વાસ. ૧૧૬.
કુમારપાળ કહે સહુ, પાટણનો ભૂપાળ;
જૈન ધર્મધર જે ધણી, દીલ ઉદાર દયાળ. ૧૧૭.
સોગર્કીને પણ સર્વથા, મુખથી ન કહે માર;
પણ જૂ હણતાં શેઠપર, પામ્યો કોપ અપાર. ૧૧૮.
લક્ષ્મી ધરે લૂંટી લઈ, મેલી દયા મરજાદ;
રાયે તેથી રચાવીયો, પછી યુકા-પ્રાસાદ. ૧૧૯.
તુજને તે માટે કહું, ધીરજ ધરી મન ધાર;
રિપુથી જે રક્ષણ કરે, તેજ પિડે તરવાર. ૧૨૦.
પાળે પૂરા પ્રેમથી, ટાળે તન પરિતાપ;
પણ પાવક નૃપ પાણીથી, અંતર ડરીયે આપ. ૧૨૧.

## ભુજંગી છંદ.

હરે ટાઢને અગ્નિ અંધારૂં ટાળી,
રસોઈ કરી નિત્ય આપે રસાળી;
કદાપિ ન વિશ્વાસ રાખો કરીને,
દિસે તોય તેથી રહેવું ડરીને. ૧૨૨.
વડો વાઘ કે બાળ જો હેતવાળો,
ભલો ભાવવંતો પુરો ભક્ત ભાળો;
અહોનિશ એથી રહો ઉગરીને,
દિસે તોય તેથી રહેવું ડરીને. ૧૨૩.
સહુ પ્રાણીને પ્રેમથી પાણી પાએ,
તથા તેતણા અંગનો મેલ ટાળે;
તમે તેતણું તીર પામો તરીને,
દિસે તોય તેથી રહેવું ડરીને. ૧૨૪.
દયાવંત વાયુ વિશેષેજ દીઠો,
ગળે તો ટળે તાપ છે આપ મીઠો;
ગરે વાયુ તો જંતુ જાયે મરીને,

ગણો સદ્દગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૧.
પ્રજા સર્વને નિત્ય વર્ષાદ પાળે,
તકે આવીને આપ સંતાપ ટાળે;
ભલા ભાદ્રવામાં મચે કીચ ભારી,
ગણો સદ્દગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૨.
રૂડો ચંદ્રમા રાત્રીમાં જે બિરાજે,
છબી જેની જો જે ઘણી છેક છાજે;
વધે ને ઘટે તેજ તેવું વિચારી,
ગણો સદ્દગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૩.
ભલો ભાનુ આકાશ આભાસ આપે,
કરીને કૃપા કાળું અંધારુ કાપે;
તપે તાપ તેતો ત્વચા[1] લે ઉતારી.
ગણો સદ્દગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૪.
જુવો જેમ જ્યાંજ્યાં જડે દોષ જોતે;
પુરો સદ્દગુણી તો પ્રભુ એક પોતે;
ઠરે દોષ તેમાં નહીં કોઈ ઠામે,
દીઠું એજ રીતેથી દલપત્તરામે. ૧૫૫.

### દોહરા.

સદ્દગુણી જે સૌથી સરસ, નરસ નહિ ગુણ નામ;
પણ ડહાપણમાં પેખીએ, ઠરે ભૂલ કંઈ ઠામ. ૧૫૬.
ગુણ સૌના હું સંગ્રહું, દુર્ગુણ તજીને દૂર;
અધિક શક અજ્ઞાનીની, એતો ધરૂં ન ઉર. ૧૫૭.
પ્રજા ઉપર કે પુત્રપર, રીસ કરે જે રાય;
ક્રોધથકી શિક્ષા કરી, પછી પૂરા પસ્તાય. ૨૫૮.

### ચોપાઈ.

સાંભળ એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન;
પુત્ર પટેલતણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ. ૧૫૯.
કર્યો ટુંકારો ઉચર્યો કામ, શિર નમીં ને નહિ કરી સલામ;
ભાસ્યો નહિ ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ. ૧૬૦,
ભૂખણ તેનો મોટો ભાઈ, ચાલ્યો શુણી ચોપે ચિત્ત ચાઈ;
ધાર્યું જે ધીરજ મન ધરૂં, સલામ એવડી સારી કરૂં, ૧૬૧.
દુંદાળો દીઠો સુલતાન, હરખે હૈ બોલ્યો હેવાન;
સલામ દિલ્લીના શાહને, વળી સલામ વડી દુંદને. ૧૬૨,
ખરેખરો શુણી ઉપજ્યો ખેદ, કીધો તેને પણ ત્યાં કેદ;
બની વાત શુણી તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ. ૧૬૩
પ્રેમ ધરીને કરી પ્રણામ, હાથ કરી બોલ્યો તે ઠામ;
લોકતણી તમ હાથે લાજ, માફ કરો અવગુણ મહારાજ. ૧૬૪.
શાહ કહે તારો સુત એક, સમજ્યો નહિ સલામ વિવેક;
મુખે સલામ બીજે કહિ મને, દુજી સલામ કહી દુંદને. ૧૬૫
કારણ એથી કેદજ કર્યો, એવું પટેલ શુણી ઉચ્ચર્યો;
તમને સલામ ન કરી તેજ, મોટો મૂરખ માણસ એજ. ૧૬૬.
બીજો પણ છે બહુ બકનાર, ચિતમાં ચેત્તો ન કર્યો વિચાર;
સાહિબને કરીએજ સલામ, કહોને દુંદતણું શું કામ. ૧૬૭.
હેતુતો સુલતાનજ હતા, દુંદે ધરતો તો દેવતા;
ઝાઝી એ શુણી લાગી ઝાળ, કેદ કર્યો તેને તતકાળ. ૧૬૮.
શુણી પટેલતણો જે સગો; ભૂપતિ આગળ આવ્યો ભગો;
કરી સલામ કહ્યું તતકાળ, પટેલને છોડો ભૂપાળ. ૧૬૯.
છે મારે સાંકડી સગાઈ, અમે બંને આંગળીયા ભાઈ;
રાજી થઇને પૂછે રાય, કેને આંગળીયા કહેવાય. ૧૭૦.
દેતો તો ઉત્તર દીવાન, હું કહું કહી બોલ્યો હેવાન;
પાછ્યાનો મરી જાય પિતાય, પાછ્યાની મા નાત્રે જાય. ૧૭૧
પ્રસવે પુત્ર સુવાવડ ખાઈ, એ પાછ્યા આંગળીયા ભાઇ;
કાપત શુણી માથું તે કાળ, હુકમ કર્યો જે પૂરો હાલ. ૧૭૨.
ચોરે ચકલે ચાલી વાત, જયે થઇ કણબીની જાત;
દીઠા બે જણ ડાપણદાર, તેને ત્યાં કીધા તૈયાર. ૧૭૩.
સાહિબ પાસ તમે સાંચરી, કહો ઘણી આજીજી કરી;
જીવાડો તોતો જીવીએ, છેક તમારાં છોરૂ છીએ. ૧૭૪.
પ્રજાતણાં છો માતા પિતા, શબ્દ કહો એવા શોભિતા;
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છૂટે પુત્ર સહિત. ૧૭૫.

### દોહરા.

જુગતિ શુણીને બે જણા, અંતરમાં ધરી આશ;
આવ્યા અરજ ઉચારવા, પાદશાહની પાસ. ૧૭૬.
બીતા બીતા બે જણા, ઉચર્યા એવું આપ;
તમે અમારાં છોકરાં, અમે તમારા બાપ. ૧૭૭.
શબ્દ શુણી સુલતાન તે, ખીજી પામ્યો ખેદ;
હાલ હાલ હુકમે કરી, કીધા તેને કેદ. ૧૭૮;
કોઇએ વાત જઇ કહી, જ્યાં કણબીની જાત;
પ્રધાન પાસ ગયા પછી, નર જે કણબી નાત. ૧૭૯,
પ્રીતે કરી પ્રધાનને, વર્ણી વર્ણી વિગતે વાત;
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સર્વ [illegible]. ૧૮૦.
અધિપતિ આગે આદરે, ભાંગે નહિ [illegible]
[illegible] ૧૮૧.
[illegible]

૧ ત્વચા—ચામડી.

હશી ખુશી થઈ હેતથી, આપ્યું વાયકે એહ;
દીલ હરખ્યા દીવાન પણ, તત્વ વિચારી તેહ. ૨૧૧.
દિધા શિવાય સવાખસેં, રૂપૈયા ગણી રોક;
વાટ ખર્ચિને વાસતે, જુવે સભાસદ લોક. ૨૧૨.
શાસન મોહોર બસેંતણું, વંશપરા પરજંત;
અખે રાજકરી આપીયું;વળી પાળ્યું જશવંત. ૨૧૩.
સભાસદો સહુ ખુશી થયા, શુણીને ઉપજ્યો સ્વાદ;
વળી કવિયે જશવંતને, આપ્યો આશીર્વાદ. ૨૧૪.
વિજયસિંહ સુત વિમળ કુળ, કળબળ અકળ ઉજેશ;
સુમતિવંત જશવંત શુણ, ગૃહ તુજવસે ગણેશ. ૨૧૫.

**મોતીદામ છંદ.**

ગણેશ સુરેશ વસે તુજ ગામ,
મહેશ હમેશ કરે તુજ કામ;
નરેશ નમે તુજ પાસ અનંત,
જુગો જુગ ભૂપ જીવો જશવંત. ૨૧૬.
ભલા ભૂપ ભાવતણા કુળ ભાણ,
કળા કુશળી તુજ કોટિ કલ્યાણ;
પુરા પ્રસરો જશ દેશ દિગંત,
જુગો જુગ ભૂપ જીવો જશવંત. ૨૧૭.
ઠરે ઠીક થૈ કમળા કરી ઠામ,
ભરે ધન ધાન્ય ધરી તુજ ધામ;
ડરે રિપુ દેખી દિશે તુજ દંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૧૮.
સંધે મનનાજ મનોરથ સાર,
વધે વળી વંશતણો વિસતાર;
ભલા સુખ ભોગ ભરે ભગવંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૧૯.
વસે મુખ માંહિ સરસ્વતી વાસ,
દસે દિશની દુનિયાં તુજ દાસ;
જડે જય મેરૂ ગિરી પરજંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૨૦
શરીર સુખી સુખીયું ઘર સત્ર,
પ્રજા જન સર્વ સુખી સુખી પુત્ર;
તને અધિકો અધિકાર અસંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૨૧.
સુખી સરદાર પ્રધાન પવિત્ર,
મદા સુખી રોજ રહે તુજ મિત્ર;
હણે સહુ સંકટ શ્રીહનુમંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૨૨.
સભા સુખી સજ્જન સર્વ સમાજ;
લખે કવિ લાખ ગણી તુજ લાજ;
વસો વસુધા રતુ કોડ વસંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૨૩.
શુણી શુભ છંદ પ્રબંધ રસાળ,
કરો કરૂણાદ કવિકુળપાળ;
અમે ભણી આશીષ એ મહારાજ,
કહે દલપત્ત કરો શુભ કાજ, ૨૨૪.

**દોહરા.**

સંવત ઓગણી શત સિરે, પંદર પ્રગટ પ્રમાણ;
ચોખી ચૈત્ર શુદી ચૌદશે, વિરચ્યું દામા વખાણ. ૨૨૫.
ઓપડ મળવા આંખતું, શુભ મુંબઈ સંસ્થાન;
જતાં જઈ જશવંતને, કહ્યું દામા આખ્યાન. ૨૨૬.
દાજીના સુત ડાહ્યર, ભાઉનો બહુ ભાવ;
નવી આંખો આપી અને, થાય જનઃ શિરપાવ ૨૨૭.

૧ ઠાકોર જશવંતસિંહજીએ વચન આપેલું અને આ ચોપડી છપાઈ તેની નકલો ૨૦૦ રાખી પણ દૈવ ઇચ્છાથી થોડાં વરસમાં તેમનો સ્વર્ગવાસ થયો અને તેમના કારભારી, દેશાઈ છગનલાલ સંતોકરામે વચન આપેલું કે હું જરૂર દરબાર પાસે પુસ્તકશાળા કરાવીશ, અને જો તે નહીં કરે તો મારી ગાંઠના ખરચથી કરીશ, પછી તેમણે છગનલાલ લાયબ્રેરી દરબારની સાહાતાથી સ્થાપી, તેથી પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સંતોષ પામીછે. કારણ કે ગુજરાતમાં પુસ્તકશાળા વધવાનું કામ હતું. આ બાબત સન ૧૮૫૯ ના સોસાઈટીના વાર્ષિક રિપોર્ટમાં તથા બીજાં વર્તમાનપત્રોમાં પણ છપાઈ હતી.

**जन स्वभाव विषे प्रकरण समाप्त.**

# પ્રકરણ ૭ મું.

## પદ તથા ગરબી સંગ્રહ.*

### પદ ૧ લું.—નરભમરને શિખામણ.

"પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય" એ રાગ.

નિર્ભય ન ભમિશ હે નર ભમરા, બહુ બાવળ ક્યાંઇકજ
ડમરા. નિર્ભય; ટેક.

આ સંસાર વિકટ વનછે, સ્થિર ચર તરૂવરમયતે છે;
ક્યાંઇમોટા પર્વત દુખમયછે,ક્યાંઇ,સુખમય સરિતા વહેછે. નિ.૧
ક્યાંઇ ભયકારી શિકારિ ફરેછે, સૂક્ષ્મ જાળ પસારી;
પગ અડતાં પકડાઇ પડીશ તું, તો પછી શી ગતિતારી નિ.૨
કોઇ તરૂવરનો પરિમળ નિર્મળ, છેવિષમય કોઇ છાયા;
કુટિલ કઠણછે કોઇના કાંટા, કષ્ટ કરે પરકાયા. નિર્ભય. ૩.
ઉપર નિરખી આકાર અધિક શુભ, અધિક સુવાસની આશે;
ગણુ ગુણુ ગુણુ ગુંજારવ કરતો, પહોચીશ નહિતે પાસે. નિ.૪.
દિસે સરસ દેખાવ ખરેખરો, ફૂલ અતુલ્ય ફુલેલાં;
પ્રાણ પ્રલય પળમાંહિ કરે, પગટકવાથી પણ પહેલાં. નિ.૫
સરસ સુગંધિત અમળ કમળ, લોભે નરહિશ લપટાઈ;
બંધ થતાં બંધાઇ પડીશ તો, મુકરર મરીશ મુંઝાઈ. નિ. ૬.
કોઇ તરનો ચિકણો રસછે ત્યાં, ચંડપ રહે પગ ચોટી;
એ પગ પછી ઉખડે ન ઉખાડ્યો, પડે પીડા મહા મોટી. નિ.૭
રસગણી સરખાં તરૂ રિસનાં, સેહેજે રિસે ભરાય;
પ્રિય ભાવે મણ સ્પર્શ કર્યાથી, ચડપ બહુ ચિડવાય. નિ. ૮.
કોઇ તરૂ ફોગટ ફુલે ખરાં પણ, સુગંધ નહિ માંહિ સારો;
નિરખીરહિશપણનકી નહિસરે, તેથી અરથ કાંઇતારો નિ.૯.
કોઇક તરૂ કદળી જેવાં, ફળ આપે એકજવાર;
કાપે તેને ફરીફળ આપે, બીજા નિરાશ જનાર. નિ. ૧૦
રાયણની પણ રીત જુદી, શરૂમાં ફળશે સોવરષે;
સેવા કરનારો સુખ નહિલે, પછી કોઇતે સુખ કરશે. નિ.૧૧
ઠેકાણું ઠીક જોઇને ઠરજે, ઠરીશ ન ઠામ કુઠામે;
કથન અધિક તુજ હિતકારક, કહિ દીધાં દલપતરામે. નિ.૧૨.

### દોહરો.

જો વિચારીને જીવતું, આ શિક્ષા ધરી ઉર;
સદાચાર ધર સર્વદા, દુરાચાર કર દૂર. ૧.

### પદ ૨ જું—દુરાચારીને શિખામણનું.

"ચાલ વેલી અલબેલી પ્યારી રાધે" એ રાગ.

દુરાચારીવ્યભિચારી, જોવિચારી, થશેસારી કેનઠારી ગતિતારી;
દુખવિદારણમાટે, તને ભવતારણ માટે, કહું સુખકારણ માટે;
ધીરજ તું તો ધારીધારી, જો વિચારી; દુરાચારી. ટેક.
તજીશર્મ તેં કુકર્મ ક્રોડ કીધાં,લકડપાપનાં તેંઆપ શિર લીધાં,
ખાન પાન દાન દીનને ન દીધાં;
તારૂં કેમ થશેકલ્યાણ;અંતર આણ, નરક ખાણ,જઇશજાણ,
શું સુખમાણ, થશે હાણ, લેશે પ્રાણ, જમડા બાણ;
મોટાં મારી મારી; જો વિચારી. દુરાચારી. ૧.
રૂડી રીતે ચીતે ચેતી તું ન ચાલ્યો, ઝેર વિષયવ્યાળઝડપથી તેં
ઝાલ્યો, ફર્યો ફંદમાં ફસીને ફુલ્યો ફાલ્યો;
પુજ્યા નહિજ પ્રભુ પરમ, ભર્યો ભરમ, તજી ધર્મ, કેરાં કર્મ
હાડચર્મ, રાખ્યાં ગરમ, ભુલ્યો મર્મ, જમ્યો નરમ;
રસોઇ સારીસારી; જો વિચારી. દુરાચારી. ૨.
કહું હેતથી તું ચેત હજી ચીતે, ધર્મ ઝાલ હવે ચાલ રૂડી રીતે
મસ્તક નામ પ્રભુ પામ પુરી પ્રીતે;
સ્મરણ કર અશરણ શરણુ, સંકટ હરણુ, ધરણી ધરણુ
તારણ તરણ, ટાળે મરણ ફરણ,કરણ સદાચરણ,સુધાઝરણ;
પી લે હારી હારી; જો વિચારી. દુરાચારી. ૩.
શિક્ષા સંતની મહાંતની ન માની; કુડાગ્રંથ કેરે પંથ ધરીપાતી,
સાંભળ ભાત આતો વાત નથી નાની;
દીસે દુષ્ટ અરસ દરસ, ઘણો નરસ, પીધા ઝરસ, કીધા સ્પરશ,
રહ્યો ચડસ, ન ગઇ તરસ, શિક્ષક સરસ, વરસો વરસ;
થાકયા વારી વારી; જો વિચારી. દુરાચારી. ૪.
ગયો છેલ તુંછકેલ ખેલખોયો, સાર ઉરમાં જરૂર તેં ન જોયો,
કર્યા કેલ પાપ મેલને ન ધોયો;
ન લીધું જ હરિ નામ, ધરી હામ, દલપતરામ, કહે આમ;

* આમાંનાં ઘણાં ખરાં પદ તથા ગરબીઓ મુંબઇના સ્ત્રીબોધ ચોપાનીઆને વાસ્તે રચ્યાં હતાં.

દીવા દામ, વિષય કામ, કામે કામ, આડે જામ;
ભજ્યો નારી નારી; જે વિચારી. દુરાચારી. ૫.

---

## પદ ૩ જું—ક્રોધ વિષે.

"નાથ કેસે ગજકો બંધ છોડાગો." એ રાગનું છે.

કોઈપર ક્રોધ ન કરશો કદાપી, અતિ ક્રોધછે પૂરણ પાપી;
કોઇ પર ક્રોધ ન કરશો. ટેક.
ક્રોધ કુળોધ અધિક ઉપજાવે, સઘ સુખો ઘને કાપી;
વહાલાં માંહી વિરોધ વધારે, શોધ સમૂળ ઉથાપી. કોઈ. ૧
કૃત્ય અકૃત્ય કશું ન વિચારે, જ્યારે રહે રીસ વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પરોજેછાપી. કોઇ. ૨
આપની સઘળીએ વિસારી સુમતિગો, ક્રોધેકુમતિ જેનેઆપી;
નહીં કરવાનાં કામ કરી નર, રોયાછે વનમાં વિલાપી. કોઇ. ૩
ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, ખ્યાત છે વાત અવાપી. કોઈ. ૪

---

## પદ ૪ થું—લોભ વિશે.

રાગ ઉપર પ્રમાણે.

નકરવાનું લોભથી કર્મ જોકરશો, અતે કષ્ટથી કેમ ઉગરશો:
નકરવાનું. ટેક.
લોભ લેખીને લાલચમાં લેવાશોને, પાપીપણે પેટ ભરશો;
કદીદસ દિવસનું સુખદેખશોપણ, ટેક લગણનહિકરશો. ન. ૧.
દુષ્કરમીને દોલતમંદ દેખી, આપે જો એવું આદરશો;
પડતા સાથેપોતે પડીપરવનથી, મોતવિના નકીમરશો. ન. ૨.
છાનાં કરીને કુકર્મો છુપાવી; જો દિલમાં નહિ ડરશો;
ઇશ્વરથી નહિરહેને અજાણ્યું. ધરણી ખોદીને જોધરશો. ન. ૩
ખાંતે ખુશીથી જો લોભની ખાડીમાં, વગર વિચારે ઉતરશો,
દલપતરામ કહે દેહ તજીને, નરકની વાટે વિચરશો. ન. ૪,

---

## પદ ૫ મું.– ઈશ્વરના ગુનાહથી ડરવા વિષે.

"જીવતુંશાને શોચનાધરે, કૃષ્ણનીકરવું હોયતેકરે" એરાગ

દિલે દિલ જાણ થઈ જોઈરે, કમાણી કપટ કરી કેમ કરે. ટેક
ખુનીને બાંધી ખાંડાની, ધાર તજે લઈ ધરે;
એ અવસર કોઇઆપે મુખડી, કેમગળામાં ગરે. કમાણી. ૧.
વાઘ મળે જનને વગડામાં, પંથ જતાં પાધરે;
ભય લાગે ને હિંમત ભાગે, ભૂપર પગ નવ ભરે. કમાણી. ૨.
જાગી પગ જાનાં જળધિમાં, જળ આવે નજરે;
પણ ત્યાં કદી દેરી પડવાનું, અંતર નહીં ઉતરે. કમાણી. ૩.
ઘર બળતું દેખીને ઘર ધણી, રુદન અતિ આદરે;
પણ દોલત બળતા દેખીને, માંહી પડી નવ મરે. કમાણી ૪.
માયા કારણ ઉપજે મૃત્યુ, એવું ન કોઇ આદરે;
મોતથકી હરિનો ડર મોટો, એમ વિચારી અરે. કમાણી. ૫.
આ જગતનું સુખ અલ્પ, અરે ભાઇ અતિ દુખ છેઆખરે,
રૌરવપીડાનો પાર ન પામે, સહસ્ત્રજુગને સરે. કમાણી. ૬.
આ સંસાર સ્વપ્નની સમૃદ્ધિ, ભવ પછી નહી સાંભરે.
કુકરમ કુકરમ રહેશે સાથે, ફેરા જ્યાં તું ફરે. કમાણી. ૭.
સ્વપ્નામાં કૂટે કેરએ, ને આંખે આંસું ઝરે;
જાગી જુએ સ્વપ્નુ તો જૂઠું, કૂટયું ત્યાં ચરચરે. કમાણી. ૮.
રે પ્રાણી તેં પ્યાર ન રાખ્યો, પરમ પ્રભૂ ઉપરે;
દલપતરામ કહે દારણ દુખ, હરિવિના કોણહરે. કમાણી. ૯;

---

## પદ ૬ ઠું.—સત્યવિષે રાગ ઠુમરી.

"જાદુગારો ધુતારો કહ્યુ કરી ગયોરે" એ રાગ.

ચિતે ધારી વિચારીને ઉચારી જુઓરે,
સત્ય કેવું છે સુખકારી જુઓ; ચિતે. ટેક.
સત્ય ઉચ્ચારે તે સુખ ધારે,
હાંરે ન વિચારે તેની સ્થિતિ તો નઠારી; જુ. સ. ૧.
સત્યની વાણી સઘળે પ્રમાણી,
હાંરે ઉર આણી વખાણી નરનારી; જુ. સ. ૨.
સત્ય તજ્યથ તો જશ ટળી જાય છે,
હાંરે ખાય ખત્તા અને થાય છે ખુવારી; જુ. સ. ૩.
સત્ય આધારે ધનને વધારે,
હાંરે વડા વિદ્વાન વિવેકી વહેપારી; જુ. સ. ૪
સત્ય ન બોલે તે ખર તોલે,
હાંરે સત્ય બોલે તેનો સે શોભા સારી; જુ. સ. ૫.
પરમ પિતાજી સત્યથી રાજી,
હાંરે પૂરાપાજી રહે રાજી સત્યધારી; જુ. સ. ૬.
પરમ ધરમ પણ સત્ય પ્રમાણ્યો,
હાંરે બોલી જાણ્યો ઉર આણ્યો સર્વ ભારી; જુ. સ. ૭.
દલપતરામે કહ્યું શુભ કામે,
હાંરે સર્વ કામે સદા સત્યને સંભારી; જુ. સ. ૮.

---

## પદ ૭ મું.—ભોળા જન વિષે.

"પ્રભુ તને ભજન તે કેમ થ..." એ રાગ.

ભાઇજન ભોળાને ભૂતળમાં, સમજે નહિ સવળ અવળમાં
ભાઇ. ટેક.
જ્યાં જેવી સોબત ત્યાં જઇને, તરત ગરક તે થાય;
જેમ ગંગાજળથી મદિરાથી, માટી પલળી જાય. ભાઈ. ૧.
સત્ય અસત્યની સમજણુ નહિ, સમજે નહિ સાર અસાર;
છાતીએ ગાંઠ પડી નવ છુટે, હિકમત કરો હજાર. ભાઇ. ૨.
હસે રૂએ કે હઠ પકડે, વણ કારણ કરે લડાઇ;
વણ સમજ્યા વિવાદ કરે, તે ભોળા કહીએ ભાઇ. ભાઇ. ૩.
ભૂત પ્રેતની ભ્રમણા રાખે, મંત્ર જંત્રને માને;
સઘળી વાતો સાચી માને, કથન પડ્યું જે કાને ભાઈ. ૪.
રૂપું આપી સોનું કરાવે, કોઇ કિમિયાગર પાસે;
સોનું બનતતો તે શિદ રખડત, ભોળાને નવ ભાસે. ભાઇ. ૫.
વગર વિચાર ઉચ્ચાર કરે પણુ, જોગ્ય અજોગ્ય ન જાણે;
શુભ રીતે શિખામણ દેતાં, ઉલટો અવગુણુ આણે. ભાઇ. ૬
મનસૂબા બહુ મોટા રાખે, જોગ બને નહિ જેનો;
પોતામાં જે ગુણુ નહિ પૂરો, ધરે ગરવ ઉર એનો. ભાઇ. ૭
ભોળા ભૂપતિની ભૂમિમાં, પ્રજા અધિક પીડાય;
ચોરી કરીને ચોર જતો રહે, જોગી માર્યો જાય. ભાઈ. ૮.
અજ્ઞાની અજ્ઞાનપણાથી, વચન ઉચ્ચરતાં ચૂકે;
ભોળાજન ભીતરમાં ખીજે, મહા જુલમ કરી મૂકે ભાઇ. ૯
ભવિષ્ય કારણથી ભોળપણું, એતો સહુમાં આવે;
ડાહ્યા પણુ બની જાય દિવાના, ભવિષ્ય જો ભૂલાવે. ભાઈ. ૧૦
ભોળા થઇને સ્વારથ સાધે, તે કહીએ ઠગ ભોળા;
ગાગર સાટે લઈ જઇને, ગુપ્ત કરી દે ગોળા. ભાઇ. ૧૧.
કામ કરી પસ્તાવું પડે પછી, કરેજ એવાં કામ;
ભોળાને ભીતરમાં બુદ્ધિ, દિસે ન દલપતરામ. ભાઇ. ૧૨.

---

## પદ ૮ મું.—ભવિષ્ય ભૂલવવા વિષે.

### રાગ પ્રભાતિ.

"મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદથી,
કર્મના જીવતે મર્મ બોલે" એ રાગનું.

ભૂલવે ભવિષ્ય તો કોણુ ભૂલે નહિ,
ભેદુ પણુ ભૂલથી થાય ભોળા;
કોઇ દિન સાહસિક કામ ન કરે કશુ,
તેતણા તુરંત દેવાય ડોળા. ભૂલવે. ટેક.
ધર્મરાજા બધો મર્મ મન સમજતા,
કર્મ છે દ્યુતનું કેમ માંડે;
પાળતી પતિતણાં વચન સીતા સતી,
છેક પતિ આણુ તે કેમ છાંડે. ભૂલવે. ૧.
નરપતિ નળતણી પ્રબળ બુદ્ધિ બહુ,
જૂગટે જીવ તે કેમ જોડે;
જાણીને દુર્લભા આણી જે વલ્લભા,
તેતણો સંગતે કેમ તોડે. ભૂલવે. ૨.
સંપીને શત્રુ સહુ જીતી સંસારમાં,
જાદવે જશ વિશેષે જમાવ્યો;
રાજનીતિતણી રીતચિતથી ટળી,
કુમતિ સૂઝી જ્યારે કાળ આવ્યો. ભૂલવે. ૩.
ચતુરની ચતુરતા કાંઈ ચાલે નહિ,
ભાવિ ભૂલાવતાં ચતુર ચૂકે;
અન્યને આપ ઉપદેશ આપે અતિ,
આપ ઉલટો જઈ ટેક મૂકે. ભૂલવે. ૪.
નાવની જેમ સરખીજ ન રહે ગતિ,
જ્યારે જળ પવન તોફાન જાગે;
વિબુધ વિવેકીનું થાય વિપરીત મન,
વિધિથી વિપરીત જો વેગ લાગે. ભૂલવે. ૫.
દેવ નિર્દોષતે ભૂલિ દૂષિત થયા,
દેવ ભુલાવતાં દેવ ભૂલ્યા;
માનવી માત્ર અભિમાન મનમાં કશું,
રાખીને ફોક ફરશોન ફૂલ્યા. ભૂલવે. ૬.
છાંડી દેવાંગના વિપ્રની અંગના,
ઇંદ્રને રૂડિ શું અધિક લાગી;
બુદ્ધિ બહુ તોયતે શુદ્ધિ ભૂલી ગયો,
કામની કાજ નિજલાજ ત્યાગી. ભૂલવે. ૭.
જાણુ પરવીણુ ગોસાંઈ જદુનાથજી,
આખર કાજ જે અરજ કીધી;
સમજણા સેંકડો પાસ સેવક હતા,
કોઇએ કેમ નહિ બુદ્ધિ દીધી. ભૂલવે. ૮.
અગ્નિના અધિક ઉતપાતતે સાંભળી,
સાચવી રાખવા સર્વ જાગે;
છેવટે ઈશ ઇચ્છા થકી છાપરે,
આપણી ચૂકથી આગ લાગે. ભૂલવે. ૯.
એહને કોઇ ઇચ્છા કહે ઇશ્વરી,

કોઈ કહે કર્મના આંક એવા;
જે ન ચૂકે કદા તેજ ચૂકે તદા,
કાંઇપણ છે ખરૂં એવું કહેવા. ભૂલવે. ૧૦.
જૂઠનો વેગ સત્યવાદીને જો ચડે,
બોલતાં બોલ જૂઠાજ બોલે;
પરણી સ્ત્રી પરહરી વનવિષે વિચરી,
પરવધૂ પેખીને દિલ ડોલે. ભૂલવે. ૧૧.
એવું અભિમાન અભિમાની મનમાં ધરે,
હોકરો ખાઉં નહિ કોઇ હામે;
દૈવની આગળે કરવું ડહાપણ કશું,
દીનતા દાખી દલપતરામે. ભૂલવે. ૧૨.

---

## પદ ૯ મું.—ગુરૂઓને શીખામણ.

"વૈષ્ણવ નથી થયો તુંરે, હરિજન નથી થયો તુંરે" એરાગ
સમજો શાણા ગુરૂઓરે, શુણજો શાણા ગુરૂઓરે;
શી પેરે પૂજાશો; સમજો. ટેક.
દુરાચરણથી દુર થવાને, સદાચરણના સારૂ;
સંસારીને ઘો શીખામણ, તેછે કામ તમારૂ. સમજો. ૧
અનાચાર તજવાથી ઉલટું, આપોછો ખાંઇ એહું;
બકરૂં ખેતર બહાર કાઢતાં, ઉંટ આણીને પેહું. સમજો. ૨
વિષય ભરેલાં પદ વંચાવી, કરો હો જનને કામી;
વ્રજપતિનેશીદખાલીવગોવો,જુઓછેઅંતરજામી. સમજો.૩
અવળે રસ્તે ઇશ્વર ભજતાં, જગમાં સુખ નવ જોયું;
બહુ ઝાઝું મળવાને બદલે, ખોળે હતું તે ખોયું. સમજો.૪.
શરણ પામીને મરણ પછી, જમપુરમાં પીડા વેઠી;
પીંજારી ગઇ પૂત પામવા, ખસમ ખોઇને બેઠી. સમજો.૫
પાખંડી ગુરૂજન પોતાનાં, પાપ ન નજરે પેખે;
ઉંડા કુવામાં ઉતરેલો જેમ, ડુંગરને નહિ દેખે. સમજો. ૬.
સેવક જન સઘળાને સાચા, સમજો બેટા બેટી;
દાસતણી વહુ દીકરીઓને, ભ્રષ્ટ ન કરશો ભેટી સમજો, ૭
આ અવસર છે અવર તરેહનો, જે થાશે તે જોશો;
મમત તમારો નહીગેલો તો,ખાલીસરવસ ખોશો. સમજો.૮
સેવા પામી શું સુધર્યુ જો, પૂજવા જડયા જેવે;
દુરાચરણ નહિદૂરતજોતો, સમજુ જનનહિગેરે.સમજો. ૯
આમ તમારૂં કામ બગડશે, રામ રૂઠે નહિ રીઝે;
ધામ દામને ગામ ગરાસ, તમાગજશો ઘેરઝીજે.સમજો.૧૦
ખાનપાન સનમાન મળે તોય, માન મૂકી દો મનથી;
માનરાખીભગવાનભજો,નાદાનપણુંતજીતનથી. સમજો.૧૧.
વાત સુણીને વિવેક સાથે, વિચાર વળતી કરજો;
દલપતરામનીવિનતિદીલમાં,ધીરજરાખીધરજો. સમજો.૧૨.

---

## પદ ૧૦ મું.—પ્રીતિ વિષે.

રાગ ઠુમરી.
"નાથ કૈસે ગજકો બંધ છોડાયો" એ રાગ.
દરદ દિલ દરદીનું દરદીજ જાણે,
અણજાણ્યાં તો અદેશો આણે; દરદ. ટેક.
પાણીથી દૂર લગાર પડયા થકી, તરફડે મચ્છ જે ટાણે
હાડીઆનેમન હસવું આવે, અનેકીહિ હસેતે ઠેકાણે. દરદ.૧.
ચંદ્રમાં ચિત્ત ચકોરનું ચોપ્યું, તે વાકેફ હોય તે વખાણે;
પોતાનાજીવનેપીડાપડીહોયતે,પારકોજીવશું પિછાણે. દરદ. ૨.
ચમકની તરફ ખેંચાયછે લોહડું. તે કહો કોણ તાણે;
અકળિતકારણએ અસાધારણ, પ્યારનુંએજ પ્રમાણે.દરદ ૩.
સારસ જોડું સનેહે વસે તેને, પાડતાં જુદાં પરાણે;
સુખનીઘડીતેતેસ્વપનેમળેનહિ,ટળવળીનેતજેપ્રાણે. દરદ.૪.
દંપતીનાં દિલ તેમજ તરસેછે, બંધન પ્યાર બંધાણે;
જાણેછે અંતર અરસપરસનાં, ગાઇ બતાવે શું ગાણે.દરદ.૫;

---

## હોરી ૧ લી.

"સામરો અજહુ નહીં આયો." એ રાગ.
ઘેર આવો વસંત વિલાસી; વિલાસી ઘેર. ટેક.
આવે સમે કેમ આપ થયા છો, પિયુ પરદેશ પ્રવાસી;
અવધ ઉપર દિન અધિક ગયા છે, ફાગણની ગુણ રાશી;
પ્રિયા આવી પૂરણ માસી, ઘેર આવો વસંત વિલાસી. ૧.
લખીલખી કાગળ લખવાની લેખણ, ઘણુંલખતાં ગઇઘાસી;
આપનો ઉત્તર એક ન આવ્યો, એ થકી થઇ છું ઉદાસી;
નકી બેઠી થઇને નિરાશી, ઘેર આવો વસંત વિલાસી.૨.
કંથ કથનથકી કોલ કર્યો હતો, એક દિન બેશી અગાસી;
પ્યારી તને નહિ પલક વિસારૂં, તે નથી જોતા તપાસી;
સ્વામી કેમ મળશે શાબાશી, ઘેર આવો વસંત વિલાસી. ૩.
પિયુ તમ અરથે પલંગ બિછાવું, ખાટ બાંધુ સુખ ખાસી;
ચંપા ચમેલી ગુલાબના ગજરા, હાર પેંહેરાવું હુલાસી;
વદન જોઉ નેણ વિકાસી, ઘેર આવો વસંત વિલાસી. ૪.
આ રૂતુમાં રમે પિયુ સંગ પ્રમદા, [illegible]
દલપતરામના [illegible]

કશી કેમ રાખે ક્યારશી, ઘેર આવો વસંત વિલાસી. ૫

## હોરી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

આવો પ્રાણપતિ પીયુ પ્યારા, હો પ્યારા; આવો. ટેક.
આ અવસરમાં ઉતાવળા આવી, પૂરો મનોરથ મારા;
વીતી જશે જો વસંતના દિવસો, સોનાથી શોભિત સારા;
આગળ મળવાના ઉધારા, આવો પ્રાણ પતિ પિયુ પ્યારા. ૧
ફૂલેલા ફૂલના ફાલ તે તમવિના, નિરખતા દીસે નઠારા;
સંત વસંતના રાગ આળાપે, લાગે છે તે તો લવારા;
સ્વામી હોય તોજતે સારા. આવો, ૨.
કોયલના સ્વર કાળજું કાપે, શુકસ્વર દુખ કરનારા;
વાજે દુકડ[1] ડફ, ચંગ મૃદંગને ગાજે સરોદ સતારા;
ભિતર ઉપજે ભયભારા. આવો. ૩.
સેવા કરૂં આપો સાસુના જાયા, નહીં રાખું નેણથી ન્યારા;
નાથ તમે મારી નથડીનું મોતી, હઇડાના હાર હજારા;
તમે મારા નેણના તારા. આવો. ૪.
કંથવિના મને કશુંએ ગમે નહીં, ખટ રસ લાગેછે ખારા;
દલપતરામના દેવને કહુંછું, તોડ વિજોગ અમારા;
તેથી પાડ માનશું તારા. આવો. ૫.

## હોરી ૩ જી.

રાગ ઉપર પ્રમાણે.

નણદી કેમ નાથ ન આવ્યા, ન આવ્યા; નણદી. ટેક.
જોને ગુણે પરદેશમાં જૈને, જાથુ જમાવ જમાવ્યા;
જરીએ ફરી ઘર સામું ન જોયું, કરોડ સંદેશા મેં કહાવ્યા;
કાગળ એક લાખ લખાવ્યા નણદી. ૧.
પરણીને તુરત જવા પરદેશે; શોધી સંઘાત સિધાવ્યા;
મારૂં કહ્યું કશુએ નહિ માન્યું, કરોડ તરેહ અટકાવ્યા;
રહ્યા નહિ મારા રોકાવ્યા. નણદી. ૨.
નૂર આપી નવા નાવમાં જ્યારે, નવ નવા ભાર ભરાવ્યા;
એવે સમે છાંટા આંસુના મારી, આંખેથી ખૂબ ખરાવ્યા;
અવધ ખટ માસ ઠરાવ્યા; નણદી. ૩.
ખરેખરા સમખાઈ ખચિત કરી, ઉરવિશ્વાસ આણાવ્યા;
જર અરથે જળપંથ જવાના, અગણિત ગુણતો ગણાવ્યા;
ભલા ભલા ભેદ ભણાવ્યા; નણદી. ૪.
બહુ બહુ અંદર અંદર જૈને, મૂલથી માલ મગાવ્યા;
લાભ મજ્યો તેમ લોભીયા થૈને, લોભ અંથોભ લગાવ્યા;
લોભે સમંભારે ભગાવ્યા; નણદી. ૫.
વાટ જોતાં દસ વર્ષ વિત્યાં પણ; લાજે ન કોઇના લજાવ્યા;
જોબન જોર તો જાયછે જલદી, નહિ શણગાર સજાવ્યા;
ભલા નહિ વેષ ભજાવ્યા; નણદી. ૬.
મુદત દિવાળીના દિવસની દીધી, વાયદા તે તો વટાવ્યા;
ફરીનેઅવધ્ય વળી ફાગણુનીલખી, એ પણ દિવસો આવ્યા;
હરખ હૈએ નહિ ઉપજાવ્યા; નણદી. ૭.
રંગે રમે હોરી મળીને રસીલી, કેશુડે રંગ રચાવ્યા;
પરણેલાને પ્યારી પરસ્પર છાંટે, મનહર ખેલ મચાવ્યા;
ભાળી ભડકા પ્રગટાવ્યા; નણદી. ૮.
તાળ મૃદંગ વિણા ડફ વાજે, રાગ રસિક ગવરાવ્યા;
વિરહણીને તો વિશેષ વધે દુઃખ, ચિંતા રોપા વવરાવ્યા;
ચણ્યા લોહના ચવરાવ્યા; નણદી. ૯.
ચંપા ગુલાબ ચંબેલીને ચોદશ, ફૂલડે ફુલી ફૂલાવ્યા;
ભોળવીને કોઇએ મુજ ભરથારને, ભાન જરૂર ભુલાવ્યા;
કાંતો રહેવા કબુલાવ્યા; નણદી. ૧૦.
દાહાડા વસંત રૂતુના જે દુર્લભ, ગાફલ થૈને ગુમાવ્યા;
કાંતો કોઇએ મારા અવગુણકહી કહી, મુજભરથાર ભમાવ્યા
કોણે એવી અકલ કમાવ્યા; નણદી. ૧૧.
કર્મ ક્રિયા ભવના નડયાં નણદી, ઉરમાં અંગારા ધખાવ્યા;
દલપતરામના દેવને કહુંછું, પિયુથી વિજોગ રખાવ્યા;
એવા કેમ લેખ લખાવ્યા, નણદી કેમ નાથ ન આવ્યા.૧૨

## હોરી ૪ થી.

"મત ડારો પીચકારીરે મેં તો સવરી ભીંજાઇ ગઇ."—એ રાગ.

વસંત રૂતુ ખીલ્યો વનમાં રે,
મોટી ખુશી મારા મનમાં; ટેક.
દેશમાં વાગ્યો સુધારાનો ડંકો,
શુભ થયું એજ શુકનમાં રે; મોટી. ૧.
ધરણીમાં થઇછે કુધારાની કમતિ,
ગમતી સાફાઇ ગગનમાં રે; મોટી. ૨.
આજ પ્રજાતો સ્વતંત્રતા પામી,
વદનથી વદતાં વચનમાં રે; મોટી. ૩.
બાગમાં ફૂલ બહુ વિધ ફૂલ્યાં,

[1] નરઘાં.

ફુલ ફેલાઇ છે જનમાં રે; મોટી. ૪.
ઘેર ઘેર ઓચ્છવ અતિ ઘણા થાએ,
ગાયછે ગીત ગાયનમાં રે; મોટી. ૫.
રંગ ઉમંગે થયાં મુખ રાતાં,
હોય જેમ હોરી ખેલનમાં રે; મોટી. ૬.
ધાણીની પેઠે તો ધન વહેંચાયું,
ભળીયા છે લોક ભજનમાં રે; મોટી. ૭.
દલપતરામના દેવે દયાથી,
દીધો આનંદ આદનમાંરે; મોટી. ૮.

---

### કેફ વિષે.—દોહરો.

ભાંગ અફીણ ગાંજા થકી, ઉપજ્યાં કષ્ટ અનેક;
રાજ ગયું દોલત ગઇ, વિદ્યા તથા વિવેક. ૧.

### ગરબી ૧ લી.

"ધન્ય અંબે માત વશીયાં ડુંગર
માંહરે જાયગા જોઇને."
એ રાગ.

કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા,
નિર્લજ નરછે કેફતણા કરનારરે; જગમાં જેટલા. ટેક.
આ જગમાં જે જન કેફ કરે,
તેના તનમાં રોગ અનેક ઠરે;
તેની નિશ્ચે નરમાં લાજ નરહે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૧.
તેનાં બાળક બાજરીને રડશે,
તેને લેણાવાળા નિત નડશે;
પછી ગભરાઇ બાઇરીને લડશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૨,
નિત નવી નવી ફરિઆદો થાશે,
વસતર હરરાજે વેચાશે;
કેફી સરકારે દોરાશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૩.
બે ભાન થઇ ભૂલ્યો ભમશે,
નરસી જગોમાં જઇ રમશે;
અભિમાન તજી ગાળો ખમશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૪.
તેને ઘરધંધો નહીં હાથ ચડે,
તેની બુદ્ધિ બગડી કેફ વડે;
તેને રસ્તો સુધો નહીંજ જડે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૫.
એવો અક્કલ હીણો કોણ હશે,
ધન ખરચીને દુખીઆરો થશે;
કોણ મરવા સામે પૂર જશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૬.
કાંઇ નથીરે એમાં સ્વાદ કશો,
કેફથી ઉલટા હેરાન થશો,
પછી મરીને જમને હાથ જશો;
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૭.
તમે વિગતેથી વિચાર કરો,
વળી પરમેશ્વરથી કાંઇક ડરો;
દલપતની વિનતિ દીલ ધરો,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૮.

---

### ગરબી ૨ જી.

"સુણજો સાજનો રે"—એ રાગ.

સજ્જન લોક વિચારી, સારી શિખામણ મન ધરીએજીરે
જેમ તેમ મુખ બોલાએ, જેથી દિલમાં તેથી ડરીએ કેફ
ન કરીએજી. ૧.
તાળી પાડી દોષ દેખાડી, કહુંછું દહાડી દહાડીજીરે;
માઇ વેણુ તમે માનોતો, તજજો મદિરા તાડી. કેફ. ૨.
કેફ કર્યાથી ઘટશે બાઇ, ચિતમાંથી ચતુરાઇજીરે;
ધન ખરચી લેવી લુચ્ચાઇ, મોટી એ મુરખાઇ. કેફ. ૩.
લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વિચારે ગધ્રોજીરે;
સાર નથી એમાં કાંઇ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ. ૪.
વેદ પુરાણ કુરાન કિતાબો, જોજો તેક તપાસીજીરે;
એ લક્ષણ તજવાથી મળશે, સધળેથી સાબાશી. કેફ. ૫.
કાજી મુલાંનો મત એછે, એ મન અંધારનોજીરે;
હિંદુમાં ગોહત્યાથી પણ, દોષ ઘણો દારનો. કેફ. ૬.
મદિરા સારૂં મારૂં તારૂં ચોર્યાનું નિત થાશેજીરે;
કોઇ સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ. ૭.
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીત રખડશોજીરે;
કહે દલપત કરમાં દીવો લઇ, કોઇ ન કુવામાં પડશો. કેફ. ૮.

### ગરબી ૩ જી.

"આવો હરિ શિવશંકર આગા."—એ રાગ.

નહિ નમે કેફ કરમ કરતું,

જેથી થાયે મોત વિના મરવું, તજો તમે કેફ. ટેક.
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરથી વિચારો;
દુઃખી થશે કેફનો કરનારો, તજો તમે. ૧.
પીશે જે જન મદિરા તાડી,
તેનાં ફળ દેશું દેખાડી;
ઊંચે પદથી દેશે પાડી, તજો તમે. ૨.
અફીણથી કૈક ગયા ઉડી,
ગમાવી ગાંઠથકી મૂડી;
મૂઆ દુઃખ દરીયામાં બુડી, તજો તમે. ૩.
મૂરખને મૂર્ખ મળે સંગી,
લીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણા એનો અડબંગી, તજો તમે. ૪.
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકોમાં નિંદાશે, તજો તમે. ૫.
પીએ કોઈ ગાંજો ગુણ જાણી,
ધુમાડો ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી, તજો તમે. ૬.
તે સર્વે રોગ કરે તનમાં,
અમે સાંભળ્યું વૈદો જનમાં;
મોટા તમે માની લેજ્યો મનમાં, તજો તમે. ૭.
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચિત્તે;
રેજો રૂડા માણસની રીતે, તજો તમે. ૮.
પ્રભુ થકી જો દિલમાં ડરીએ,
કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ, તજો તમે. ૯.
બનાવી ગરબી બહુ સારી,
ગુણી જે દેશે વિસારી;
તેના મુખ ઉપર પેજારી, તજો તમે. ૧૦
વારે વારે શું કહીએ વારૂ,
સ્નેહે કરી કહુંછું તમ સારૂ;
માનો દલપત કહે કહ્યું મારૂં, તજો તમે. ૧૧.

**ગરબી ૪ થી.—કેફના અવગુણ વિષે.**

"લાલ પીઆરીનો સાહેબોરે"—એ રાગ.

શીખ કહુંછું તે સૌ સાંભળોરે,
કેફ વિસારો અફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ટેક.
અવગુણ અતિ ઝાઝા અફીણમાં રે,
એથી હોયછે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૧.
મોટે મેહેલ ચડીને બેસતારે,
અફીણથી એજ થયા હરરાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જે નર ભોજન જમતા ભાવતાં રે,
રડતા દીઠા અન્નને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૨.
વાહન રથ ઘોડાને પાલખી રે,
ચાલ્યા પગ પાળા તજી તે તેહ હો લાલ.
લાલ કસુંબા નવ લીજીએ રે;
રાતા માતા શરીરે શોભતા રે,
દીઠા તેના દુર્બળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૩.
જે નર ચતુર શિરોમણી જાગતા રે,
નીરખ્યા તે નિદ્રાલે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જે નર બહુ જુક્તિથી બોલતારે,
તે નર ભાખે ભાગ્યાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૪.
જેની અતિ સભળાતી આબરૂ રે,
તેર મ લોકોમાં નિંદાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જેનું સાચપણું સૌ માનતારે,
તે સાચો થાવા સમખાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૫.
તોપણ સાચમનાય નહિ તેહનુંરે,
સર્વે લોક તજે વિશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
તે નર દુનીયામાં જીવતો મુઓરે,
સારૂં મનુષ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૬.
બહુ દુઃખછે એવા બંધાણમાં રે,
કોઈદીન કરમગતિ હોય હીણ હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએ રે;
પૃથ્વી ઉપર પગ ઘસવા પડેરે,
તે ઘડી આવે મોઢે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૭.
જે કોઇ તજશે વસ્તુ કેફની રે,
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
શિક્ષા સુંદર દલપતરામની રે,
સજ્જન સહુ કોઇ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૮.

---

## ગરબી ૫ મી.

### કેફ વિષે.—પરજીયો.

"જીવે માણીગર બંદલો"—એ રાગ.

કેફી સૈયર જેનો કંથડોરે, તેનાં પૂરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહીં, હાંરે તપે તનડામાં તાપ. કેફી. ૧
એવો દિસે અળખામણો રે, જાણે જીવનો ટોલ;
આડા બોલો અફીણીઓ, હાંરે એનાં ગાત્ર ગળેલ. કેફી. ૨
એક ટકાની નહીં આબરૂ રે, પીંટયો ચોટાનો ચોર;
દહાડી દોરાય દરબારમાં, હાંરે પુઠે લોકોનો ખોર. કેફી. ૩
અપોચિઓ ને ઘણો આળસુરે, કાંતો ઊંઘે કાં ગાય;
રળવાની શક્તિ રહે નહીં, હાંરે રળ્યું રંડાતું ખાય. કેફી. ૪
બારેથી આવે બે બાકળોરે, હોંણા દેખાય હાલ;
ખૂણે ઢાળીને પડે ખાટલો, હાંરે બેરી છૈયાંનો કાળ. કેફી. ૫
બાળકને ખાવા નહીં બાજરીરે, પીટયો પ્રગટે ઉછાંદ;
છતે ધણીએ બળે છાતડી, હાંરે વેઠે રંડાપો રાંડ. કેફી. ૬
લાજ હીણો લેખે નહીંરે, જશે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં, હાંરે બોલે જુઠેરા બોલ. કેફી. ૭
કોઈ કોઈ વખત થાય કેફથીરે, લેયા ફુટા હેરાન;
તેમ શિખ દલપતરામની, હાંરે ધારે ન કાન. કેફી. ૮

---

## ગરબી ૬ ઠી.

"ઓધવજી સંદેશો કહેજો શામને"—એ રાગ.

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
કાઢયાં શોધી કીયા જનમનાં વેરજો;
જનમ સમે નવ આપ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને. ૧.
ઉછેરી નાંખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતાં વીતી જાય જો. મા મુજને. ૨.
આવરદા મારીરે અતિ લાંબી થઈ,
ત્રાગ નહીં જે તોડયે તુટયો જાયજો;
કર્મતણી કહાણીરે કયાં જાયે કહી,
છાંય કૂવાની કૂવાવિષે સમાયજો. મા મુજને. ૩.
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાયજો;
સાત જનમ પામુંરે શોક અપારમાં,
પાર ન આવે કરતાં કરોડ ઉપાયજો. મા મુજને. ૪.
રમતું ને જમતું તો મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડજો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે,
પૂરણ માતું પરમેશ્વરનો પાડજો. મા મુજને. ૫.
ફરી જનમ ધરશુંરે ત્યાં સુખ પામશું,
આ અવસર તો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ કરીને હિમ્મત રાખશું,
ભાગ્યે લખીયો દેવે આ ભરતારજો. મા મુજને. ૬.
પાપ નથી કીધાં મેં આવડાં આપજો;
પ્રગટયાં આવી પેલા ભવનાં પાપજો;
લેખ લખ્યા દેવે તે ટાળ્યા નવ ટળે,
કર્મ કરે તે ન કરે માને બાપજો. મા મુજને. ૭.
દિલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખું રૂદેમાં કેના ઉપર રોષજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છૂટવું,
દલપતના સ્વામીને ન દેવો દોષજો. મા મુજને. ૮.

---

## ગરબી ૭ મી.

કેફીની સ્ત્રીના બાર મહિના. વાલાજીના ગરબાનો રાગ.

૧ કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી,
આજે અભાગાના દુઃખનો નાવે અંત; સાંભળ સાહેલી.૧
દિવસ ઘટે ને રજની મોટી થાયરે, સાહેલી;
આ કેફીની અભાગાના કેમ દિન જાયરે; સાંભળ સાહેલી. ૨.
હિમાળાનો શીતળવાયુ વાયરે, સાહેલી;
આજે મહિનો એવો રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩

રહો જોડીને નેણુ સંગાથે નેણુ જે;
જેમ ન છૂટે ખૂટો કાચ બિલ્લોરનો;
દલપતના સ્વામી છો,જાણુ પ્રવીણુજે,એ મહીને.૧૩.

---

## ગરબી ૩૩ મી.—ભણેલી પુત્રીના હર્ષ વિષે.

### ગરબા છંદ.

„આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા." એ રાગ.

પુત્રી કહે મા પાસ, હાસ કરી હેતે મા;
અતિ સોંપ્યો અભ્યાસ, આશ પુરી એ તેં મા. ૧.
ભર્ણો ભણુતર ભલો ભાત, વાત વિવિધ વાંચી મા,
પુરણુ થૈ પ્રખ્યાત, સાત સુખે સાચી મા. ૨.
દીલમાં લઈ ઉપદેશ, એશ ઉન્નેશ થયો મા;
હૈડે હરખ હમેશ, લેશ કલેશ ગયો મા. ૩.
ધન ધન આ અવતાર, સાર લીધો સાચો મા;
ઈશ્વરનો આકાર,[1] વાર ઘણી વાંચ્યો મા. ૪.
જ્ઞાન પદારથ પાન, કાન વડે કીધું મા;
લૈ વિદ્યાનું દાન, માન મહા લીધુ મા. ૫.
ન મળ્યો દપકો દેશ, એશ ભુગોળ ભણી મા;
વળી થૈ વાત વિશેષ, દેશ સમગ્ર ગણી મા. ૫.
પાક વિધિ પરસિધ, સિધ કરી સારી મા;
આક સીત્ર નવનીધ, દીધ દયા તારી મા. ૭.
ગણુતાં શીખી ગણિત, ગીત શબ્દ સાખીમા;
ચિત્ર ભરત દૈ ચિત, રીત શીખી રાખીમા. ૮.
દેખી અદભુત દાવ, પાવ પ્રથમ દીધો મા;
ભણી ગણી ધરી ભાવ, લાવ ભલો લીધો મા. ૯.
ભટકે પણુ નહિ ભાગ, લાગ જડે જેનો મા;
ઉંડો અરથ અથાગ તાગ, લીધો તેનો મા. ૧૦.
પછી બીજા પરગુણુ, ગુણુ લીધા ધારી મા;
એ આઠામાં લુણુ, ગુણુ માતા મારી મા. ૧૧.
પૂરો સુરો રજપૂત, ભૂત થકી ભાગે મા;
મન મારૂં મજબુત, તુત ગણી લાગે મા. ૧૨.
હિમ્મત ધરૂ હજાર, બાર જઈ બેશી મા;
ભ્રમણાનો શો ભાર, પાર શકે પેશી મા. ૧૩.
કીધો વેહેમનો હોમ રોમ, નથી બીતી મા;
વાર ગણુાયો ભોમ, સોમ ગયો વીતી મા. ૧૪.
મે આભે ભરી બાથ, સાથ વિના સાથે મા;
દયા કરી દીનનાથ, હાથ ગ્રહી હાથે મા. ૧૫.
એ પ્રભુનો જે પાડ, ખાડ ખણી દાટે મા;
તે જન મોટા તાડ, ઝાડ સુકા સાટે મા. ૧૬.
વિદ્યા કળા વિહિન, ચીન ચડી જાશે મા;
પણુ તે પર આધીન, દીન થઇ થાશે મા. ૧૭.
નહિ વિદ્યા નવટાંક રાંક જુવો જેવા મા;
વળતી કાઢે વાંક, આંક કરમ એવા મા. ૧૮.
ફાવે એવી ફોજ, હોજ ભર્યાં પાણી મા;
જો નહિ જાણે ચોજ,[1] રોજ ભણી રાણી મા.૧૯
તો તેનો અવતાર, છાર પડી છુટયો મા;
કહે કવિ ધિક્કાર, તાર નર્શીબ તૂટયો મા. ૨૦.
હું હોસે કદી હીર, ચીર નહી ચાહતી મા;
નહિ પામી કદી નીર, ખીર કદી ખાતી મા. ૨૧.
ઘડયા કનકના ઘાટ, કાટ ચડયા દીધા મા;
મેં ભણવાને માટ, ડાટ વળણુ દીધા મા. ૨૨.
ચાતુરતા હીર ચીર, ધીરજ જળ ધોયું મા;
શોભે તેથી શરીર, જીરણુ નવ જોયું મા. ૨૩.
હરિગુણુ હાર હજાર, ભાર નહિ ભાસે મા;
સદગુણુના શણુગાર, પાર વિના પાસે મા. ૨૪.
કરતી પર ઉપકાર ખાર તજી ખોટો મા;
પુસ્તક પઢી અપાર, સાર મળ્યો મોટો મા. ૨૫.
અરધું જમી અનાજ, કાજ લીધું સાધી મા;
લોક વિષે તો લાજ, આજ અધિક વાધી મા.૨૬.
ગણ્યા ભલા સુખ ભોગ, રોગ ગણે રોગી મા;
એમ કીધો ઉદ્યોગ, જોગ જપે જોગી મા. ૨૭.
સરસ નરસ કદી શાક, પાક નહિ ગણુતી મા;
હતી ન કોયની હાક, થાક ભુલી ભણુતીમા. ૨૮.
કાયા સુકી કોડ, હાડ જતે થૈતી મા;
પણુ નહિ પાડયો પાડ, આઠ વરસ ગઇતી મા.૨૯
આગળ તો ઉદમાત, રાત દિવસ કરતી મા;
પોઢી ઉઠી પ્રભાત, સાત સદન ફરતી મા. ૩૦.
ત્રણુ મારાં માબાપ, આપ અમુલ્ય થયાં મા;
ટાળ્યા સહુ સંતાપ, પાપ પતાળ ગયાં મા. ૩૧.
જે તું કથન કહીશ, શિશ ધરી સાંખું મા.
મનમાં ગુણુ માનીશ, રીશ નહી રાખુ મા. ૩૨.
નવજુગ રેહેશે નામ, દામ વિના દીધે મા;

---

૧ આકાર નહીં પણુ ઇશ્વર કેવોછે તે વિષે વાચ્યું.

૧ મર્મ.

મળશે નિરમળ ધામ, કામ સરસ કીધે મા. ૩૩.
લહિ લહિ પેન સિલેટ, પેટતણી પાસે મા,
બહુ બહુ ચિતરૂં એક, ભેટ લીંટી ભાસે મા. ૩૪.
માગું ખુરશી મેજ, એજ ઇચ્છા આણું મા;
આપું વાળી અવેજ, તેજ હું હઠ તાણું મા. ૩૫.
વળી વેઠે જેમ વેઠ, શેઠ તણા અનુચરમા;
શું શ્રાવણ શું જેઠ, ઠેઠ નિશા અવસર મા. ૩૬.
ખેઠી કશીને કેડ, હેઠ રહી બાકી મા;
છાંડી નહિં છછેડ, ખેડ ખરી પાકી મા. ૩૭.
નીચાં રાખી નેણ, કેણ શુણું કાને મા;
વળી વાંચું સુખ દેણુ, વેણુ પછી પાને મા. ૩૮.
સિધ કરવા સંકેત[1], હેત સહિત હળતી મા;
રહે શરીર સચેત, વેત કરૂં વળતી મા. ૩૯.
કોટી પ્રકારે કેદ, ખેદ વિના ભ્રમતી મા;
વિપ્ર ભણે જેમ વેદ, ભેદ લેવા ભમતી મા. ૪૦
તપશી તપમાં જેમ, તેમ ઠરાવ ઠરયો મા;
પૂરો આણી પ્રેમ, એમ અભ્યાસ કર્યો મા. ૪૧.
સુકથી ચેરાચેર, ફેર ફરક જોતી મા;
રૂડાનું લેહી શેર, ઘેર ઘણું રોતી મા. ૪૨.
કુંવરીઓ કેટલીક, બીક નહિ ગણતી મા;
આળસ આણી અધિક, ઠીક નહિ ભણતીમા. ૪૩;
હસતી હુકા હૂક, ભૂક લહી બોખીમા;
ઠાલું વલોવી થુંક ચૂક કરે ચોખી મા. ૪૪.
ભણવાની નહિ ભૂખ, સુખ ગપો ગાતી મા;
તે દેખી થઇ દુઃખ, સુખ શાંતિ જાતી મા. ૪૫.
છપડી લેવા છુટ, ફૂટ કરી મરતી મા;
હુંતો અરથ અખુટ, લુટ લઇ ભરતી મા. ૪૬.
હોય ખરા જે હંસ, વંશ વિષે વળગ્યા મા;
નીરખીર નિઃસંશ, અંશ કરે અળગા મા. ૪૭.
સાચ વિષે જોઈ જૂઠ, પૂઠ કરૂં પેહેલી મા;
રૂઠ ગમે તો તૂઠ, મૂઠ નહી મેલી મા. ૪૮.
કરતુ કરતુ કેલ, ખેલ તણું ખાતું મા;
રમતનણી રસ રેલ, તેલ અપ્યું તાતું મા. ૪૯.
શીરો સુંવાળી શેવ, દેવ ચજે ભાગી મા;
તે ખાવા તતખેવ, ટેવ દીધી ટાળી મા. ૫૦.
ચોરે ચૌટે ચોક, લોક મળે કાલા મા;
દેખી હલાવે ડોક, ધોક વચે ઠાલા મા. ૫૧.
શોધે નહિ સુગંધ, અંધ ઘણા એવા મા;
બોલે પણ નિરબંધ, ધંધ ધરે તેવા મા. ૫૨.
જુદ્ધ વિષે જે જોધ, બોધ કરે બળથી મા;
શત્રુ તણો કરીં શોધ, ક્રોધ કરે કળથી મા. ૫૩,
[1]ગોપ કરી એમ કોપ, તોપ ભરી તગે મા;
તો જશનો ધરી ટોપ, ઓપ લીધો અગે મા.૫૪.
જો ભણી હું નહિ હોત, જોત નજર જતી મા;
ખેલ ખરેખરી ખોત, મોત લેત માગી મા. ૫૫.
જડથી ન કરૂં જુદ્ધ, બુધ ફરી આણું મા;
ઉજળું એટલું દૂધ, શુદ્ધ સરવ જાણું મા. ૫૬.
ભમતા દેખું ભૂપ; રૂપ રગે રૂડા મા;
ચેતી ચાલુ ચુપ, કુપ ગણી કુડા મા. ૫૭.
કરવા કેલ ફિતુર, ઉર ઇછા ઠરની મા;
પાપતણું ગણી પૂર, દૂર થકી ડરતી મા. ૫૮.
ઉપજે સંકટ ચળ, ધૂળ તદાં ધરતી મા;
છળનું છેદી મૂળ, કુળ ઉજવળ કરતી મા. ૫૯.
આવ્યાં વિઘન અનેક, ટેક નહી તુટી મા;
ઇશ્વર પ્રીતિ એક, છેક નહી છુટી મા. ૬૦.
ઠરની પૂરા કોડ, ખોડ નહી ખાતીમા;
ઉગ્યા નશીબના છોડ, જોડ મળી જાતીમા. ૬૧.
પામી પરમ પવિત્ર, મિત્ર સરસ સ્વામીમા;
વિદ્યાવંત વિચિત્ર, ચિત્રકળા જામી મા. ૬૨.
કરીં કરણા કરતાર, પાર નહિ પુન્યે મા;
લહીં ઉચાર લગાર, વાર રહીં સુન્યે મા. ૬૩.
જડ બુદ્ધિ મટી જાય, ગાય પદે પ્યારૂં મા;
રિઝે જગતનો રાય, થાય સરવ સારૂં મા. ૬૪.
ગાય બજાવી ગાલ, ચાલ કુડી ચાલે મા;
નહિ થાશે તે ન્યાલ, સાલ થઈ સાલે મા. ૬૫.
શુભ કે ગરબો આમ, ગામ વચે ગાશે મા;
રાજી રહેશે રામ, કામ સુફળ થાશે મા. ૬૬.
સંવત શ્રુતિ શશિ નાગ, "જગજાગજોઈતા[2]" મા;
પક્ષ અશાડો માગ[3], રાગ તિથી મોકતા[4] મા ૬૭

૧ સમરંગા.

૧ છાનું.

૨ યત ભાગનો ભોકતા તે પરમેશ્વર ઈને હિ. સંવત ૧૯૧૪.

૩ પ્રાક પેરીયા. ૪ ધરી.

વર્ણીને અમદાવાદ, સ્વાદ રચ્યો સારો મા;
નહિ અવગુણ એકાદ, યાદ કરે યારો મા. ૬૮.
બુદ્ધિ વર્ધક પાસ, દાસપણે દીધો મા;
કરવા પ્રગટ પ્રકાશ, આશ દઈ લીધો મા. ૬૯.
વાસ પ્રથમ વઢવાણ, જાણુ ઘણાં જેમાં મા;
રાજસિંહ માહારાણ, આણ ફરે ફરતી મા. ૭૦.
નાગર પામ્યા નામ, દામ કવિ સવિતામા;
રેહી ત્યાં દલપતરામ, કામ કરે કવિતા મા. ૭૧.
અંતર પ્રેરક ઇશ, રીશ નહિ રાખો મા;
જયજય શ્રીજગદીશ, વિશ વખત ભાખો મા. ૭૨.

---

### ગરબી ૩૪ મી.—સૈયરો મળવા વિષે.

"રંગ ભર રમતાં રાસમાંરે, હાંહાંરે રસ વાધ્યો છે ઢગલે."—એ રાગની.

આજ ઘડી આનંદનીરે, હાંહાંરે મળી સૈયર સમાણી;
ચારે દિશાએ ચંદનીરે, હાંહાંરે પસરી પથરાણી ;આજ. ૧.
ટોળે મળી તેવ તેવડીરે, હાંહાંરે ગોરી ગરબીઓ ગાવાં;
અકલ વિષે પણએવડીરે, હાંહાંરેમચી ધુમ મચાવાં;આજ.૨
ફરતે ફેરે ફરે ફુંદડીરે, હાંહાંરે પાડે તાનમાં તાળી;
ચળકતી ઓઢી ચુંદડીરે, હાંહાંરે રંગે રૂડી રપાળી;આજ.૩.
મધુરસ્વરે મુખ ઓચરેરે, હાંહાંરે કંઠ કોકિલા કહીએ;
હાવભાવે હૈડું હરેરે. હાંહાંરે જાણે જોઇજ રહીએ;આજ.૪.
હંસની ચાલે ચાલતીરે, હાંહાંરે જાણે ઢેલ ઢળકતી;
આંગળે અંગુઠી ઘાલતીરે,હાંહાંરે ચુનીદારચળકતી;આજ.૫.
મરદંગ વાજે માનમાંરે, હાંહાંરે રાગ ગાય રસીલી;
ગાય ગીતો રૂડા ગાનમાંરે, હાંહાંરેછુટેછેડે છબીલી;આજ૬.
લાડકડી લટકાં કરેરે, હાંહાંરે હોઠે દીસે છે હસતી;
ડગમગતી ડગલાંભરેરે, હાંહાંરેધીરેરહી ઘસમસતી;આજ.૭
હૈયે ગુલાબના હારડારે, હાંહાંરે ચોખી ચંપક કળીઓ;
કપુરતણાજેવાકંથારડારે;હાંહાંરેઅંગેએવીઉજળીઓ;આજ.૮
ચતુરાઈથી ગુંથ્યા ચોટલારે, હાંહાંરે ધજ ધુપેલ ધરીઆં;
પ્રેમતણાંજાણેપોટલારે,હાંહાંરેએવાંભાવનાંભરીઆં;આજ.૯
આકાશથી જાણે ઉતરીરે, હાંહાંરે પ્રિયા પ્રત્યક્ષ પરીઓ;
સુંદરજાણેશોભાભરીરે, હાંહાંરે દીપેદેવદીકરીઓ; આજ.૧૦
જોવા જેવી જુગતી થઇરે, હાંહાંરે શોભા શી હું વખાણું;
ગમતમાં રાત વીતી ગઇરે હાંહાંરે વળી વાચું વહાણું;આજ.૧૧
ગઇ ગોરી હરખ ધરીધરીરે,હાંહાંરે આપ આપને ધામે;
ઈશ્વરી માયાએ ખરીરે, હાંહાંરે દીઠી દલપતરામે આજ. ૧૨.

---

### ગરબી ૩૫ મી.—નજર બાગની ગરબી.

ચાલ ગાગર ચાલ ગાગર જમનાંરે જઇએ.—એ રાગ

બાગમાંજ લાગ જોઈ લાડડી રે બોલે.
સાહેબા બાગ બનાવ રે; આંગણાની આગે.
રૂડો દીસે રાજબાગ તેજ બાગતોલે,
રૂડાં રૂડાં ઝાડ રોપાવ રે; આંગણાની આગે. ૧.
લાવી લાવી વાવી કરો કેળ થંભ લાંબા,
કેળ થંભ કેરા મને કોડ રે; આંગણાની આગે.
આગણામાં લાવી આજ વાવીએ રે આંબા,
છુટાછુટા છાજશે છોડ રે; આંગણાની આગે. ૨.
કેલબંધ કોરના કરાવીએ રે કયારા,
ગુણવંત વાવીએં ગુલાબરે; આંગણાની આગે.
સાંજને સવાર સમે શોભશેજ સારા,
હોંશનો હું શું કહું હિસાબરે, આંગણાની આગે. ૩.
હોયજો હજારી ફુલ છોડ હારો હારે,
બાગ ભાગ બની રહે બેસ રે; આંગણાની આગે.
જયે થાય જાય જુઈ જોવા જોગ જયારે,
વધે વળી વાસના વિશેષ રે; આંગણાની આગે. ૪
કાચનાં કરાવીએ કટોરા ઘાટ કુંડાં,
રૂડા રૂડા રંગથી રંગેલ રે; આંગણાની આગે.
મોગરોને માલતી મને ગમેજ રૂડાં,
વળી હોય નાગરવેલ રે; આંગણાની આગે. ૫
કેવડાનાં ઝાડ ઝુંડ જેવડાં કરાવો,
વાવો વળી એવડાં અશોક રે; આંગણાની આગે.
છાંટી રંગ છજે નીર ચોકમાં છંટાવો,
લાખ લાખ જોવા મળે લોકરે; આંગણાની આગે.૬
ચોપટવું ટાંગીએ ત્યાં પાંજરૂં રૂપાળું,
મીઠા બોલે મોરને ચકોર રે; આંગણાની આગે.
ભલી ભલી ભાતના ભણેલ પંખી ભાળું,
ચતુરના ચિત્તતણાં ચોરરે; આંગણાની આગે. ૭.
રહે આસપાસ ગુલબાસ ફુલ ફુલી,
શોભે સારી ચાંદની સમાન રે; આંગણાની આગે.
ભમરા ભમે તે ભાળી ભાન જૈએ ભૂલી,
ગાય જેમ ગુણીજન ગાન રે; આંગણાની આગે. ૮.

મેંદીતણી વાડ ઝાડને કરાવી મેલો,
બેઠક કરી કઠેરાબંધ રે; આંગણાની આગે.
ફરતા ફુવારા પાસ ખાંતે વસી બેસો,
અંતરમાં ઉપજે આનંદ રે; આંગણાની આગે. ૯.
મોટા મોટા મિત્ર મળી મંડળી મચાવો,
હું રમું સાહેલીઓ સાથ રે; આંગણાની આગે.
રૂડી રૂડી રસે ભરી વારતા રચાવો,
નેણાં ભરી નીરખું હું નાથરે; આંગણાની આગે.૧૦.
વાળી વાળી દીસે રૂડી આંગણે દીવાળી,
ભાળી ભાળી માનું મોટાં ભાગ્યરે; આંગણાની આગે.
આંગણામાં મેલું રૂડા દીવડા ઉજાળી,
જીવ ખુશી થાય જોઇ જાગ્ય રે;આંગણાની આગે૧૧.
લાખ લાખ ઇશ ઉપકાર ઉર લાવી,
નિત નિત જપશું નામ રે; આંગણાની આગે.
બેશ બેશ ગીત એજ બાગનાં બનાવી,
દેશે રૂડા દલપતરામ રે; આંગણાની આગે. ૧૨.

---

**ગરબી ૩૬ મી.—શેરના સ્વપનાની ગરબીઓ.**

"ઓ અરદેશર તારોરે ડંકોરે સુરત શહેરમાં." એ રાગ.

ઓ સહેરો રે, શેરતણા વેપારનું સ્વપનું સાંભળો;
શુભો સમજીને, ભવતારણ ભગવંતની ભગતીમાં ભળોટેક.
ઇસ્વીસન અઢારસેં થાતાં, વળિ તે ઉપર ત્રેસઠ જાતાં;
બહુ મનુષ્ય થયાં ધનથી માતાં, ઓ સહેરોરે. ૧.
જ્યાં અમેરિકામાં જુદ્ધ જાગ્યો, ત્યાંના રૂનો ધંધો ભાગ્યો,
આપણને લાભ ઘણો લાગ્યો, ઓ સહેરો રે. ૨.
તે નાણું ઘણે કયાં ધરવું, વેપાર વિશે કેમ વાવરવું;
સૂઝે નહિ જે આ શું કરવું, ઓ સહેરો રે. ૩.
પછી સરખે ભાગે શેર કર્યા, ભેળા થઇ સૌએ ભાગ ભર્યા;
હિકમતથી લાખો દામ હર્યા, ઓ સહેરો રે. ૪.
કોઈ નાણાવટું કરવા લાગ્યા, કોઇ જમીન લેવાને જાગ્યા;
કોઈ તમામ ધંધો કરી તાગ્યા, ઓ સહેરો રે. ૫.
પછી હુકમ તો પકડ્યા આડા, ખાડીના પુરાવ્યા ખાડા;
જર જોઈને ખુશ થયા જાડા, ઓ સહેરો રે. ૬
થઇ અનેક કંપનીઓ એવી, જુગતી દશે જેવી તેવી
દિઠી ઉભરાતી લક્ષ્મી દેવી, ઓ સહેરોરે. ૭.
સોદા દોડે શેરના લેવા, જન સૌ બનિયા ગાંડા જેવા;
કોઈ પુછે નહીં કોણી છે કેવા, ઓ સહેરો રે. ૮.
ઉપરિયોએ ધાર્યું એવું, ગામનું ધન લૂંટી લેવું;
પછી કર્યું તરકટ જોવા જેવું, ઓ સહેરો રે. ૯.
જે જે કંપનિ જોડી કઢાડી, અતિ ભાવ ચડાવ્યા ઉપાડી;
લોકોને લાલચ દેખાડી, ઓ સહેરો રે, ૧૦.
એમ કરીને મેળવી બહુ માયા, જેથી લોકો બીજા લલચાયા;
કહું કોણ દિવાના કોણ ડાહ્યા, ઓ સહેરો રે. ૧૧.
રોકડ ખરચી શેરો લીધા, ગાંઠેથી ગરથ ગણી દીધા;
પછી શેર તણા સટ્ટા કીધા, ઓ સહેરો રે ૧૨.
પાંસઠની સાલે પરિણામે, ઠગ બધો તે ઠામો ઠામે;
દીઠો નજરે દલપતરામે, ઓ સહેરો રે. ૧૩.

---

**ગરબી ૩૭ મી.**

"કાનુડે કામણ કીધેલાં ઓ બહેની, પેલે કાનુડે કામણ કીધેલાં. એ રાગ.

જાગિયો વાયદો જુલાઈનો રે,
જુઓ જાગિયો વાયદો જુલાઈનો;
થાંભલો એજ દગાઈનો રે. જુઓ. ટેક.
લાભનાં તો લાખે લેખાં લખાણાં,
વધી ગયો ગર્વ વડાઈનો રે. જુઓ. ૧.
સોનાં લાવીને ઘેર સોની બેસાર્યા,
ચુડો બનાવ્યો બેહેન બાઈનો રે. જુઓ. ૨.
બગી રાખીને વળિ બાગમાં બંગલો.
શાનો કરાવ્યો સફાઈનો રે. જુઓ. ૩.
વાદે કરીને વળી વેગે વધાર્યો,
સારો પગાર સિપાઈનો રે. જુઓ. ૪.
ચડતો દહાડો ગણ્યો પોતે પોતાનો,
પડતો ગણ્યો પિતરાઈનો રે. જુઓ. ૫.
રૂપઈઆ ખરચીને [illegible],
મનમાં મદ મગરૂબાઈનો રે. જુઓ. ૬.
[illegible]
મેળવ્યો [illegible] સિપાઈનો રે. જુઓ. ૭
દશ તણી [illegible],
કિધો [illegible] કમાઈનો રે. જુઓ. ૮.
[illegible]

૧ ઈ. સ. ૧૮૬૫ માં શેઠ [illegible]ની કંપની-એ ૨૫૦ )ના ઇનામની જાહેર ખબર છાપી હતી, તેથી આ ગરબીઓ રચીને ઇનામ લીધું હતું

લાહાવો લીધો લુચ્ચાઇનો રે. જુઓ. ૯.
પુણ્યને મારગે એક પણ પૈસો,
કેમ જાય કૂડી કમાઇનો રે. જુઓ. ૧૦.
સંપ હોય તો વળી સારો શોભાવે,
ભભકો ભાઈ ભોજાઈનો રે. જુઓ. ૧૧.
દલપતરામે નજરે દીઠો,
વહિ ગયો વારો નવાઈનો રે. જુઓ. ૧૨.

---

### ગરબી ૩૮ મી.

રાગ ઉપર પ્રમાણે.

સૌ જાય શેર બજારમાં રે. જન સૌ જાય,
વાત વસી એજ વિચારમાં રે;
જન સૌ જાય શેરબજારમાં. ટેક.
નોકરિઆ તે નોકરી છોડવા,
દિધા રિપોટ સરકારમાં રે; જન સૌ. ૧.
મેહેતાજીઓએ મેલી નિશાળો,
વળગ્યા એ વેપારમાં રે; જન સૌ. ૨.
હોંશથી જઇને નાણું હજારનો,
લાભ લે વાર લગારમાં રે; જન સૌ. ૩.
ધમ ધોકારથી શેરનો ધંધો,
ઉછળ્યો વરણ અઢારમાં રે; જન સૌ. ૪.
મોચી ઘાંચી ને માળી હાળીમાં[1],
સાળવી સૌ સુતારમાં રે; જન સૌ. ૫.
ગાંધી ગાંઠે શેર બાંધીને રાખે,
વસાણું ન ભરે વખારમાં રે; જન સૌ. ૬.
જેમ તેમ કરિને નાણું જમાવવું,
સમજ્યા એટલું સારમાં રે; જન સૌ. ૭.
પોતાના કામનો કશો વિચાર પણ,
ન રહ્યો કોઇ નરનારમાં રે; જન સૌ. ૮.
એકવાળા શેર સાટે બહુ ધન,
આપવા લાગ્યા ઉધારમાં રે; જન સૌ. ૯.
ચાલતાને જોઇ જોઇને ચાલે,
જેમ લશ્કરની લા'ર માંહે; જન સૌ. ૧૦.
કરજ કરી એવો ધંધો કરતાં,
પેહોંચ્યા હદથી પારમાં રે; જન સૌ. ૧૧.
દલપતરામ કહે એવું દેખી,
કોપ ઉપજ્યો કરતારમાં રે. જન સૌ. ૧૨.

---

૧ હાળી—હળ ખેડનાર અથવા ખેડુત.

### ગરબી ૩૯ મી.

"કઠણ થયા માધવ મથુરાં જઇ, કાગળ ન લખ્યો કટકો રે."—એ રાગ.

લાભ મળ્યો તેથી થઇ લોભી, શેર લાગ્યા સંઘરવા રે;
ગળપણ જાણી કણિકની ગોળી, મચ્છ ગળે જેમ મરવા રે;
લાભમળ્યો તેથી થઇ. ટેક.
બાપની દોલત દસ વિસ લાખની, તેના તો શેર લીધા રે;
અધિક વળી કરજે ઉપાડી, દસ્તાવેજ લખી દીધા રે; લા. ૧.
ઘર ધણિયાંણી કેરૂં ઘરાણું વેચી શેર વસાવ્યા રે;
સગાં સંબંધીના વળી નાણાં, લખી આપી ખત લાવ્યા રે; લા. ૨.
પ્રામેસરિ નોટો પણ વેચી, લોભે શેરો લેવા રે,
શેર વળી બેંકોમાં સોંપી, દામ ઉપાડ્યા દેવા રે; લા. ૩.
શરભર ભાવે શેર મળેલા તેથી તૃપત નથી થાતા રે;
પંદરગણું પ્રિમિયમ પણ આપી, વળી લીધા વેચાતા રે. લા. ૪.
જમાન આપી જર ઉપાડ્યાં, મિત્રોને માંહિ મૂક્યા રે;
ધમધોકારે શેરનો ધંધો, ચલાવતાં નહિ ચુક્યા રે; લા. ૫.
બાઇઓ પણ દિવાની બનીઓ, લોભનો પ્યાલો પીધો રે;
વસ્ત્ર ઘરેણાં વાસણ વેચી, શેરનો સોદો કીધો રે; લા. ૬.
ગરિબ તવંગર સૌ ગુંથાયા, માયા મોટી મળવા રે;
રાત દિવસ એ એકજ રસ્તે, રસથી લાગ્યા રળવા રે; લા. ૭.
શેર સંઘરજો શેર સંઘરજો, શેરથી વેળા વળશે રે;
વળી આવી રળવાની વેળા, મનખામાં ક્યાં મળશે રે; લા. ૮.
દલાલ દોડા દોડયો કરતા, દસે દિશાએ દેખું રે;
ઉથલ પાથલ થાય અતિશે, લાભનું ન મળે લેખું રે; લા. ૯.
શેર બજારની શોભા શી કહું, જાણે મોટો મેળો રે;
નાણું તો જેમ નિર ભરેલો, વહિ જાનો હોય વેળો રે; લા. ૧૦.
લાખનો મૂડી નહિ લેખામાં, ક્રોડ લેખાં કીધાં રે;
હોંશે તખતા જમરૂખ હાંડી, લાભ દઇને લીધાં રે; લા. ૧૧.
કઇક પુરૂષ તો અચરજ પામે, નિકળ્યું ક્યાંથી નાણું રે;
દલપતરામ કહે દુનિયાની, અંદરથી ઉભરાણું રે; લા. ૧૨.

---

### ગરબી ૪૦ મી.

"અલબેલીરે અંબે માત જોવાને જઇએ."—એ રાગ.

ઓ સજની જોને આજ, શેરે શું કીધું;
લોકોની લીધી લાજ, દુખ મોટું દીધું. ટેક.
પડવા લાગ્યો ભાવ પ્રથમથી, રૂનો જાગ્યો શોળ રે;
શેરતણો તો સરતાં સરતાં, બેઠો જે ધરખોળ; શેરે.

ચડવાની આશા રહી ચિતમાં, કાઢી શક્યા નહિ કોયરે
પુંછમાં પણ પૈસો ન રહ્યો, જન ગભરાયા જોય;શેરે૨.
કેક જાણે તો બદલા કિધા, તાજા લઈ તૈયાર રે;
મનમાં માને મેં કીધોછે, વિચારીને વેપાર; શેરે. ૩.
ક્રોડપતિ નાકાર કહે, શી ગરીબની ગુંજાશ રે;
ચોથે ભાગે ચુકવી દેવા, પૈસો ન મળે પાસ; શેરે. ૪.
શરમ ઘણી પણ શું કરવું, તે ઉપાય ન મળે એક રે;
કુડકપટ પછી કરવા લાગ્યા, છાંડિ લજ્જત છેક; શેરે. ૫.
ઉપરિઓએ આપ સ્વાર્થે, શિર લીધેલા શેર રે;
એ પણ કંપનીને ઓઢાડયા, કીધો અકરા કેર; શેરે. ૬.
સત્ય તજ્યું સારા લોકોએ, મજબુત વાળી મૂઠ રે;
જ્યાં જોઇએ ત્યાં નજરે આવે, જૂઠ જૂઠને જૂઠ; શેરે; ૭.
નાણાવટિના નામિચા જે, ગુમારતાઓ ગણાય રે;
શેઠની તેણે શીલિક ઉડાવી, એવા અધરમ થાય;શેરે.૮.
શેરતણા પાશેર થયાને, કોઇ તો થયઃ ન કામ રે.
રોકડમાં પડી રહી રસિદો, દિસે નહિ કાંઈ દામ;શેરે.૯.
લખેશરિ લા લેવા ચાલે, પેઢિ તૂટે પ્રખાત રે;
ક્રોડપતિ દેવાળાં કાઢે, કેની કહીએ વાત; શેરે. ૧૦.
રાંડીરાંડો રોવા લાગી, રોવા લાગ્યાં રાંક રે;
જતુ રહ્યું જીવકનું નાણું, અરે કરમના આંક; શે. ૧૧.
બાપનું દુખ બેટો ન મટાડે, બેટાનું દુઃખ બાપ રે;
દલપતરામ કહે દુનિયામાં, સઉને દિલ સંતાપ; શેરે. ૧૨.

---

## ગરબી ૪૧ મી.

“મા પાવા તે ગઢથી ઉતર્યા, મા કાળી રે.”—એ રાગ.

શેરે કીધો સંહાર, સઈયર શું કરિયે;
બહુ લોક થયા લાચાર, ધીરજ કેમ ધરિયે. ૧.
લેણું નવ આપે લોક, સઈયર શું કરિયે;
થઇ દીન દલાવે ડોક, ધીરજ કેમ ધરિયે. ૨.
માગે તે મૂકે કેમ, સઈયર શું કરિયે;
વળી અડચણ આવી એમ, ધીરજ કેમ. ૩.
શેરે તો લુટ્યાં શેહેર, સઈયર શું કરિયે;
કાંઇ કીધો કાળો કેર. ધીરજ કેમ. ૪.
દુનિયાંનો વાળ્યો દાટ, સઈયર;
અતિ ઉપજાવ્યા ઉચાટ, ધીરજ કેમ. ૫.
નર કંઈક થયા નાદાર, સઈયર;
વળી બંધ પડ્યો વેપાર; ધીરજ કેમ. ૬.
ઉપજી ઉરમાંહિ અધિર, સઈયર;
કંઈ નરનાં ઉતર્યાં નિર. ધીરજ કેમ. ૭.
બહુએ ખોયાં ઘરબાર, સઈયર;
એકે ન રહ્યો આધાર. ધીરજ કેમ. ૮.
કંઇ ગયા તજીને ગામ, સઈયર;
દેવાને ન મળ્યા દામ, ધીરજ કેમ. ૯.
કંઈ ઉદર ભરે નહીં અન, સઈયર;
કંઈ મરવા ઇચ્છે મન, ધીરજ કેમ. ૧૦.
કંઈ દેખાડે નહીં મૂખ, સઈયર;
કંઇ દિલમાં પામ્યા દુઃખ, ધીરજ કેમ. ૧૧.
અણઘટતું દેખી આમ, સઈયર,
દિલગિર છે દલપતરામ. ધીરજ કેમ. ૧૨.

---

## ગરબી ૪૨ મી.

“અચકો મચકો કારેલી.”—એ રાગ.

પછી ચાહત ફરિયાદો ચાલી;
કંપનીએ ચ્યા કરઝાલી રાજ; સુણો ફજેતી ફિનાનની[1]. ૧.
કંઇ હિસાબ સોંપ્યા કોરટમાં,
ખામી ન દિસે ખટપટમાં રાજ. સુણો. ૨.
ઉપરિઓએ ઊંધાં કિધાં,
લખી નામે નાણાં લીધાં. સુણો. ૩.
પછી લખી વાળ્યાં પોતે પાને,
લોકોનાં મન કેમ માને રાજ. સુણો. ૪.
ફરિ કોઇએ તો પાનાં ફાડ્યાં,
ચિતરી બીજાં ચોટાડ્યાં રાજ, સુણો. ૫.
જાણુરી માડી રકમો જૂઠી,
એમ આગ મુલકમાં ઉઠી રાજ. સુણો. ૬.
નહિ નહિ એનો તરકટ નાહાનું,
કહો છેક રહે કેમ છાનું રાજ. સુણો. ૭.
જે શેઠ ગણાતા બહુ સાચા,
કેહેવાણા કપને કાચા રાજ. સુણો. ૮.
ફિણના પરપોટા જેમ ફુટે,
તેમ કંપનિયો નિત્ય તૂટે રાજ. સુણો. ૯.
વકિલોને રળવાનો લાગો,
તે સમે [illegible] રાજ. સુણો. ૧૦.
[illegible]

---

1 કંપની.

નાણું જતાં લાજ નવરહી, જો જો દૈવના જોગ.શેરબજારે.૨૧
સત્ય તજ્યાં સત્યવાદીએ, તજ્યા બોલેલા બોલ;
બડનરજેભારેઅમહતા, તેનો પણ ઘટ્યોતોલ શેરબજારે.૨૨
ઘરમાં સંતાઇ ઘણા રહે, લાગે લોકમાં લાજ;
મરણઇચ્છેકઈકમાનવી, દેખીન ખમાય દાજ.શેરબજારે.૨૩
પ્રભુને જાચું કરી પ્રાર્થના, એજ છેલો ઉપાય;
દલપતરામના દેવતું, સઉની કરજે સહાય. શેર બજારે. ૨૪

---

### દોહરો

ગયા શિકારે શેરને, શિકારના કરનાર;
ત્યાં સમો શેરે[1] કર્યો, શિકારિનો શિકાર. ૧.
મુંબઇ ઉપર વાદળાં, ચડયાં દિસે ચોપાસ;
બળે ચિતા બેંકોતણી, ધુમ્ર ચડ્યો આકાશ. ૨.

---

### મનહર છંદ.

લેખણો ને ચાકાં રૂપી શુળ ને ખડગ લઈ,
ખાતાવહી ખપરમાં ખલકને ખાઇ ગઇ;
શેરની સવારી કરી ફરી સારા શહેરોમાં,
ચાચરમાં તાળિયો પડાવી ગીત ગાઇ ગઈ;
પ્રાણિયોનું લોહી પીવા પ્રથમ પ્રયાણ કરી.
દિવાના બનાવા મદપાન પણ પાઇ ગઈ;
કહે દલપતરામ કરવા પ્રલય કાળ,
કંપનિયો રૂપે જુઓ કાળિકા જણાઇ ગઇ. ૩.

### શાર્દૂલવિક્રીડિત વૃત.

રે તું કંપનિ કે નહિ નહિ અરે, હું કાંપિની છું સહી;
આ શું લેખણ કે નહિ, ત્રિશુળ છે, ત્રીછી અણી કયાં તહીં;
તે તો તૂટી નિશુંભ શુંભ હણુતાં, કયાં ખંડ ચાકુ બન્યું;
આવી કેમ અહીં ક્ષુધાતુર થઈ, લોહી પિવા લોકનું. ૪.

### મનહર છંદ.

હીરા કંઠી હેમ હાર તરૂણીઓ તજી બેઠી,
તજ્યાં ઘર બાર વળી એવી વેળા આવીછે;
સો સો રૂપૈઆની સાડી શરીરે શોભાવતી તે,
સવા રૂપૈઆની સાડી શરીરે ધરાવી છે;
શેરને કપાસ જેવા જાણે સદગુરૂ મળ્યા,
તેણે દલપત પોથી જ્ઞાનની પઢાવી છે;
ઓગણીસેં બાવીતણી બાવી રૂપે આવી સાલ,
બૈરીઓને બોધ કરી બાવીઓ બનાવી છે. ૫.
ખાતાવહીમાં દેખાતો સરસ શૃંગાર રસ,
જોતાં કરૂણા રસ હવે જુઓ જણાય છે;
આવરાની નોંધ એવી રસિક પ્રિયાના જેવી,
સુંદર વિલાસ જેવી હવે સમજાય છે;
બેંક રૂપી તીરથના નીર થકી ન્હાઇ ભાઈ,
વાસના વિસારી પૂરો વૈરાગ્ય પમાય છે;
દૈવતણી ગતિ દેખો દાખે દલપતરામ,
અનુભવી ગુરૂવિના અનુભવ થાય છે. ૬.

[1] વાઘ

---

### ઘોળ ૧ લું.—પ્રભાતની પ્રાર્થના કરવાના ઉપદેશનું ઘોળ.

"રાતો ઘોડો રણુ પાખરીઓ."—એ રાગ.

સુતાં ઉઠી નિત્ય સવારે, પ્રભુ પ્રાર્થના કરીએ; એહેની.
મહીમા તેનો મનમાં લાવી, ધ્યાન હૃદેમાં ધરીએ;એહેની.૧.
સૃષ્ટી સઘળી જેણે સરજી, સરજ્યા સૂરજ ચંદ્ર; એહેની.
જગમગતા તારા જોઇને, ઉપજે ઉર આનંદ; એહેની.૨.
પૃથ્વી, પાણી,સાગર સરજ્યા,પશુ પર્વતને પહાડ;એહેની.
ધરણીમાં ધાતુઓ સરજી, ઝાઝાં સરજ્યાં ઝાડ; એહેની.૩.
સઉનાં ઉપરી માણસ સરજ્યાં,આપી બુદ્ધિ અનુપ; એહેની.
અગણીત વસ્તુ ઉપજાવીછે, રૂડાં જેનાં રૂપ; એહેની.૪.
એકજ ઇશ્વર એવો એછે, બીજો નથી તે તુલ્ય; એહેની.
ભજે બીજાને ભાવ ધરી તે, ભોળા મનની ભૂલ;એહેની ૫.
સૌને કરતા હરતા સ્વામી, એવોકે એ એક; એહેની.
જુદી રીતે જનો ભજેછે, એનાં નામ અનેક; એહેની. ૬.
કરૂણાનિધીને રાજી કરવા, કામ દયાનું કરવું; એહેની.
બહુ બહુ તેની બીક ધરીને, હૈયાથકી નિત ડરવું; એહેની ૭.
એનું કાંઇએ નથી અજાણ્યું, ઉરમાં સમજે આમ; એહેની.
સમજો તો સાહી શિખામણ; કહે દલપતરામ. એહેની. ૮.

---

### ઘોળ ૨ જું.—છોડીઓને ભણવા વિષે.

"રૂકમણી અંબીકા પુજવા ચાલી."—એ રાગ.

દિયર ચાલો ને ભણવા નિશાળે, હવા શીખીને દેવ દયાળે;
આપણે ભણવાની હૈ હવે... ૧.
ઘણું ઉચ્ચો ગોગા... ...દેશમાં દિવસ...;
દિયર આ... ૨.

આજ મોતીડે મેહુલા વુઠયા, ત્રણ લોકતણો નાથ તુઠયા;
લેઓ લેખણ ખડીઓને પાટી દેખીદુરીજન છાબરે ફાટી. ૩.
હેત હૈડામાં માબાપેઆણ્યાં, દીલમાંદિકરાનેવાંકરી જાણ્યાં;
તેથી છાંણ વાસીદાંછોડાવી,ભાવેભણવાનેસાર્યાછેઆવી. ૪.
ભણી ગણીને શિખામણ લેશું, માત તાતને આશીશ દેશું;
સઘળી વાતનો થાશે સુધારો, દીલમાંદીનદયાળસંભારો. ૫

---

**ધોળ ૩જું.—પરણી ઉઠયા પછીનો હરખ.**

જ્યારે સિતાજી પરણીને ઉઠયાં ત્યારે પોતાની બેહેનપણીને પોતાના હરખની જે વાત કહી તે વિષેનું ગીત."

"છઇયે ખોળામાં ઘાલી ખીચડી,
છઇયે ઘેર ઘેર માગી દીકરી."—એ રાગ.

ઉઠયાં પરણીને જે સમે જાનકી,
વધ્યો હઇયામાં હરખ વિવા થકી;
મળી શાણી સાહેલી ને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૧.
સખી સાંભળ કહું એક વાતડી,
મારી આજ શીતળ થઈ છાતડી;
મારો હરિવરે હાથ તે ઝાલિયો,
મને અખંડ ચુડો એણે આલિયો. ૨.
વર પામી સુંદર વર વિઠ્ઠલો,
મેં તો કાને શુણ્યો તો તે દીઠ્ઠલો;
મને પળ ન ગમે હવે પિયરમાં,
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૩.
વર મળિયો મને છેલ વાંકડો,
હવે શીદને ન રાખીએ આંકડો;
વર પામી હું તો વરણાગિયો,
મેંતો ભવો ભવ એ વર માગિયો. ૪.
મને મનગમતું મળ્યું સાસરૂં,
હવે કેમ ધડક મનમાં ધરૂં;
મારી એ સગે જેણે સગાઈ કરી,
એને આશિષ આપું ફરી ફરી. ૫.
ગુરૂને શીર નામું લળી લળી,
મને પરણાવી એ વરને વળી;
હવે મન ગમતાં સુખ માણિયે,
કેમ કોઈની શરમ ઉર આણિયે. ૬.
મારે કસુર ન રહી કોઈ વાતની,
મારે માયા ટળી મા તાતની;
આપું આશીષ માત તાતને,
ભલું થાજો કહું મારા ભ્રાતને. ૭.
મને માનીતી કરી હરિ થાપશે,
હું તો જે જે માગીશ તેતો આપશે;
મારે નીસરી ખાણ કરમની,
વાત મૂરખ ન જાણે એ મરમની. ૮.
પુન્ય પૂર્વે કીધાં હશે મેં ઘણાં,
તેણે પામી ચરણ પિયુજીતણાં;
વ્રત દાન કરે જેને કારણે,
તેને પામી હુંતો સુતી પારણે. ૯.
હુંતો કાશી કેદારમાં નવ ફરી,
હુંતો ઘેર બેઠાં એ વરને વરી;
હવે સગાં સંબંધીને શું કરૂં,
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૦.
મન માન્યું છે દશરથ લાલમાં,
વર લખ્યા ભુધર મારા ભાલમાં;
ભુલી દુરમતિ દુરગુણી ટેવને,
પરણી દલપતરામના દેવને. ૧૧.

---

**ધોળ ૪ થું.—રામ તથા લક્ષ્મણ વનમાં જતાં સીતાને રામે કહેલું.**

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.
નહીંતોઅહીંરહોસસરાનારાજ્યમાં,હેતેહળીમળીસાસુસંગાત;
નહીં તો જોડી હાથ; પધારો. ૧.
અમે વસ્તીમાં નહીં વસીએ વનિતા, અમે કરશું જઈ વનવાસ;
તમે પામો ત્રાસ; પધારો.
સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાસી કે દાસ
કોઈ અમ પાસ; પધારો. ૨.
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક;
લીટી ખેંચો નાક; પધારો.
અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશું,કોઇ દિવસે તો કેવળ શાક;
વિના લુણ પાક; પધારો. ૩.
વનમાં નથી મંદિર નથી માળીઆં, નથી પોઢવા કાજ પલંગ;
રંગિત નવ રંગ; પધારો.

કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ; પધારો. ૪.
વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાંનહીંમળેફરતાંફૂલેલ;
કે તેલ ધૂપેલ; પધારો.
વનમાં નહીં મળે શાણીસાહેલીઓ, કરશોકેસંગેખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ. પધારો. ૫.
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ; પધારો. ૬.
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળેવાસ;
નહીં છત્ર પાસ; પધારો. ૬.
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુચોર;
જેનું ઘણું જોર; પધારો.
વનમાં વાઘ વરૂને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર;
બચે નહીં ઢોર; પધારો. ૭.
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિ જાય;
દીઠે ખાવા ધાય; પધારો.
તમે રાજકન્યા કાયા કોમળી વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય; પધારો. ૮.
વનમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર;
છો નાજુક નાર; પધારો.
તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઇ વાર; પધારો. ૯.
પરણી આવીનેપીયરગયાં નથી, તમનેમળવાનેઇચ્છેછેમાય;
ચોપે ચિંત ચાય; પધારો.
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેશા આવે સદાય;
તેડાં પાછાં જાય; પધારો. ૧૦.
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ;
પૂરાવીને થાળ; પધારો;
અમે અવધે ફરી જ્યારે આવશું. લેશું સ્નેહ તમારીસભાળ
ત્યારે તતકાળ; પધારો. ૧૧.
રૂડી મિથિલાપુરી મનમાનની, તેમાં પામશો પરમવિરામ;
છે બાપનું ગામ; પધારો.
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનોસ્યામ;
કહે રાજારામ; પધારો. ૧૨.

---

**ઘોળ ૫ મું.—પછી સીતાજી બોલ્યાં તેનું ઘોળ.**

રાગ ઉપર મુજબ.

[illegible]

પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી;
જુદાં પડવાની વાત વાલા કહો, તેનો બોલ લાગે તીખાબાણ;
રઘુકુળ ભાણ; સાથે. ૧.
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ; સાથે.
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ;
જટા કરૂં કેશ; સાથે. ૨.
સ્વામીતમેરેસુખિનોસુખમાહરે, તમેદુખમાંતોદુઃખમારેદેહ;
એમાં શો સંદેહ; સાથે.
જે કોઇ પરણ્યાપછી રહે પીયરમાં, અવતાર જાણ્યોધિકતેહ
મુઆ જેવી તેહ; સાથે. ૩.
સ્વામી તમ વિના મંદિરનેમાળિયાં, ભાસેપર્વત મોટાસમાન
વસ્તી તો વેરાન; સાથે.
મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશનદાન;
કૃપાના નિધાન; સાથે. ૪.
સાસુ સસરોને માતપિતા સઉ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ; સાથે.
સ્વામી શું કરૂં બાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ; સાથે ૫.
સાચુંસગપણજગમાંસ્વામીતણું, બીજેસ્વારથીસઘળોસસાર;
કુટુંબ પરિવાર; સાથે.
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનોલોનાર
કે એક આધાર; સાથે. ૬.
કાયા પ્રાણથકી જો જૂદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું નહિ ટેક; સાથે.
જો કોઇ જળથી જુદી પાડી માછલી, રાખેફૂલમાં કરીને વિવેક;
જીવે પળ એક; સાથે. ૭.
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજનો પાટ;
[illegible]; સાથે.
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાંના ઘાટ;
[illegible]; સાથે. ૮.
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી [illegible];
[illegible]; સાથે.
[illegible]
[illegible]; સાથે. [illegible]
[illegible]
[illegible]

કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન; સાથે. ૧૦.
પડશે તડકાને તાપ વૈશાખના, તેને જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ; સાથે.
મુજને મેલીજો પથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ; સાથે. ૧૧.
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થૈને નિરાશ;
કહે લેતી શ્વાસ; સાથે.
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ
જતાં વનવાસ, સાથે રાખ્યાં, સ્નેહથી. ૧૨.

---

## ઘોળ ૬ ઠું.—રામચંદ્રજીને સીતાજીના કાગળનું ઘોળ.

"મામેરૂં મોંઘા મુલનું" એ રાગ છે,
સ્વતિ શ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી;
પ્રીતમ લખે પ્યારીને, રહો અખંડ એવાતન તમતણું
એવી આશીશ વાંચો અમારી. પ્રીતમ લખે. ૧.
ગોરી દૈવના જોગે જુદાં પડ્યાં,
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ.
બેસું બાગ બગીચે કે બંગલે,
રહું તમ વિના અધિક ઉદાસ; પ્રીતમ ૨.
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય; પ્રીતમ.
તારા હેતથી હૈડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય; પ્રીતમ ૩.
મારે અરથે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરિવાર; પ્રીતમ.
મારાં લેશ વચન નથી લોપીઆં,
નથી કોપીઆં કદીયે લગાર. પ્રીતમ ૪.
તારી નમ્રતા અમરતથી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ; પ્રીતમ.
નથી મનની ઉદાસી તરત મટે,
તારા બોલનો એવો બનાવ; પ્રીતમ. ૫.
ગોરાદે તારા ગુણ કેમ વીસરે,
કેમ વિસરે વાલ ભર્યાં વેણ; પ્રીતમ.
હુંને હસતું વદન તારૂં વિનતા,
મારાં નીરખવા તલખે છે નેણ; પ્રીતમ. ૬.
દિવસે તુજ વિના દીલમાં ગોઠે નહીં,
પીવું પાણી કે જમવું અનાજ; પ્રીતમ.
રાતે રોઈને આંખો રાતી થઈ,
લોક પૂછે તો આવે છે લાજ; પ્રીતમ. ૭.
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી,
કાલે ભાગશે ભવના વિજોગ; પ્રીતમ.
નથી રીઝે આપણને જગતપતિ,
એવો અહોનિશ કરજો ઉદ્યોગ; પ્રીતમ. ૮.
જે જે વૃધ પાડોશીયો શુદ્ધ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ; પ્રીતમ.
વિભીષણ મારા મિત્ર પવિત્રને,
કહેજો જરૂરતું હોય જો કામ; પ્રીતમ. ૯.
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુઝાશો મન; પ્રીતમ.
કાલે દેખીશું દિવસ આનંદના,
જાશે વીસરી આ દુઃખ ભર્યા દન; પ્રીતમ. ૧૦.
જે જે પ્યારી તમારી સાહેલીયો,
તેને પણ મારા કહેજો જુહાર; પ્રીતમ.
સાસુ સસરાની આશીષે સુંદરી,
મળશું ભામની ને ભરતાર; પ્રીતમ. ૧૧.
વધે સ્નેહને સંપ સુજન સાથે,
તેવી તનમન રાખજો ટેવ; પ્રીતમ.
અમે થોડી અવધે હવે આવશું,
એમ દલપતરામનો દેવ, પ્રીતમ લખે પ્યારીને. ૧૨.

---

## ઘોળ ૭ મું.—સીતાજીના કાગળનું ઘોળ.

રાગ ઉપર પ્રમાણે.
સ્વસ્તિ શ્રી શુભ સ્થાન સોહામણું,
જ્યાંહાં રાજે સદા રઘુનાથ. કાગળ લખે કામની.
લખે લંકા થકી સીતા સુંદરી,
હેતે વંદે જોડી જોડ હાથ. કાગળ. ૧.
પત્ર આવ્યો તમારો પ્રીતિ ભર્યો,
વાહાલા વાંચી થયો વીશરામ; કાગળ.
પણ જીવન તમથી જૂદાં પડે,
ઘણા દિવસ થયા ઘનશામ. કાગળ. ૨.
મારે મળવાને મન આકળાય છે,

ઘડીએક તે જુગ જેવી જાય; કાગળ.
મારાં નેણનાં નીરથી નાથજી,
સુતાં રજનીમાં સેજ ભીંજાય. કાગળ. ૩.
ઘેર ચાલો હવે તો ઘણી થઇ,
નહીં તો જીવડો જાશે જરૂર; કાગળ.
દૈવે પાંખો આપી હોય પિંડમાં,
ઉડી આવું દેશાવર દુર. કાગળ ૪.
વાહાલા નિત્ય નવી વારતા વાંચીએ,
જેથી પામીએ પૂરો પ્રમોદ; કાગળ.
ચતુરાઇના ચોજ હું ચાળવું,
આવો વિદ્યાના કરીએ વિનોદ. કાગળ. ૫.
મારા વાલા તમારા વિજોગથી,
દિલ દાઝે દિવસ ને રાત. કાગળ.
હું તો મનમાંને મનમાં મુઝાઉં છું,
કહું કયાં જઇ કરમની વાત. કાગળ. ૬.
વાતો ટાઢીમીઠી મારા વાલમા,
પ્રીતે બેસીને કરીએજી પાસ. કાગળ.
એવા દિવસ તે ક્યારે દેખાડશો,
કયારે અંતરની પૂરશો આશ. કાગળ. ૭.
સ્વામી તમ વિના પીયરને સાસરૂં,
સુનો લાગેછે સઘળો સંસાર; કાગળ.
મારા માથાથી મોંઘા પ્રભૂ તમે,
મારા આતમના છો આધાર. કાગળ. ૮.
આવે પરવના દિન સુખ સર્વને,
હું તો શોકે ઉદાસી સદાય; કાગળ.
ગાજે મેઘને દમકે જો દામની,
આખી જામની જંપ ન થાય. કાગળ. ૯.
હું તો સુની દેખું સુખસેજડી,
ખાલી મંદિર ખાવાને ધાય; કાગળ.
ભરી વસ્તી ઉજડ જેવી ભાસેછે,
એક તમવિના ત્રિભુવન રાય. કાગળ. ૧૦.
વાહાલા હું તમને કેમ વિસરી,
કેમ વિસર્યું દાદાનું વતન; કાગળ.
પત્ર વાંચીને વેહેલા પધારજો.
સ્વામી શરીરનાં કરજો જતન. કાગળ. ૧૧.
કોમને દુખીયાં દેખીને દુઃખ પામતા,
તેવી નથી નાથજી કે પ્રેમ; કાગળ.
આવે અવસરે કેમ કઠણ થયા,
તમે દલપતરામના દેવ, કાગળ લખે કામની. ૧૨.

---

## ઘોળ ૮ મું.—શીયળ વિષે.

"મામેરૂં મોઘા મૂલનું."—એ રાગનું

શુણો સમજુ સકળ નર નારીયો,
મોટો શીયળ તણો મહિમાય. શીઅળ પાળો સ્નેહથી.
જે કોઇ શીઅળ સારી રીતે સાચવે,
સરવે સુફલ મનોરથ થાય. શીયળ. ૧.
સોના રૂપાની શોભા ન સમજીએ,
શોભા સરસ શીયળ શણગાર; શીયળ.
જેવાં નકટાંને ભૂષણ નાંખીયાં,
એવાં શિયળ વિના નરનાર. શીયળ. ૨.
વધે લાજ અધિક ઠીક લોકમાં,
પરલોકમાં મુક્તિ પમાય; શીયળ.
સુખ સંપતી શીયલથી સેવીએ,
રીઝે જગકરતા જગરાય. શીયળ. ૩.
માટે શીયળ સરવ વિધે સાચવો.
તજો કામી હરામીનો સંગ; શીયળ.
બીએ ડરીએ ન મરણનો ડર ધરી,
ભારે ડરીએ શીયળ થતાં ભંગ. શીયળ. ૪.
તજી લાજ બે અદબી ન બોલીએ,
નહી ડોલીએ મદ છક માંય; શીયળ.
નીચી નજરે સરળ ચિત્તે ચાલીએ,
હાંસી મશકરી કરીએ ન કાંય. શીયળ. ૫.
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું ડાટીએ માટીમાં મુખ; શીયળ.
તજવી તજવી સોબત નીચ તેહની,
જેણે લજવી જનેતાની કુખ. શીયળ. ૬.
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે,
જેણે કુળને લગાડ્યો ન ડાઘ; શીયળ.
ભણી ગણીને જે શીઅલ ન સાચવે,
એના ભણતરમાં ઉઠી આગ. શીયળ. ૭.
દેવા જુઠા બોલે બોલ હાંસીએ,
દેખી ફાંસીને નાસીએ દૂર; શીયળ.
શીક્ષા સુંદર દલપતરામની.
જાણી કામની શીખ્યા જરૂર. શીયળ. ૮.

---

**ઘોળ ૯ મું —નર ભમરને ઉપદેશ વિષે.**

"ક્યાંનાં તે આવ્યાં બીડલાં મોતીવાળા ભમરજી"એરાગ.

ભૂલા પડી ભમશો નહિ, ભોળા નરરે ભમરજી;
ભમશો તો મળશેઅભાગ્યરે,ભૂલણ ભોળા નરરે ભમરજી.
પછીપૂરો પસ્તાવો પામશો, ભોળા નરરે ભમરજી;
અંતર ઉઠશે આગ્યરે, ભૂલણ ભોળા નરરે ભમરજી.૧.
પારકા બાગમાં પેસશો, ભોળા નરરે;
રમણીક જોઇ રૂડા રંગરે, ભૂલણ ભોળા;
ફૂલ્યાં કમળ અને ફૂલડાં, ભોળા નરરે;
એથી તો છેદાશે અંગરે; ભૂલણ ભોળા. ૨.
આંબુ જાંબુ જેવાં જે તરૂ, ભોળા નરરે;
કેળ જેવાં વળી કોયરે, ભૂલણ ભોળા;
અરે તરૂ અમૃતનાં એ નથી, ભોળા નરરે;
હાલાહળ વિષનાં તે હોયરે, ભૂલણ ભોળા નરરે ૩.
માળી તેનો તને મારશે, ભોળા નરરે;
ફોગટ થઇશ ફજેત રે, ભૂલણ ભોળા નરરે;
શાણા રૂડા બીજા સોબતી, ભોળા નરરે;
છેડામાં નહિ રાખે હેતરે, ભૂલણ ભોળા. ૪.
ચોરી તારી તે ચાહન થશે, ભોળા નરરે;
છાની રહે નહિ છેક રે, ભૂલણ;
કીર્ત્તિ કપાશે કુળની, ભોળા નર રે;
અપજશ વધશે અનેક રે, ભૂલણ. ૫.
પિંડ પડયા પછી પૂછશે, ભોળા નરરે;
નર્ક પુરીનો નવાબરે, ભૂલણ;
કહે ત્યારે કેમ કરીશ તું, ભોળા નરરે;
જીભે શો દઇશ જવાબ રે, ભૂલણ ભોળા. ૬.
શિક્ષા પામીશ સારી પેઠે, ભોળા નરરે;
એ માટે ચેતજે આજરે ભૂલણ ભોળા;
નિશ્ચે તું જાણજે ત્યાં નથી, ભોળા નરરે;
રાણી પોપાંબાઇનું રાજરે, ભૂલણ. ૭.
જગતમાં કેટલુંક જીવવું, ભોળા નરરે;
એ તો વિચારીજો આપરે, ભૂલણ;
જોતામાં જોબન વહી જશે, ભોળા નરરે;
પલ્લે રહેશે પુણ્ય પાપરે, ભૂલણ. ૮.
મનમાંથી મગરૂરી મેલજે, ભોળા નરરે;
રહે નહિ રાજા કે રાંક રે, ભૂલણ;
જગ અપજશ જેણે જે કર્યા, ભોળા નરરે;
એવા અચળ રહ્યા આંક રે, ભૂલણ. ૯.
રાવણ જેવા ગયા રાજવી, ભોળા નરરે;
જેનું હતું અતિ જોરરે, ભૂલણ;
બહુ બળિઆ હતા બાદશાહ, ભોળા નરરે;
ઘણાની ચણાઇઓ છે ઘોરરે, ભૂલણ. ૧૦.
નિર્ધાર એક ઘડીનો નથી, ભોળા નરરે;
કેવો દિવસ હશે કાલ રે, ભૂલણ ભોળા;
ડગલાં તું ભરજે ડરી ડરી, ભોળા નરરે;
ચોંપે સુધારજે ચાલરે, ભૂલણ ભોળા. ૧૧.
પડે છે દીપકમાં પતંગીયાં, ભોળા;
તેવી તો તું તજ ટેવરે, ભૂલણ ભોળા;
રૂડે રસ્તે જતાં રીઝશે, ભોળા;
દલપતરામનો દેવરે, ભૂલણ ભોળા નરરે ભમરજી.૧૨.

---

**ઘોળ ૧૦ મું.—મોચીના પથરને શીખામણનું ઘોળ.**

રાગ ઉપર પ્રમાણે.

કુટિલ હઇયાના કઠણ થયા, મોચીવાળા પથરજી;
કરતાં અનેક ઉપાયરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
ઝડીઓ પડે વરસાદની, મોચીવાળા પથરજી;
સો જુગ તોય શું થાય રે, પલાળતાં ન પલળ્યા પથરજી.૧
કથાઓ સુણી એક કાનથી, મોચીવાળા પથરજી;
કાઢી નાંખી બીજે કાનરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
જ્ઞાનીને સંગે સદા વસ્યા, મોચીવાળા પથરજી;
તોય ન થયા જ્ઞાનવાનરે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૨
વચનને ટાંકણે ટોકતાં, મોચીવાળા પથરજી;
ન ખરી દુર્ગુણ કણી એકરે, પલાળતાં ન પલળ્યા પથરજી
ભિજવી નીતિ જળે વીંટીયા, મોચીવાળા પથરજી;
પત્રના પાટા અનેકરે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૩
પડીયા સભા સરોવર વિષે, મોચીવાળા પથરજી;
જ્ઞાન ઉંડા જળમાં અથાકરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
પલળેલા દીસો ઉપર થકી, મોચીવાળા પથરજી;
કાળજાં તો કોરાં ધાકરે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૪
સુધારવા સજ્જન શિલ્પિયે, મોચીવાળા પથરજી;
કીધા કરોડ પ્રકારરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
હાથ હથોડા તે થાકીયા, મોચી વાળા પથરજી;
એકે અન્યો ન આકારરે, પલાળતાં નપલળ્યા, પથરજી.૫

પાસદાં ખમવાને યોગ્ય છો, મોચીવાળા પથરજી;
શેખરે નથી જવા જોગરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
વેશ્યપતિથી થયા વેગળા, મોચીવાળા પથરજી;
મશે પડયા મોચીને ભોગ્યરે,પલાળતાં ન પલળ્યાપથરજી૬.
વર્ષ ઘણાંક વિતી જશે, મોચીવાળા પથરજી;
છૂટકો થશે નહિ છેકરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
હતો રે ઉપાય જ્યારે હાથમાં, મોચીવાળા પથરજી;
વખતે ન પામ્યા વિવેકરે, પલાળતાં ન પલળ્યા પથરજી.૭.
કઠણને સંગે કઠણ થયા, મોચીવાળા પથરજી;
કીધો સ્વભાવ કઠોર રે, પલાળતાં ન પલળ્યા પથરજી;
નમ્રભણેલામાં નહિ વસ્યા, મોચીવાળા પથરજી;
નિપજ્યા જગતમાં નઠોરરે, પલાળતાં ન પલળ્યાપથરજી.૮
પૂરણ પસ્તાવો પામશો, મોચીવાળા પથરજી;
મુદગરના ખાશો માररे, પલાળતાં ન પલળ્યા પથરજી;
મોચી દયા નહિ મન ધરે, મોચીવાળા પથરજી;
પીડાના કરશો પોકારરે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૯.
કાયાતણા કટકા થશે, મોચીવાળા પથરજી;
આવશે તોય ન અંતરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
માટે ચેતો ચિત આજથી, મોચીવાળા પથરજી;
ભાવે ભજો ભગવંતરે, પલાળતાં ન પલળ્યા પથરજી૧૦
અતે સાચો બેલી એજછે, મોચીવાળા પથરજી;
નિરભે થવા જપો નામ રે, પલાળતાં ન પલળ્યા પથરજી
શીક્ષા સાચી માનો સાંભળી, મોચીવાળા પથરજી;
કેછે તે દલપતરામ રે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૧૧.

---

### ચેતવણીનું પદ—રાગ કાફી.

"હોલો હોલી કહેછેરે, પ્રભુ મારી વારે ચડો" એ રાગ

ચિત્ત જો વિચારીરે, તારી ગતિ શી થાશે;
જીવવાની વારીરે, વારી સમ વહી જાશે; ટેક
સંસારમાં સગું કોણછે તારૂં, સ્વારથિયો છે સંસાર;
સાથે કરીશ તે આવશે સાથે, ભર્યા રહેશે ભંડાર;
તારૂં નથી તેમાંરે. કોણ જાણે કોણ ખાશે. ચિત્ત જો ૧.
મોટા મોટા મહારાજા હતા તે, મેલી ગયા ધન માલ;
પુણ્ય કર્યું તેજ પરલોકે પામ્યા, એવો અસલનોછે ચાલ.
વેદને પુરાણેરે, વાત એજ વંચાશે. ચિત્ત જો. ૨
ચેતાય તો ચેત જ્ઞાની ચેતાવે, આવે જો મનરે વિશ્વાસ:
શાસ્ત્રનો સાર પણ તે સમજાવે, કરને તો કર એ અભ્યાસ.
ભજ ભય હારીરે, તેથી તારૂં અઘ નાસે; ચિત્ત જો. ૩
અધમ પાપી અન્તમેળ જેવા, એવાનો કર્યો ઉદ્ધાર;
તે પ્રભુને તું સ્નેહે સમરતો, પામીશ ભવજળ પાર,
વાસ વસે જઇનેરે, પરમ પ્રભુ પાસે; ચિત્ત જો. ૪
રામને નામે પથ્થર તરીયા, તો તું એ ન તરીશ કેમ!
રામના નામનું રોજ રટન કર, ઉર વિચારીને એમ;
ભવ જળ તરતાંરે, ભય તને નહિ ભાસે; ચિત્ત જો. ૫
શીલા હતી તેની થઇ અહિલ્યા, રામના પદને પ્રતાપ;
તે પદને પુરા પ્રેમથી ભજ તું, થાશે પ્રલય તારાં પાપ.
જ્ઞાન દીવો દિલમાંરે, પૂરે પૂરો પ્રગટાશે. ચિત્તે જો. ૬
શેષ, મહેશ, ગણેશ ને સારદા, ગાય જેના ગુણગાન;
અષ્ટાંગ યોગ અભ્યાસ કરીને, ધ્યાની ધરે જેનું ધ્યાન,
સંસારથી છૂટીરે, અચળ પદની આશે; ચિત્તે જો. ૭
એવા પ્રભુજી છે અંતર જામી, બહુ નામી બળવંત;
દીલથી દલપતરામ કહેછે, ભજ ભાવે ભગવંત;
સ્મરણ તું કરજેરે, સદા શ્વાસો શ્વાસે. ચિત્તે જો. ૮

---

### ઈશ્વર અદર્શ છે તે વિષે પદ.

ઊભો રહેને ગોવાળિયારે તારી મોરલીની મીઠીવાય.
એ રાગ.

છુટાં મેલીને છોકરાંરે, સંતાઇને બેઠો બાપ,
કેવી રીતે શોધી કાઢશે, એવો જુએ તમાસો આપ. છુટાં ટેક.
બાલ બિચારા શું કરે ફાંકાં મારીને થાકે કોક,
જોતાં તે કયાંઇ જડે નહિ,
શોધી શોધીને પામે શોક. છુટાં. ૧.
જુદાં જુદાં મત બાંધીને આપે જુદા જુદા અભિપ્રાય;
એક કહે નથીતાત તે એતોછે મહા માયા માય; છુટાં. ૨
કોઇ કહે નિરાકારછે નથી તાત કે નથી માત;
બ્રહ્મ કેવું કહેવાયછે એવી વેદ વિષેછે વાત, છુટાં. ૩
એક કહે જૂઠો તુપછે લાગે બીજો કહે જુઠો તુપ,
પાક વઢીને વઢી મરે દેખે નહિ જે સાચો રૂપ, છુટાં. ૪
સર્વ ઠેકાણે શુભ આપનું [illegible] કોય ન કરે સહાય,
કોઇ દોડે દિશા પુર્વમાં કોઇ પશ્ચિમતરફ પળાય, છુટાં. ૫.
એક કહે એના ઉરમાં [illegible] એમ,
આવા એકઠ મળું સદા [illegible] નહિ [illegible] છુટાં. ૬
કર્તન [illegible]

કોઇ મરદ લડે મેદાન. છકેલો. ૧૧.
બાંધી કમર જીતવા કામ, છકેલો.
રામ સમરીને દલપતરામ. છકેલો. ૧૨.

---

## ઇશ્વર વિશે ઇશ્વર મહિમા પદ ૧.

રાગ ખમાચ. રંગમાં રમો છો ભલાજી રંગમાં રમો છો.
વિશ્વના પતિજી વાલમ વિશ્વના પતિજી,
વા વા વા વાવા વાલમ વિશ્વના પતી. ટેક.
સકળ સૃષ્ટિ નાથ તારી અકળ છે ગતી,
અનુસરી શકેશુ તને મનુષની કૃતી. વાવા. ૧.
જીવ હરેક જાતીની હયાતી કયાં હતી,
તારા તેજથીજ કરી તેંજ ઉત્પત્તિ. વાવા. ૨.
કરણી તારી વર્ણવીને કહી નથી જતી,
ભાખીએ શું નાંખી નથી નજર પહોંચતી.વાવા૩.
શરણ તારૂં સર્વ સુખ કરણ છે અતિ,
માગું ચીતહરણ તારા ચરણમાં રતિ. વાવા. ૪
હાથ જોડી હું કરૂં છું નાથ વીનતી,
આપ શુદ્ધ બુદ્ધિ બધિ કાપ દુષ્કૃતી. વાવા. ૫.
અધમને ઉધારવાને ધારવા [1]ધૃતી,
દલપતના દેવ તારી ટેવ છે છતી. વાવા. ૬.

---

## હોરી.

મત ડારો પિચકારીરે, મેંતો સગરી ભીજ ગઇ.
એ રાગ.
વસંત રૂતુ દેખી વનમાંરે, મચ્યો રસ મારા મનમાં. ટેક
નિર્મળ જળમાં કમળ દળ ફુલ્યાં,
ફુલ્યો છે સ્નેહ સજનમાં રે. મચ્યો. ૧.
પવન સુગંધી શિતળમંદ પ્રસરે,
તે સુખદાયક તનમાંરે. મચ્યો. ૨.
ચારે દિશામાં દીસેછે ચળકતી,
ગંભીર જ્યોત ગગનમાં રે. મચ્યો. ૩.
રંગે સરસ ફુલી કેસુડી રૂડી,
સૌ થકી શોભે ફુલનમાંરે. મચ્યો. ૪.
આંબે મોર આવ્યો વળી અગણિત,
આવ્યો નવો કસ અન્નમાં રે. મચ્યો. ૫.
બોલ રૂડા સુડા કોયલ બોલે,
વાણી પ્રમાણુ વદનમાં રે. મચ્યો. ૬.
તરૂવરને થયાં પલ્લવ તાજાં,
ધન સાંપડે જેમ ધનમાં રે. મચ્યો. ૭.
ગમતી ગુલાબની છાબ ભરીને,
ભામની લાવે ભવનમાં રે. મચ્યો. ૮.
કામિની કંથ કસુંબલ કપડે;
ઓપે છે બેઠાં આસનમાં રે. મચ્યો. ૯.
હેતથી હાસ્ય વિલાસ કરે છે,
વિવિધ વિનોદ વચનમાં રે. મચ્યો. ૧૦.
સરસ સતાર સરોદ બજાવી,
માનવી રહેછે મગનમાં રે. મચ્યો. ૧૧.
દલપતરામને દેવે દયા કરી,
વિસ્તારી શોભા વતનમાં રે. મચ્યો. ૧૨.

---

## માકણની ગરબી.

"તમે હરી હૈયાના હાર છો."—એ રાગ.
માંકણના દુખથી મુઝાય છે રે,
લોક માંકણના દુખથી મુઝાય છે;
ખાટલામાં ખુબ કરડી ખાય છે રે,
લોક માંકણના દુખથી મુઝાય છે. ટેક.
ઉંઘમાં આવીને લોહી પી જાય છે,
જાગીએ ત્યારે જણાય છેરે. લોક. ૧.
વીણતાં ઝાઝા હાથ ન આવે;
કોણ જાણે કયાં સતાય છે રે. લોક. ૨.
પલંગ તજીને પથારી કરીએ;
ધાડની પેઠે ધાય છે રે. લોક. ૩.
જમીન તજીને કહો કયાં જઇએ;
એવો વિચાર ઉર થાય છે રે. લોક. ૪.
માછલાંએ જાણ્યું જે જળમાં જઇ રહેવું,
એજ ભલો ઉપાય છે રે. લોક. ૫.
રણછોડજી બેટમાં જઇ બેઠા.
સાંપણ કયાં સુખે વસાય છે રે. લોક. ૬.
આબુ ગિરનાર વિંધ્યાચળ ઉપર,
પારસનાથ નાશી જાય છે રે. લોક. ૭.
સદા આકાશે રહે સુરજ શિવાજે,
માંકણથી અહીં અકળાય છે રે. લોક. ૮.
[illegible]

1 ધરતી ધીરજ.

ખોતરી ખાધેલું દેખાય છે રે. લોક. ૯.
દિવસે પણ દિલમાં રેહે ખટકો,
રાતે તો રોળ વરતાય છે રે. લોક. ૧૦.
કેમ કરીએને માંકણ કેમ ખુટે,
શોશનાથી શરીર સકાય છે રે. લોક. ૧૧.
એકના અનેક ઉપજે છે એક રાતમાં,
કોણ જાણે કેમ ઉપજાય છે રે. લોક. ૧૨.
દલપતરામ કહે દુનીઆમાં,
માંકણથી દીલમાં ડરાય છે રે. લોક. ૧૩.

## કેફ વિશે.

"એકવાર રામ રામ બોલો."—એ રાગ.

**લાવણી. ૭.**

કોઉ દીન કેફ ન કરનાં ઘટતહે તનકી જ્યોત;
હોત હે મોત બિના મરનાં. ૧.
કેફકા કહું અવગુણ કેતા;
નિરલજ જન સબ લગત જગતમેં કેફ કરે જેતા. ૨.
વ્યસન જબ કેફ લગે આઈ;
ઘટત ઘટત જાત ચતુર કે, ચીતકી ચતુરાઈ. ૩
કેફકા સાશ્રય એક લહા;
મિટત મરદકા વેશ બનાવત, આદમીકા ગદ્ધા. ૪
એસા કુન મંદ અકલવાલા;
લેહે તાની સીર દુઃખ સુખ તજી, કરે મુખ કાલા.૫
તજી ગુડ સાકર ઘૃત મેવા;
અચરજ અનહદ એહ અમલકી કરે મુરખ સેવા. ૬.
બઢે જબ રોગ બોત તનમે;
હાયહાય સુખ ગાય, પિછે પરતાય બહુ મનમે. ૭.
ફિરે બિન પુછ પશુ જેસા;
કહેવે દલપતરામ કામ, મત કરો કોઉ એસા. ૮.



# कच्छ गरबावळी.

## भाग १ लो.

### ગરબી ૧ લી.

#### ઈશ્વરના કામ વિષે.

"પ્રભુ ગણપતિના પાય, પૂજુ અંબિકાની પાવડીરે."
એ રાગ.

આવો આદરીએ આજ, એક ઈશ્વર ઉપાસનારે;
રૂડો રાજાધિરાજ, દોષ છેદે છે દાસનારે. ૧
એનો મહિમા અપાર, જુક્તિ જોતાં જણાય છેરે;
ધર્યાં લોક* નિરાધાર, કર્યાં તે કોઇએ કળાયછેરે. ૨
જેવો જોટેલો જંત્ર, ફેર ચક્રો ઘણાં ફરે રે;
તેવો કીધો છે તંત્ર, કોણ બીજો એવું કરેરે. ૩
જુગ જોતાં વહી જાય, ફેર પળનો પડે નહી રે;
ગોળા દોડતા દેખાય, નામ અડચણ નડે નહીરે. ૪
ઘણી રૂડી ઘટમાળ, ગણી ગાંઠીને ગોઠવીરે;
સદા રાખે સંભાળ, જાય અળગો ન ઓઠવીરે. ૫
ઝીણા જંતુની જાત, ગણતીમાં રાખે ગણીરે;
રાખે તેની દિન રાત, ફિકર ખાવા પીવા તણીરે. ૬
છાનું એનાથી એક, રંચ માત્રે રહે નહિરે;
રાખે ઉરમાં અનેક, કોઇને જઇ કહે નહિરે. ૭
એજ કરશે ઇનસાફ, જોગ જ્યારે એનો થશેરે;
મળશે ધર્મીને માફ, પાપી પૂરા માર્યા જશેરે. ૮
માટે દિલમાં સદાય, દોષ દેખી તમે ડરોરે;
જેથી રીઝે જગરાય, કામ એવાં રૂડાં કરોરે. ૯
પામો પરલોકે સુખ, માન આ લોકમાં મળેરે;
દેખી દૂર રહે દુઃખ, પાપ પળમાં બધાં બળેરે. ૧૦
દીધો માણસનો દેહ, એજ માટે આ વારમાંરે;
સજો ઇશ્વરથી સ્નેહ, સજો નીતિ સંસારમાંરે. ૧૧
કરો દુર્મતિ દૂર, ઉરમાંથી અહમેવનીરે;
જેથી પામો જરૂર, દયા દલપતના દેવનીરે. ૧૨

* આ ઠેકાણે લોકનો અર્થ પૃથ્વી.

### ગરબી ૨ જી.

#### ઈશ્વરની દયા વિષે.

"તમે તમે કેક કરમ કરતું."—એ રાગ.

દયાળુ દેવ છે સુખદાતા, જુઓ કેવો શાણો જગત્‌ત્રાતા.
દયાળુ—ટેક.

ચિંતા સૌની રાખે છે ચિત્તે, નજર કરી સર્વ તરફ નિત્તે.
પ્રભુ જગ પાળે પરમ પ્રીતે; દયાળુ૦ ૧
અત્તરજુઓમોઘુઅધિક કીધું, લાયક એમ મનમાં ગણીલીધું,
શ્રીમંતોને દિન દિન તે દીધું; દયાળુ૦ ૨
સર્વ થકી સોંઘું કર્યું પાણી, જરૂર એની સૌને જાણી,
અંતરમાં દેવે દયા આણી; દયાળુ૦ ૩
મોતીના કણ મોંઘા કરિયા, ધનાઢ્યના ધામ વિષે ધરિયા
એ તો કણ અલ્પજ ઉછરિયા; દયાળુ૦ ૪
કર્યા કણ અન્ન તણા સસ્તા, વાટેને ઘાટે દીસે વસતા,
તેને સૌ લોક જમે હસતા; દયાળુ૦ ૫
મોંઘા કર્યા મહેલ જુઓ મોટા, તેના જુઓ દીસે છે ટોટા,
જેમાં રહેવા ઇચ્છે ન જન છોટા; દયાળુ૦ ૬
છતેસોંઘીછે તરુવરછાયા, દુઃખી પ્રાણી જ્યાં સુખી દેખાયા,
મોટી જુઓ ઇશ્વરની માયા; દયાળુ૦ ૭
રિદ્ધિપતિને મહેલમાં રોકી, બેસારી ન્યાવડીએ ચોકી,
એને ન શકે ઝાઝા અવલોકી; દયાળુ૦ ૮
ગુણીજનને દીધી ગરીબાઈ, સમાગમ સર્વ કરે ધાઈ,
દેવી જગકર્તાની ચતુરાઈ; દયાળુ૦ ૯
જડે તાર જરિયાન બહુ જરથી, સદા મોંઘા દીસે સૂતરથી,
ન લેવાય તે નિર્ધન નરથી; દયાળુ૦ ૧૦
સૂતર કર્યું સસ્તુ જુઓ કેવું! લાગેછે સૌને સુલભ લેવું,
ઇશ્વરનું ડહાપણ છે એવું; દયાળુ૦ ૧૧
કનકરજ* કાંટામાં કરિયાં, કેરાં કેરી કાયમ કરિ ધરિયાં,
અધિક એ ઉપયોગી કરિયાં; દયાળુ૦ ૧૨

* કનકરજ=ધતુરી. * કનક કાંટામાં ઠરે છે.

તે જે અતિ ઉપયોગી આજે, શોધ્યું કર્યું સર્વે તણે કાજે,
રૂડું કર્યું રાજઅધિરાજે; દયાળુ૦ ૧૩
ઠરાવ એવો જુઓ શા કામે, કર્યો પ્રભુએ શાને કામે,
દીઠો નજરે દલપતરામે; દયાળુ૦ ૧૪

---

## ગરબી ૩ જી.

### બાળકીઓના નિત્યકર્મની ગરબી.

"મારી બહુચરાજી બાળે જ્યારે જ્યારા વાગિયા જો."—એ રાગ.

સુણો સૈયર સમાણીરે, જાગે જનો ત્યારે જાગીએજો;
સુણો સૈયર સમાણીરે, પ્રભુને સંભારી પગે લાગીએજો. ૧
સુણો સૈયર સમાણી રે, ધીરજ ધરીને દાંત ધોઇએ જો;
સુણો સૈયર સમાણીરે, જનજાતની રીત જોઇએ જો. ૨
સુણો સૈયર સમાણીરે, પાઠ કરવાનો હોય કીજીએ જો;
સુણો સૈયર સમાણીરે, લખવાનું હોય તે લખીજીએ જો. ૩
સુણો સૈયર સમાણીરે, નિર્મળ નીરથી નાહીએ જો;
સુણો સૈયર સમાણીરે, ચોળીએ અંગ ચતુરાઇએ જો. ૪
સુણો સૈયર સમાણીરે, ધોએલાં વસ્ત્રો ધારીએ જો;
સુણો સૈયર સમાણીરે, મેલાં તો અંગથી ઉતારીએજો. ૫
સુણો સૈયર સમાણીરે, માબાપની આજ્ઞા માગીએ જો;
સુણો સૈયર સમાણીરે, કામકાજ કરવા લાગીએ જો. ૬
સુણો સૈયર સમાણીરે, જઇએ નિશાળે જમી કરીજો;
સુણો સૈયર સમાણીરે, શીખીએ ચોપડી સમી કરીજો. ૭
સુણો સૈયર સમાણીરે, વાંચીને વચન વિચારીએ જો;
સુણો સૈયર સમાણીરે, અંતરમાં અર્થ ઉતારીએ જો. ૮
સુણો સૈયર સમાણીરે, કોઇને નહીં હુંકારીએ જો;
સુણો સૈયર સમાણીરે, ઊંચે સાદે ન ઉચારીએજો. ૯
સુણો સૈયર સમાણીરે, ચોરવાનું ચિત્ત નવ રાખીએજો;
સુણો સૈયર સમાણીરે, જૂઠું જીભે નવ ભાખીએ જો.૧૦
સુણો સૈયર સમાણીરે, પાપથી પાછાં ભાગીએજો;
સુણો સૈયર સમાણીરે, સ્વર્ગ તણાં સુખ માગીએજો;
સુણો સૈયર સમાણીરે કહી વાત તે છે કામનીજો,
સુણો સૈયર સમાણીરે, દીક્ષા છે દલપતરામનીજો. ૧૨

---

## ગરબી ૪ થી.

### કક્કો ભણવાની ગરબી.

"એક ટકાનું પાન મગાવોરે."

આવો અક્ષર આજ ઓળખાવુંરે;
ભલી ભાતે હું તમને ભણાવું,
લાડકડી લાવો લેખણને પાટીરે. ૧
લખો કક્કો કમળ, કટારીરે;
શીખો શીખો શીખામણ સારી, લાડકડી૦ ૨
લખો ખખ્ખો ખજૂર ખજૂરીરે;
થાઓ સદગુણ શીખવા શૂરી, લાડકડી૦ ૩
લખો ગગ્ગો ગાય ગામ ગોળારે;
ભણતાં વારે તે તો લોક ભોળા, લાડકડી૦ ૪
લખો ઘઘ્ઘો ઘંટડી ઘંટારે;
તમે તજો માંહોમાંહી ટંટા, લાડકડી૦ ૫
લખો ચચ્ચો ચરણા ચોળી;
નવ ભણે તે નારીઓ ભોળીરે, લાડકડી૦ ૬
લખો છચ્છો છાબડી છાપોરે;
ભાગી ભૂખ્યાંને ભોજન આપો, લાડકડી૦ ૭
લખો જજ્જો જીવ જંત જોગીરે;
રહે આળસુ તે થાય રોગી, લાડકડી૦ ૮
લખો ઝઝ્ઝો ઝાડી ઝાડોરે;
લખવામાં ચિત્ત લગાડો. લાડકડી૦ ૯
લખો ટટ્ટો ટોપલા ટોપીરે;
કંકાસ ન કરશો કોપી, લાડકડી૦ ૧૦
લખો ઠઠ્ઠો ઠીક ઠાક ઠાકુરે;
થાય માઠું બોલે તેનું માઠું, લાડકડી ૧૧
લખો ડડ્ડો ડમરા ડેલીરે;
ઘણું ઊંઘે તે બાળકી ઘેલી, લાડકડી૦ ૧૨
લખો ઢઢ્ઢો ઢાંકણી ઢોરાંરે,
પડે પાણીમાં તે કયમ રહે કોરાં?* લાડકડી૦૧૩
લખો ણુણો જે અન્તે છે રણમાંરે;
ભણે વિદ્યા તે તો બહુ ગુણમાં, લાડકડી૦ ૧૪
લખો તત્તો તળાવ તલ તાણુંરે;
કરો કકાસનું સુખ કાણું, લાડકડી૦ ૧૫

---

* મતલબ કે નઠારાંની સોબત કરે તે સારાં રહી શકે નહિ.

લખો થથ્થે થાણું થાળીરે;
સારા અક્ષર લખો સંભાળી, લાડકડી૦ ૧૬
લખો દદ્દે દેવ દયા દાતારે;
ડાહી દીકરીની માન પામે માતા, લાડકડી૦ ૧૭
લખો ધધ્ધે ધજા ધર્મધારીરે;
ન ભણે તે તો બાળકી નઠારી, લાડકડી૦ ૧૮
લખો નન્ને નામ નર નારીરે,
શીખી રાખીએ પાઠ સંભારી. લાડકડી૦ ૧૯
લખો પપ્પે પાપ પુન્ય પ્રાણીરે;
ધણી મેલી વાંચીની વાણી, લાડકડી૦ ૨૦
લખો ફફ્ફે ફૂલ ફળ ફાંટોરે;
ઘણું બોલીએ નહિ તાણી ઘાંટો, લાડકડી૦ ૨૧
લખો બબ્બે બાળા બોલ બાઈરે;
શીખો ચાહી ચાહી ચતુરાઈ. લાડકડી૦ ૨૨
લખો ભભ્ભે ભાવી ભેદ ભારેરે;
અતિ કષ્ટ થકી કોઈને ઉગારો, લાડકડી૦ ૨૩
લખો મમ્મે મગ માગ માળીરે;
ખોટી ટાપટીપ મૂકો ટાળી, લાડકડી૦ ૨૪
લખો યય્યે યશ યોગ યોગીરે;
ભલા લોકો વિદ્યાના ભોગી, લાડકડી૦ ૨૫
લખો રર્રે રાજા રાજ રાણીરે;
જે ન જૂઠું બોલે તે ડાહી જાણી, લાડકડી૦ ૨૬
લખો લલ્લે લખોટી લાખ લેખાંરે;
બળે અંતરમાં હોય જે અદેખાં. લાડકડી૦ ૨૭
લખો વવ્વે વખાણુ વ્હાલ વાણીરે;
ભણો અંતરમાં ઉત્સાહ આણી, લાડકડી૦ ૨૮
લખો શશ્શે શરીર શનિ શાંતિરે;
ભણે તેની ભાંગી જાય ભ્રાંતિ, લાડકડી૦ ૨૯
લખો ષષ્ષે ભૂષણ ષટ ભાષારે;
રાખો અંતરમાં અભિલાષા, લાડકડી૦ ૩૦
લખો સસ્સે સુધર્મ સગો સાચોરે;
એથી ઉલટો કરે તે વાદ કાચો, લાડકડી૦ ૩૧
લખો હહ્હે હજાર હાથ હાથીરે;
ઘણું લાજીએ લોકની લજ્જાથી, લાડકડી૦ ૩૨
લખો ળળ્ળે નિશાળ કાળ કાળીરે;
શોભે દીકરી તો સદ્‌ગુણવાળી, લાડકડી૦ ૩૩
લખો ક્ષક્ષે ક્ષમા ક્ષાર ક્ષમારે;
વાંચો પ્રભુના ગુણની પત્રી, લાડકડી૦ ૩૪
કહ્યો કક્કો કુમારિકાને કામેરે;
રૂડી રીતે તે દલપતરામે. લાડકડી૦ ૩૫

---

## ગરબો ૯ મો.

### સાત વારની ગરબી.

"રઘુપતી રામ હૃદેમાં રહેજોરે"—એ રાગ.

સખી સાત વારનાં નામ સંભારોરે, વીને સુખમાં તે સારો. સખી૦—ટેક.
રવિવાર સૌ રૂડો ગણેછેરે, ભાવે પ્રભુની પ્રાર્થના ભણેછેરે,
પ્રભુ રીઝે તો પાપ હણે છે; સખી૦ ૧
સોમવારેતો સમજણ લઈએરે,ભલુંભણતરભણવાનેજઈએરે,
વાંચી અર્થ વિચારી લઈએ; સખી૦ ૨
વાર મંગળ મંગળકારીરે, ન ભણે તે નાનકડી નઠારીરે,
બહુ વ્હેમમાં બૂડે બિચારી; સખી૦ ૩
બુધવારે તો બુદ્ધિ મળેછેરે, ભણવાથી તો ભ્રમણા ટળેછેરે,
બુદ્ધિ વગરનાં દેખી બળેછે; સખી૦ ૪
ગુરુવારે ગુરુ જ્ઞાન આપેરે, સર્વે મનનાણા સંશય કાપેરે
જ્ઞાન પામીએ ગુરુને પ્રતાપે; સખી૦ ૫
શુક્રવારે શીખોસત્ય વાણીરે, જૂઠુંકદિએ ન બોલીએતાણીરે,
જૂઠું બોલે તે તો પાપી પ્રાણી; સખી૦ ૬
શનિવારે શરીર શોભાવોરે, શીખી સદ્‌ગુણ સાથકીલાવોરે,
રૂડો અવસર આવ્યો છે આવો; સખી૦ ૭
સાતે વાર કહ્યા છે તે સારારે, નથી તેમાં કોઈ નઠારારે,
જશે નર્કે નિંદા કરનારા; સખી૦ ૮
શીખામણદીધી સમજુનેકામેરે, સ્થિરથાજોગુણો ગુણધામેરે,
[illegible] હિત થકી દલપતરામે; સખી૦ ૯

---

## ગરબો ૧૦ મો.

### તિથિઓની ગરબી.

"સખી પડવેના પડીના પંથ, [illegible] [illegible]."—એ રાગ.

સખી પડવે તે [illegible] દિન, [illegible] [illegible];
[illegible] [illegible] [illegible], [illegible] આ [illegible],
[illegible] [illegible] [illegible] [illegible], [illegible] [illegible],

જેને આ ઉપજાવ્યા જાત જાત, પ્રભુએ પ્રાણીરે.
સખી ત્રીજે તું કર તોલ, તેનો તપાસીરે;
કેવો ખળિયો તે સાચું બોલ, એ અવિનાશીરે? ૩
સખી ચોથે ચિત્ત વિચાર, તું કર તેનોરે;
કેવો મહિમા અપરમપાર, અકળિત એનોરે? ૪
સખી પાંચમે પ્રભુનો પાડ, માનજે મનમાંરે;
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ, વિધ વિધ વનમાંરે. ૫
સખી છઠે છોકરવાદ, છેકજ છાંડોરે;
પ્રભુના ગુણ આણી યાદ, મનમાં માંડોરે. ૬
સખી સાતમે સાચો સ્નેહ, પ્રભુપદ રાખોરે;
જેણે દીધો અમૂલ્ય આ દેહ, ભલપણ ભાખોરે. ૭
સખી આઠમે કહુંછું આમ, સાંભળો સાચુંરે;
ધન, માલ, ધરા, ને ધામ, કામ છે કાચુંરે. ૮
સખી નોમે થવાનું નાશ, જગત આ જાણોરે;
એક ઈશ્વરનો વિશ્વાસ, અંતરે આણોરે. ૯
સખી દશમે દેશ વિદેશ, જન સૌ જે છે રે;
સગાં સર્વે સંબંધી વિશેષ, આપણાં એ છે રે. ૧૦
સખી અગિયારશે તો એમ, સમજીને સંપોરે;
કોઈનો દ્વેષ કરીએ કેમ? ઉપજે અજંપોરે. ૧૧
સખી બારશે જે જે બોલ, બોલીએ બાઈરે;
તેનો પ્રથમ તપાસીએ તોલ, તેમાં ભલાઈ રે. ૧૨
સખી તેરશે તેનો તપાસ, કેમ ન કરીએરે?
આપ્યો ઈશ્વરે બુદ્ધિ ઉજાસ, સાર સંઘરીએરે. ૧૩
સખી ચૌદશે ચતુરાં ચિત્ત, ચેતી વિચરજોરે;
જેમાં હોય તમારૂં હિત, કામ તે કરજોરે. ૧૪
સખી પૂનમે પુન્ય ને પાપ, ગાંઠે ગણાશેરે;
ઉર એમ સમજજો આપ, તો સુખ થાશેરે. ૧૫
આવે અંધારિયામાં અમાસ, માસને અંતેરે;
દલપત પ્રભુનો દાસ, વિનવે અત્યંતેરે, ૧૬

---

## ગરબી ૭ મી.

### બાર મહિનાની ગરબી.

"તજો તમે કેફ કરમ કરવું."—એ રાગ.

બોલો બાર માસ હવે બાઈ,
ગણો ગુણ ઈશ્વરના ગાઈ; બોલો૦—ટેક.
રે કારતકે વરસ નવું કહીએ,
રાજી રાજી અંતરમાં રહીએ,
ચિંતે સારૂં સર્વ તણું ચહીએ; બોલો૦ ૧
રે માગશરે મનમાં તમે રાચો,
શિયાળાનો માસ બીજો સાચો,
કાયા ધ્રુજવામાં નથી કાચો; બોલો૦ ૨
રે પોષે પ્રભુને ભજો પ્રીતે,
વળી ચતુરાઈ ધરો ચિતે,
રહો સુખી સર્વે રૂડી રીતે; બોલો૦ ૩
રે માહે શીખ માની લેજો મનમાં,
જરૂર તમે જશ પામશો જનમાં,
તથા સુખ ઉપજશે તનમાં; બોલો૦ ૪
ફાગણમાં ફુલ ફુલ્યાં ભાળો,
આવ્યો હવે આજથી ઉન્હાળો,
તપે તાપ છત્રી વડે ટાળો; બોલો૦ ૫
રે ચૈતરે ચેતો તમે ચિંતે,
નમો પરમેશ્વરને નિત્યે,
કરો પરમારથ પણ પ્રીતે; બોલો૦ ૬
રે વૈશાખે વાવલિયા વાશે,
વળી ઝાઝી કેરીઓ વેડાશે,
વંટોળિયા વનમાં દેખાશે; બોલો૦ ૭
રે જેઠે તો જાંબુડીઓ પાકી,
દાડમને દ્રાખમાં શી બાકીરે,
તેને લોકો લેછે તાકી તાકી; બોલો૦ ૮
રે અષાડે તો ચોમાસું આવ્યું,
ગડૂડાટે બ્રહ્માંડ ગરજાવ્યું,
બીછાનું લીલું ભોંય બીછાવ્યું; બોલો૦ ૯
રે શ્રાવણ તો સૃષ્ટિ શોભાવે,
મેળામાં મન જવા લલચાવે,
ઘણા લોકો ગાડીઓ દોડાવે; બોલો૦ ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે,
છતે નવા છોડ ઘણા છાજે,
કર્યા પ્રભુએ આપણે કાજે; બોલો૦ ૧૧
આશોમાં દશરા દીવાળી,
ભલી ભલી સૈ કહે છે ભાળી,
ગાઓ રૂડાં ગીત પાડો તાળી; બોલો૦ ૧૨
બારે માસે વર્ષ થયું પૂરૂં,
એમાં નથી કાંઇએ અધુરૂં,

ભાસે સુખ દુખથી ભલું બૂરૂં; બોલો० ૧૩
ત્રીજે વર્ષ માસ અધિક આવે,
શાણા તેનું કારણ સમજાવે,
ભક્તિ ભલી દલપતને ભાવે. બોલો० ૧૪

---

## ગરબી ૭ મી.

### જુઈના છોડની ગરબી.

"મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા."એ રાગ.

સખી જો આ સુંદર શોભેરે, ફુલવાડીમાં જુઈ ફૂલી;
જોઈ લોકોના મન લોભેરે, ફુલવાડીમાં જુઈ ફૂલી. ૧
છે દેખાતી તો છોટીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
ગુણ ગણતાં તો છે મોટીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૨
વઢી વસ્તીમાં વખણાઇરે, ફુલવાડીમાં જુઈ ફૂલી;
છે બાળકી જેવી બાઇરે, ફુલવાડીમાં જુઈ ફૂલી. ૩
સૌ જન કહે સાદી સારીરે, ફુલવાડીમાં જુઈ ફૂલી;
કહિયે કોઇ દેવ કુમારીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૪
વનિતાને લાગે વ્હાલીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
નથી કાઠ જણવતી કાલીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૫
નથી કહેતુ કોઈ નઠારીરે ફુલવાડીમાં જુઈ ફૂલી.
નિરખી હરખે નરનારીરે, ફુલવાડીમાં જુઈ ફૂલી. ૬
એવી પુત્રી જે જન પામેરે, ફુલવાડીમાં જુઈ ફૂલી;
જગમાં તેનો જશ જામેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૭
જુઇ દરજો સુખી સૌ ઠામેરે, ફુલવાડીમાં જુઈ ફૂલી;
દીધી આશિષ દલપતરામેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૮

---

## ગરબી ૯ મી.

### બાળકીઓને શીખામણ.

"સાંભળો સાહેલી,"–એ રાગ,

સુખે શીખો શીખામણ સારી. સુણો બાઇ બેનડિયો;
લેજો અંતરમાં ઊતારી, સુણો બાઇ બેનડિયો. ૧
સજજો શરિરમાં સુઘડાઇ, સુણો બાઇ બેનડિયો;
તજજો ગફલત ગંદાઇ, સુણો બાઇ બેનડિયો. ૨
રાખશો નહિ હઠનો હેવા, સુણો બાઇ બેનડિયો;
માન તાતની સજજો સેવા, સુણો બાઈ બેનડીયો. ૩
જજો નહાનપણથીજ નિશાળે, સુણો બાઈ બેનડિયો;
તેથિ વધશે બુદ્ધિ વિશાળે, સુણો બાઇ બેનડિયો. ૪
ભણતર ભણજો ભલિ ભાતે, સુણો બાઇ બેનડિયો;
જનમાં વખણાશો જાતે, સુણો બાઇ બેનડિયો. ૫
નિત્ય નિત્ય તમે વાંચજો નીતિ, સુણો બાઇ બેનડિયો;
પ્રભુ ઉપર રાખજો પ્રીતિ, સુણો બાઈ બેનડિયો. ૬
તેથી થશે કલ્યાણ તમારૂં, સુણો બાઇ બેનડિયો;
સંસારમાં સુખ લેશો સારૂં, સુણો બાઈ બેનડિયો. ૭
પર લોકમાં પ્રભુને પ્રતાપે, સુણો બાઈ બેનડિયો;
ઉત્તમ પદ પામશો આપે, સુણો બાઇ બેનડિયો. ૮
તમે લડશો નહિ લડાઈ, સુણો બાઇ બેનડિયો;
તેથી પામશો જગમાં વડાઇ, સુણો બાઇ બેનડિયો. ૯
મન ગંભીર રાખજો મોટું, સુણો બાઇ બેનડિયો;
ખરે અભિમાન જાણજો ખોટું, સુણો બાઈ બેનડીયો. ૧૦
વળિ વિનયનાં શીખજો વેણાં, સુણો બાઈ બેનડીયો;
મુખ કોઇને ન મારશો મેણાં, સુણો બાઇ બેનડીયો, ૧૧
સમજણ સમજીને કામે, સુણો બાઈ બેનડીયો;
દિધિ દિલથી દલપતરામે, સુણો બાઇ બેનડીયો. ૧૨

---

## ગરબી ૧૦ મી.

### સારાં નરસાં સંતાનો વિષે.

"આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેછે."—એ રાગ.

વિશ્વ તણીછે વિચિત્ર રચના, કળિ ન શકે કવિ કોઇછે;
અવલોકન કરતાં તો અચરજ, જરૂર ઉપજે જોઇછે. ૧
સુપાત્રનાં સંતાન સુપાત્રો, દુનિયામાં મેં દીઠાંછે;
કોમળ કેરી નીપજે કેળાં, મહા મનોહર મીઠાંછે. ૨
કડવા લીંબડાનાં દોષ કરતાં, ફળ એમાં શું કહેવુંછે?
એથી ઉલટું પણ નિપજેછે, હવે સમજી લેવુંછે. ૩
કુપાત્રની કાયાથી ઉપજે, સુપાત્ર પણ સંતાનોછે;
ઉદાહરણ એનાં આપુંછું, મનાય તો તે માનોછે. ૪
ગુલાબનો છે છોડ સકંટક, ફૂલ મૃદુલ* કેમ ફૂલ્યાંછે?
જાણુંછું જે જન્મજ ધરતાં, બેઉપક્ષથી જુદાંછે. ૫
સુપાત્રનાં સંતાન કુપાત્રો કવિજન કહિ દેખાડેછે;
દ્રાખ ખજૂર તણો સુત દારૂ, જનની બુદ્ધિ બગાડેછે. ૬

---

* મૃદુલ=કોમળ.

ખારા જળની માછલડી થઇ, મુક્તાફળની માતાજી;
જોતાં જેની કાંઈ ન કિંમત, પુત્ર થયા પ્રખ્યાતાજી. ૭
વડાઇ પામ્યો છે વડલો પણ, તેને ઉપજ્યા ટેટાજી;
કહો સખી તે કેમ થયા નહિ, બાપ બરાબર બેટાજી. ૮
એક બાપનાં બે સંતાનો, એક નરસું એક સારૂંજી;
સ્નેહ સહિત તું સાંભળ સજની, તે હું હવે ઉચ્ચારૂંજી. ૯
દીપકથી ઉપજેલાં દીસે, કાજળને અજવાળુંજી;
એક ઘરનું અંધારૂં ટાળે, એક કરે ઘર કાળુંજી. ૧૦
એરંડે એરંડી ઉપજે, કેરડે ઉપજે કેરાંજી;
હલકી જાત તણાં એમ હલકાં, ઘેર ઘેર હોય ઘણેરાંજી. ૧૧
આંબાને લાયક ફળ ઉત્તમ, કેરી જેવાં કહીએજી;
પણ ઇશ્વર ઇચ્છાએ ઉપજે, સમજીને તે સહીએજી. ૧૨
સુધારવામાં કસુર ન કરવી, પોતાનાં સંતાનોજી;
તેમ કરતાં જો સુધરે નહિ, તો ઈશ્વર ઇચ્છા માનોજી. ૧૩
કાંટા તનમાં કરવા ધારત, તો તે કરત કદાપીજી;
પાડ ગણો પ્રભુનો જે એણે, ઉત્તમ કાયા આપીજી. ૧૪
ઠીક એના અંતરમાં ઠરિયું, તેમ રચ્યું તે ઠામેજી;
એમ સમજી ઉચાટ મટાડ્યા, દિલથી દલપતરામેજી. ૧૫

---

## ગરબી ૧૧ મી.

### કાતર, ગજ, અને સોયની ગરબી.

"ધન્ય ગ્રબે માત, વસિયાં ડુંગરમાંયરે જાયગા જોઇને.
એ રાગ.

સુણ દરજીડા, કાતર ગજ ને સોય તણા ગુણ હું કહું;
અચરજ ઉપજે, જોઇ જગતની રીત રદે સમજી રહું.—ટેક
તે ત્રણ રહે છે ઘેર તારે, પણ જુદા સ્વભાવ સદા ધારે.
તને ટેવ પડી જનમ્યાં જ્યારે; સુણ દરજીડા૦ ૧
કાતર કેવી ભૂંડી ભાળી, તે પેટ વિષે રાખે પાળી,
સાજાં ભાગ્યાં કરવાવાળી; સુણ દરજીડા૦ ૨
જે સૂત્ર તણાં તંતુ ઠરશે, સજી સંપ સદા સ્થિર થઈ ઠરશે,
કાતર તેને જૂદા કરશે; સુણ દરજીડા૦ ૩
હવે ગજના ગુણ કહું છું જે છે, બદ સલાહ કાતરને દેછે,
પછિ પોતે તો અળગો રહે છે; સુણ દરજીડા૦ ૪
આ જગમાં જેના ગુણ એવા, કહીએ તેને કપટી કેવા?
એ તો લબાડ લેખે ગણિ લેવા; સુણ દરજીડા૦ ૫
એણે જગથી ઉલટું નામ ધાર્યું, માટે જગથી ઉલટું કામ કર્યું
એને લાયક એ ઠીક ઠર્યું; સુણ દરજીડા૦ ૬
જગમાં જે જેવા ગુણ ધરશે, તેનું લોક વિષે લાયક ઠરશે,
સજ્જન તો દુર્ગુણથી ડરશે; સુણ દરજીડા૦ ૭
એવા જનને ઓળખી લઇએ, તેને દિલની વાત નહી દઇએ,
દઇએ તો અતિ દુખિયાં થઇએ; સુણ દરજીડા૦ ૮
એવાને કોઇ આંગળી આપે, તો કપટ કરી તરતજ કાપે,
માટે અર્થ સરે અળગાં થાપે; સુણ દરજીડા૦ ૯
જો સોય બિચારી સારી છે, તૂટયાં સાજા કરનારી છે,
ગુણવંતી નામે નારી છે. સુણ દરજીડા૦ ૧૦
તેવી છે પણ ગુણ* દેવાને, સમજાવે સંપી રેહેવાને,
આવકારજ દેવો એવાને; સુણ દરજીડા૦ ૧૧
કુળ એકજ કાતર સોય તણું, પણ કામ જુદું કરનારી ગણું,
ગુણ-વિનાની એક ગુણાળી ગણું; સુણ દરજીડા૦ ૧૨
તે પણ અંતરમાં અભિલાખી, †શિર ઉપર સોય ધરી રાખી,
ગજ કાતરને નીચાં નાંખી; સુણ દરજીડા૦ ૧૩
અણસમજુ જન વિશ્વાસ કરે, સમજુ તો દિલમાં સમજી રહે
નિજ અર્થ સરે અળગાંજ ધરે; સુણ દરજીડા૦ ૧૪
એમ કર્તારે ઉપયોગી કર્યાં, તે થકી નકામાં તે ન ઠર્યાં,
દલપતરામે દિલમાંહિ ધર્યાં; સુણ દરજીડા૦ ૧૫

---

## ગરબી ૧૨ મી

### સારા નરસા જન્મ વિષે.

"મા પાવા તે ગઢથી ઊતર્યાં, મહાકાળીરે,"—એ રાગ.

જન ભલાએ ભૂતળમાંય, ધન્ય જનમ ધરિયા!
જે જુલમી જનો જણાય, એ શિદ અવતરિયા? ૧
જેણે કીધાં રૂડાં કામ, ધન્ય જનમ ધરિયા!
ન રહ્યું જેનું નિશ્ચળ નામ, એ શિદ અવતરિયા? ૨
જેણે સેવ્યા મા ને બાપ, ધન્ય જનમ ધરિયા!
જેણે સૌના લીધા શાપ એ શિદ અવતરિયા? ૩
જેણે પાળ્યા માણસ પાંચ, ધન્ય જનમ ધરિયા!
જેણે લોભે લીધી લાંચ, એ શિદ અવતરિયા? ૪
જેણે ધરી ધરમની રીત, ધન્ય જનમ ધરિયા!
જેની પાપ ઉપર બહુ પ્રીત, એ શિદ અવતરિયા? ૫
જેણે સૌને કીધાં સુખ, ધન્ય જનમ ધરિયા!
દુનિયાને દીધાં દુઃખ, એ શિદ અવતરિયા? ૬

* ગુણ—દોરા; † દરજી સોયને પાઘડીમાં ખોસે છે.

જેણે દીધો સર્વ સુબોધ, ધન્ય જનમ ધરિયા!
જેણે કર્યો ગરિબપર ક્રોધ, એ શિદ અવતરિયા? ૭
જેનાં વિધવિધ થાય વખાણ, ધન્ય જનમ ધરિયા!
જેણે પરના લીધા પ્રાણ, એ શિદ અવતરિયા? ૮
જેણે દયાથી દીધાં દાન, ધન્ય જનમ ધરિયા!
જે નિર્લજને નાદાન, એ શિદ અવતરિયા? ૯
જે પ્રજા તણા પ્રતિપાળ, ધન્ય જનમ ધરિયા!
જે ચોર થયા ચંડાળ, એ શિદ અવતરિયા? ૧૦
સતવાદી શાણા શેઠ, ધન્ય જનમ ધરિયા!
જેણે પાપે ભરિયાં પેટ, એ શિદ અવતરિયા? ૧૧
જેની તનમન સારી ટેવ, ધન્ય જનમ ધરિયા!
ન ભજ્યા દલપતનો દેવ, એ શિદ અવતરિયા? ૧૨

## ગરબી ૧૩ મી.

### કપાસના છોડની ગરબી.

"સૈયર શું કરૂંરે, મારે નદકુંવરશું નેહ."—એ રાગ.

છોટો છોડ છેરે, કહીએ જેનું નામ કપાસ;
કામ કેવું કરેરે, તેનો કરીએ આજ તપાસ. ૧
ફૂળ તેનાં જુઓરે, કાલાં ઘેલાં તે કહેવાય;
પણ પરમારથીરે, દુનિયામાં કેવાં દેખાય? ૨
પોતે પેટમાંરે, નિશ્ચે રાખે છે નરમાશ;
મન મેલું નહીરે, અંતરમાં અતિશે ઉજળાશ. ૩
કોઈ પ્રકારનોરે, કાયામાં નહિ કાંટો લેશ;
સારી સૌ થકીરે, દીસે કીર્તિ દેશ વિદેશ. ૪
સંકટ બહુ સહીરે, લોકની રાખે છે તે લાજ;
તોપણ તે કહીરે, પોતે રાખે નહિ પતરાજ. ૫
મોટાઇ નવ મળેરે, છોટો થઇને રહે છે છેક;
જોડ જડે નહીરે, એના જેવી જાતજ એક. ૬
વૃક્ષ બીજાં વડાંરે, ઊંચાં વધિયાં જેનાં અંગ;
પર ઉપકારમાંરે, રાખે કોઇ ન એવો રંગ. ૭
વસ્ત્રરૂપે થઇરે, કેવી ઢાંકે જનની કાય?
કાગળ રૂપ થઇરે, જનના સદેશા લઈ જાય. ૮
પાનાં પોથીઓરે, ગુરૂ થઇ આપે જનને જ્ઞાન;
દોરી દોરડાંરે, પાશે તરસ્યાંને જળપાન. ૯
કાયા ધરી કરેરે, એવાં ઉત્તમ કામ અનેક;
ગુણ તેના ઘણારે. એકથી ચડિયાતો છે એક. ૧૦
ગોરા ગાનીઓરે, જેના ગુણ મોટા જગમાંહી;
પ્રૌઢ વધી પડયારે, એ તો અલ્પજ ગણવા આંહી ૧૧.
તનુધર ધન્ય! છેરે જેનો અતિ જગમાં ઉપયોગ;
ધર્મ રૂડો ધરેરે. આપે સૌ જનને ઉદ્યોગ. ૧૨
નિયમો નીતિનારે, જગમાં જેહ વડે ચલવાય;
શોભા સર્વનીરે, દુનિયામાં જેથી દેખાય. ૧૩
ગુચ્છ ગુલાબનારે, મનમાં લાવે વ્યર્થ ગુમાન;
જો આ જગતમાંરે, શોભે કોણ કપાસ સમાન? ૧૪
બીજા બધા વિનારે, બહુ દિન ચલાવતાં ચલવાય;
પણ જેના વિનારે, રજની દિન પણ નવ રહેવાય.
સઢ રૂપે થઇરે, સાગરમાં સંચારે વહાણ;
કેટલાં હું કહુંરે, એના કૃત્યનાં વિવિધ વખાણ? ૧૬
જનમી જગતમાંરે, કરશે એવાં ઉત્તમ કામ.
તેને તો સદારે, દેશે આશિષ દલપતરામ. ૧૭

## ગરબી ૧૪ મી.

### પરોપકારી વાદળી વિષે.

"વેગળો રહે વરણાગિયા."—એ રાગ.

હાંરે આવ વહાલી વિવેકી વાદળી, હાંરે તુંતો ધર્મના
મંત્રની માદળી છેરે. વહાલી૦ ટેક.
હાંરે મુંડી સાંચે તું તો આઠ માસમાં;
હાંરે એ તો છાની રાખે છે આકાશમાં છેરે. વહાલી૦ ૧
હાંરે વેળા વાવરવાની એક આવશે;
હાંરે એવું ડહાપણ તું દીલમાં લાવશેછેરે, વહાલી૦ ૨
હાંરે વેળા આવે એવી જે વારમાં;
હાંરે દીલ રાખે ઉદાર માસ ચારમાં છેરે. વહાલી૦ ૩
હાંરે એક દહાડે એકદમ નથી આપતી;
હાંરે રહે આપવાનો અનુમાન માપનીછેરે, વહાલી૦ ૪
હાંરે કરકસર એવી તું ક્યાં ભણી?
હાંરે ગુણવંતી તે ગુણથી તને ગણી છેરે. વહાલી૦ ૫
હાંરે તારા જેવા પ્રધાન જોઇએ રાયને;
હાંરે જોઇએ એવી અર્ધાંગના બાપનેછેરે. વહાલી૦ ૬
હાંરે નથી સમની સમાન કાઢી રાખની;
હાંરે કાંઇ નકામું નથી કાઢી નાખતીછેરે. વહાલી૦ ૭
હાંરે આપતાં તું અભિમાન નથી આણતી;
હાંરે જોઈ તને નમવાનો ગુણ જાણતીછેરે. વહાલી૦ ૮
હાંરે ગુણી સગ માને તે મેઘને,

હાંરે કહિયે કેવી રીતે કેળવી જીરે ? વહાલી૦ ૯
હાંરે શીખે તારી શીખામણ સુંદરી;
હાંરે તેતો હોંશિયાર ને ગણાય હુન્નરીજીરે.વહાલી૦ ૧૦
હાંરે ધન્ય ! ધન્ય ! તારી ચતુરાઇને !
હાંરે ભલે પામી પ્રસિદ્ધ વડાઇનેજીરે ! વહાલી૦ ૧૧
હાંરે જળ સાચવ્યાની રીત તારી જોઇને.
હાંરે મળે સારી શીખામણ કોઇનેજીરે. વહાલી૦ ૧૨
હાંરે વારે વારે વખાણું તારા કામને;
હાંરે દીલ ભાવી તું દસરતરામને જીરે, વહાલી૦ ૧૩

## ગરબી ૧૫ મી.

### પરોપકારી બાઇ રૂપી વાદળીની ગરબી.

"શીવજી શેરિયારે."—એ રાગ.

દયાથી દેછે જીવનદાન, વહાલી વાદળીરે;
કર્યું તેં નિજ જીવન કુરબાન, વહાલી વાદળીરે. ૧
ભલે તું પામી ઉંચો અધિકાર, વહાલી વાદળીરે;
અખિલ જગપર તારો ઉપકાર, વહાલી વાદળીરે૨
થઈ તું સૌની માત સમાન, વહાલી વાદળીરે;
કરાવે તું સૌને પયપાન, વહાલી વાદળીરે. ૩
જગતમાં જો તુજ તન ન જણાય, વહાલી વાદળીરે;
અખિલ જગઆકુળ વ્યાકુળ થાય. વહાલીવાદળીરે.૪
શશી સૂરજ તુજથી શરમાય, વહાલી વાદળીરે.
માટે તુજ ઓથે સંતાય વહાલી વાદળીરે. ૫
દીઠા તુજ પાસેથી લેઈ દાન, વહાલી વાદળીરે;
કરે કાંઇ દાન મેળવવા માન, વહાલી વાદળીરે. ૬
કદી તુજ પાસેથી ન પમાય, વહાલી વાદળીરે;
સરોવર સરિતા પણ સૂકાય, વહાલી વાદળીરે. ૭
વને છે વનસ્પતિનો વાસ, વહાલી વાદળીરે;
જીવન તે જાચે તારી પાસ, વહાલી વાદળીરે. ૮
તપી પર્વત પામે પરિતાપ, વહાલી વાદળીરે;
કરે તેને તું શીતળ આપ, વહાલી વાદળીરે. ૯
કરે જ્યાં દૃષ્ટિ ત્યાં તુજ કામ, વહાલી વાદળીરે;
નથી તે રાખ્યો ઠાલો ઠામ, વહાલી વાદળીરે. ૧૦
કહું તે ધન્ય! જગત્ત કરનાર! વહાલી વાદળીરે;
ભલે આપ્યો તુજને અવતાર, વહાલી વાદળીરે ૧૧
દીસે જે અનેકનો આધાર, વહાલી વાદળીરે;
સદા તે જીવો જન સરદાર ! વહાલી વાદળીરે.૧૨
દીસે નહાની પણ મોટું દીલ. વહાલી વાદળીરે;
સમાયું તેમાં ઘણું સલીલ* વહાલી વાદળીરે. ૧૩
સદા નિશ્ચળ રહેજો તુજ નામ, વહાલી વાદળીરે;
દિલે એમ ઇચ્છે દલપતરામ, વહાલી વાદળીરે.૧૪

## ગરબી ૧૬ મી,

### વિવેકી વડવાઈ વિષે.

"હરિ દૂધ પિયો, તે મને જાવા દો."—એ રાગ.

તુંવડી વિવેકી વડવાઈ, ગુણ કહું છું તારા હું ગાઇ;
તું સજ્જનને પણ શીખામણદેનાર;તુંવડીવિવેકી વડવાઇ.૧
તે ઉત્તમ કુળ અવતાર ધર્યો, તેં સદગુણથીભવ સફળકર્યો;
તું શાણીછે, એમ સૌ જાણે સંસાર, તું વડી વિવેકી૦ ૨
પૃથ્વીપર સાસરિયું પામી, જ્યાં મૂળ ઊંડાં કરીને જામી;
વળિ વિશ્વપતિએ વિસ્તાર્યો, વિસ્તાર, તું વડી વિવેકી૦ ૩
તારા વૃદ્ધપિતાને દુઃખ પડિયું, મૂળ ઊંડું હતું તે ઉખડિયું;
ત્યારે તેં તેને આપ્યો સારો આધાર, તું વડી વિવેકી૦ ૪
તેં નામ પિતાનું અમર કર્યું, અમૃત તુજ પાસ અખડભર્યું;
તું કુળમાં ખામી લાવી નહી લગાર. તું વડી વિવેકી૦ ૫
આશ્રય પશુ પક્ષીને આપ્યો, જાણે થંભ ધરમનો તે થાપ્યો
તેં ચિતમાં ચોખો એજ ધર્યો વિચાર, તું વિવેકી૦ ૬
સાસરિયું પણ તેં શોભાવ્યું, આશ્રય પામ્યું જે કોઇઆવ્યું
તનેભાળી જગમાં ભલાઇનો ભંડાર, તું વડી વિવેકી૦ ૭
કદી કાંટો કોઇને નવ માર્યો, તપતો આવ્યો તેને ઠાર્યો;
હરઘડીએ આપું સાબાશી હજાર, તું વડી વિવેકી૦ ૮
તેં નમ્રપણું ધરથી રાખ્યું, તેં ઉદ્ધતપણું કાઢી નાંખ્યું;
તેથી ઉત્તમ આવો તું પામી અધિકાર, તું વડી વિવેકી૦ ૯
તને જગમાં સૌ જન જાણે છે, વિદ્વાન વિશેષ વખાણેછે;
તને સારી ગણશે સૃષ્ટિ સરજનહાર. તું વડી વિવેકી૦ ૧૦
તને જો કોઇએ કષ્ટી દીધી, તેં પંડ અખંડ ક્ષમા કીધી;
તેં દુખ નહિ ધરતાં દિલ રાખ્યું ઉદાર, તું વડી વિવેકી.૧૧
સૌ સજ્જન તુજ ગુણ જાણે છે, વળિવિવિધપ્રકારવખાણેછે;
ગુણવંતી તારા ગુણ શું ગણે ગમાર, તું વડી વિવેકી૦ ૧૨
છે કંઇક કપૂત ઘણા એવા; નથી સજતા માતપિતા સેવા;
વળી નામ પિતાનું બોળે જળ મોઝાર,તું વડી વિવેકી૦૧૩

* સલીલ=પાણી.

તું સ્થિર ટકજે બહુ આ ઠામે, દીધી આશિષ દલપતરામે;
તારો અધિક ભલોછે,અમ ઉપર આભાર,તું વડી વિવેકી૧૪

---

## ગરબી ૧૭ મી.

### શેલડીની ગરબી.

"કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે."—એ રાગ.

સુણ શેલડી તું શાણી ઘણીરે,
કરેછે તું ગુપત ઉપકાર,ઉપકારી તું સાચી ‡શેલડીરે;
નથી ફૂલ કરીને ફૂલતીરે;
સારા ચિત્તના ચોખા વિચાર. ઉપકારી૦ ૧
નથી દુનિયાને ફળ દેખાડતીરે;
ઊંચા લટકાવી આકાશ, ઉપકારી૦
તારાં ફળ ગોળ, સાકર, ખાંડ છે રે;
પણ દેખે ન કોઈ તુજ પાસ. ઉપકારી૦ ૨
દાન આપી કહી દેખાડવુંરે;
તે તો કીર્તિ દાન કહેવાય, ઉપકારી૦
પ્રભુ પ્રીતે જરૂર દાન જે કરેરે;
તે તો કોઈથી ન જાણ્યું જાય. ઉપકારી૦ ૩
ફુલ કરીને જે ફળ દાન દેરે;
ઠળિયા છોતરાં તે માંહી, ઉપકારી૦
તારી પેઠે ગુપત દાન જે કરેરે;
તેમાં કસ્તર ન મળે કાંઇ. ઉપકારી૦ ૪
નથી ખૂબ મોટાઈ દેખાડતીરે;
દીસે દુર્બળ તારો દેહ. ઉપકારી૦
નથી કાંટો કાયામાં રાખતીરે;
તેથી પામી તું સૌનો સ્નેહ. ઉપકારી૦ ૫
મોટા મોટા તરૂમાં નથી માલતીરે;
સદા વસી એરંડા સાથ, ઉપકારી૦
પણ નીચો સ્વભાવ લીધો નહીરે;
એમ હેતુ રાખ્યું તેં હાથ. ઉપકારી૦ ૬
ક્યાંથી પામી સરસપણું પંડમાંરે?
જોતાં અચરજ જેવું જણાય, ઉપકારી૦
કેરી કેળાં આદિક ફળ જે કહુંરે;
તારા ફળની તુલ્ય ન ગણાય. ઉપકારી૦ ૭
ગળી સૌની વધારે મિઠનારે;
જેનું એવું મેળાપી અંગ, ઉપકારી૦
જીવ મેળવી લે જ્યાં જાય ત્યાંરે;
સૌને સારો લાગે તેનો સંગ. ઉપકારી૦ ૮
કોઇ ગરીબ ગુપત દાન તો કરેરે;
કરે મોટા તો પામવા માન, ઉપકારી૦
જેમ વરસાદ જળનું દાન દે રે;
ગાજે ઉંચે ચઢી આશમાન. ઉપકારી૦ ૯
જે કોઈ જગત વિષે જન્મ પામીનેરે;
કરે પરઉપકારી કામ, ઉપકારી૦
એવા એવાને અંતઃકરણથીરે;
દે છે આશીષ દલપતરામ. ઉપકારી૦ ૧૦

---

## ગરબી ૧૮ મી.

### કેળ વિષે.

"હું વારી જાઉ ઊભાં રહોને અલબેલી."—એ રાગ.

રસીલી કેળ રૂડી તું તો ઠરાણી;
હું વારી જાઉં વાણીએ શું કહું વખાણી, રસીલી૦ટેક.
બોરડીને થોરડી તો ઠામ ઠામ દીસે;
હાંરે જેને કાંટે વિંધાય બહુ પ્રાણી. રસીલી૦ ૧
લીમડીને કોણ બાગ લાયક ગણે છે;
હાંરે જેની કડવી જાત કહેવાણી. રસીલી૦ ૨
વરખડીને કોણ બાગમાં વાવે;
હાંરે તારા જેવી જરૂરની જાણી. રસીલી૦ ૩
જાયવેલ તો બહુ ફુલડે ફુલે;
હાંરે પણ ભૂખ્યાંને પાય નહી પાણી. રસીલી૦ ૪
કાળજું પણ બહુ કોમળ તારૂં;
હાંરે તારી એજ ઉંચી જાતની એંધાણી. રસીલી૦ ૫
નિર્મળ નૌતમ નાજુક નારી;
હાંરે તારી પંડિતોએ ઉપમા પ્રમાણી. રસીલી૦ ૬
જગ સરજનારે તુજને સરજી;
હાંરે એ તો અનીશે ડહાપણ આણી. રસીલી૦ ૭
મીઠાં મીઠાં ફળ દેનારી;
હાંરે તુને માનવીઓ મોરે મનાણી. રસીલી૦ ૮
ફુલ્યા વિના તું તો ફળ દે છે;
હાંરે તું તો એવો ઉદાર [illegible]. રસીલી૦ ૯
ફુલી ફુલીને જે દાન દે છે;
હાંરે તેનું [illegible]. રસીલી૦ ૧૦

---

‡ મોસાળ જેવા.

ફુલે અધિક પણ ફળ નવ આપે;
હાંરે તેની ફોગટ જાત ફુલાણી, રસીલી૦ ૧૧
દલપતરામ કહે ગુણ દેખી;
હાંરે તારી લાયકી લેખમાં લખાણી. રસીલી૦ ૧૨

---

## ગરબી ૧૯ મી.

### આરશીની ગરબી.

"કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે."—એ રાગ.

અરે આરશી મેં તને ઓળખીરે,
તુંતોશુભ ગુણવંતીગણાયં, સત્યવાદીતું સાચીઆરશીરે
તારા આગળ આવી જે ઉભું રહેરે;
જેવું હોય તે તેવું જણાય, સત્ય૦ ૧
તું તો ગુણ દોષ હોય તે દેખાડતીરે;
જેવી સાચે સાચી કહે વાત, સત્ય૦
ભલે હોય તે પોતાનું કે પારકુંરે;
તારે પડે નહિ પક્ષપાત. સત્ય૦ ૨
હોય રાંક કે રાજા ભલે રણારે;
કોઇની શરમાવી ન શરમાય. સત્ય૦
બીક દેખાડતાં તું બીહે નહીરે;
લાંચ આપવાથી ન લલચાય, સત્ય૦ ૩
રાગ દ્વેષ તું લેશ નથી રાખતીરે;
માટે રાખે હૃદે કોણ રોષ, સત્ય૦
તું તો નકટાને નકટું કહેરે,
જાણે તે પણ પોતાનો દોષ, સત્ય૦ ૪
પૂઠ પાછળ તું બડબડતી નથીરે;
સાચે સાચું કહે મુખોમુખ, સત્ય૦
તારૂં દીલ સ્વચ્છ દેખતાં દેખાય છેરે;
તેથી દિલમાં ન ધરે કોઇ દુઃખ. સત્ય૦ ૫
તારી આગળ આવીને જે ઉભું રહેરે;
સાચું તેજ તું કહેનાર, સત્ય૦
નથી બીજા વિષે તું કંઇ બોલતીરે;
એવો નિયમ ધર્યો તેં નિર્ધાર, સત્ય૦ ૬
તારી સત્યતાને સૌ ચહાય છેરે;
હોંશે હોંશે ઝાલે તને હાથ, સત્ય૦
નાનાં મોટાં અને રાંક રાયનેરે;
સૌને ગમે છે તારો સાથ, સત્ય૦ ૭
તારા સત્ય ઉપર કોપ જે કરેરે;
તેને લોક કરે ધિક્કાર, સત્ય૦
તેને મોટો મુરખ ગણે માનવીરે;
પક્ષ તારો તાણે નરનાર, સત્ય૦ ૮
વાંક તેનો ગણાય આ વિશ્વમાંરે;
કોઈ તારો વદે નહી વાંક, સત્ય૦
તું તો સાચી ઠરી સંસારમાંરે;
એ તો અચળ ખરેખરો આંક, સત્ય૦ ૯
શુદ્ધ બુદ્ધિથી સાચું જે કહેરે;
રાખી નિર્મળ મન તુજ તુલ્ય. સત્ય૦ ૧૦
તેને રીઝે તેનો કર્તા ધણીરે,
એવો ગુણ સત્યતાનો અમૂલ્ય, સત્ય૦ ૧૧
કવિ કોવિદ વિચારીને કહેરે;
તારી સત્યતાને શાબાશ. સત્ય૦
કૃપા કરે કૃપાળુ નાથજીરે;
આપે ગુણ એવો અવિનાશ, સત્ય૦ ૧૧
વારે વારે પ્રભુજીને વિનવીરે;
વળી પ્રેમે કરીને પ્રણામ. સત્ય૦
તારી તુલ્ય સદ્ગુણ સત્યતા તણીરે;
માગે દિન દિન દલપતરામ, સત્ય૦ ૧૨

---

## ગરબી ૨૦ મી.

### નઠારાં ગીત ન ગાવા વિષે.

"મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા." એરાગ.

જેનિ અંદર અર્થ નઠારોરે, ગીત નઠારાં નવ ગાઇએ;
સુણિ સુણિને સત્ય વિચારોરે, ગીત નઠારાં નવ ગાઇએ.
જેમાં નહિ નીતિનો સ્વાદરે, ગીત નઠારાં નવ ગાઇએ;
બાઇઓ તે તો બકવાદરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૨
શિદ મૂખ દુખવીએ હાલુંરે, ગીત નઠારાં નવ ગાઇએ.
વિપરીત મતિને તે વહાલુંરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૩
એવાં શીખવે ગીત સુતાનેરે, ગીત નઠારાં નવ ગાઇએ;
ધિક! તેવાં માત પિતાનેરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૪
સારા જન તો શરમાયરે, ગીત નઠારાં નવ ગાઇએ;
એ તો સુણતાં ઉઠી જાયરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૫
એ તો માત પિતાનો વાંકરે, ગીત નઠારાં નવ ગાઇએ;
એ તો જાણો આડો આંકરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૬
જો સૌનું સારૂં ધારોરે, ગીત નઠારાં નવ ગાઇએ;
નવ રાખો ચાલ નઠારોરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૭

જેમાં હોય ઇશ્વરનું નામરે, ગીત નઠારાં નવ ગાઇએ;
પણ અનીતિ હામો હામરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૮
એથિ ઉપજે અસર નઠારીરે, ગીત નઠારાં નવ ગાઇએ;
ચિત ધરજો ચતુર વિચારીરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૯
નીતિથી ઉલટું જેહરે, ગીત નઠારાં નવ ગાઇએ;
ઈશ્વરને ન ગમે એહરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧૦
સુધરે નહિ અંતઃકરણરે, ગીત નઠારાં નવ ગાઇએ;
આવે નહિ સદ્આચરણરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧૧
કહો તે ગાઇએ શે કામરે? ગીત નઠારાં નવ ગાઇએ;
ભાખે છે દલપતરામરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧૨

---

## ગરબી ૨૧ મી.

### મીઠા બોલી મેના વિષે.

"મોહનરે મોહી તારે લટકે."—એ રાગ.

મેનારે મીઠી તારી વાણી,
મીઠી તારી વાણી, માનવીએ પ્રમાણી. ટેક.
જાત તારી જોતાં જનથી છે જૂદી,
પણ તું પામી મોટું માન, મીઠી૦
હોય પક્કા પુરા પંડિત તે પણ,
કહેણ ધરે તારાં કાન; મીઠી૦ ૧
ભાગ્ય ભલું તેથી તું થઇ ભણેલી,
નહિ તો તું રખડત રાન, મીઠી૦
વણ ભણેલી ઘણી વનમાં વસેછે,
કોઇ ન ગણે ગુણવાન; મીઠી૦ ૨
ભણતરમાં ભલો લાભ મેં ભાળ્યો,
આ જોઇ તુજ અધિકાર, મીઠી૦
શોભિતું પિંજર વસવાને સોંપ્યું,
ઉત્તમ આપે આહાર; મીઠી૦ ૩
ચાકરી તારી કરે જન ચાકર;
પાણી લાવી તને પાય, મીઠી૦
એવો માલ છે તુજમાં શો મોટો,
કામ તો કંઇ ન થાય; મીઠી૦ ૪
મધુર ભાષણ કરવા શીખી સુખથી,
એ ગુણ તુજમાં છે એક; મીઠી૦
આ સાથે સ્નેહ તેથી થાય તારે,
આપે છે માન અનેક; મીઠી૦ ૫
પુરાં વખાણ આ પુરમાં તું પામી,
કીધાં તેં સૌનાં હરેલ, મીઠી૦
વસ્તી બધીને તેં વશ કરી લીધી,
કામણ જેમ કરેલ; મીઠી૦ ૬
દેશ વિદેશમાં વાત વંચાઇ,
ગુણ ગણાયા ગામો ગામ; મીઠી૦
તન તુ તજશ તોપણ અહિં તારું,
નહિ વિસારે કોઇ નામ; મીઠી૦ ૭
સદ્ગુણ પામીને કુળ તેં શોભાવ્યુ,
જન વખાણે તારી જાત, મીઠી૦
ધન્ય તારો અવતાર ધરામાં,
ધન્ય તારાં માત તાત; મીઠી૦ ૮
રૂપ તારું અતિશે નથી રૂડું,
નથિ તેં સજ્યા શણગાર, મીઠી૦
પણ તેં પુરો સૌને મોહ પમાડ્યો,
અચરજ એ તો અપાર; મીઠી૦ ૯
નાના મોટા જન નેહે નિહાળે,
શો એવો તુજમાં છે સાર, મીઠી૦
દિલગીર હોય તેની દિલગીરી છૂટે,
ઉચરે જ્યાં તું ઉચ્ચાર; મીઠી૦ ૧૦
બહેન બરાબર જન તને જાણે,
મન હરખે જોઇ મુખ, મીઠી૦
હાકેમ પણ તને હેતે બોલાવે,
સાંભળી સ્વર પામે સુખ, મીઠી૦ ૧૧
બાઇ ભલા જેણે તુજને ભણાવી,
આપ્યો ઉત્તમ ગુણ આમ, મીઠી૦
અંતર શુદ્ધથી આશિષ તુજને,
દે નિત્ય દલપતરામ, મીઠી૦ ૧૨

---

## ગરબી ૨૨ મી.

### હાથિણીની ગરબી.

"વાંસલડી. વેરણ થઇ લાગી તું વ્રજની નારને."—એ રાગ.

હો હાથણી, જાણી મેં તુજને તું ઉત્તમ જનની;
ગુણ ગુપ્ત કેળની, વળી વિશેષે વિનત કહું તે વાતની. ટેક
તું મુખે પથ શિખાવે છે, કુતનોથી બચવા આવેછે,
પણ તું મનમાં કયાં લાવે છે! હો હાથણી૦ ૧
તે બહુ નહિ બગીને થાકે છે, તું સાંખી [illegible]
ધન્ય! ધન્ય! તને લોકો કહેછે; હો હાથણી૦ ૨
[illegible] તો બહુ મનમાં ન રહે, તને [illegible]

તું સહન કરી વીસારે છે; હો હાથીણી૦ ૩
વલિ છે તારી ગંભીરાઇ, તું બકવા નથિ કરતી બાઈ,
તારી કીર્તિ કવિ લોકે ગાઇ; હો હાથીણી૦ ૪
તું નિસાળમાં નથિ પાઠ ભણી,પણનીતીછેતુજમાંહિઘણી
તું પુત્રી જાત સજાત તણી; હો હાથીણી૦ ૫
તારા ગવાય ગુણ ગામે ગામે, તુંસુખિ રહેજે ઠામે ઠામે,
દિધિ એ આશિષ દલપતરામે; હો હાથીણી૦ ૬

---

## ગરબો ૨૩ મી.

### નેતરની નમ્રતા વિષે.

"સારૂં સારૂંરે સૂરત શેહેર, મુંબાઇ અલબેલી."—એરાગ.
તારા નમ્રપણાને ધન્ય ! નેતર નમનારી;
રૂડું માણસ ઇચ્છે મંન, તે ચલગત તારી!—ટેક.
વહેતિ નદીના નીર વચ્ચે તું, વસે કરીને વાસરે;
પણ પાણીના પૂર તણો તું, તન નથિ ધરતી ત્રાસ.ને૦૧
જ્યારે જળનું જોર વધે ને, ઘણો કરે ઘુઘવાટરે;
મોટા તરનાં મૂળ ઉખાડે, તને ન ઉર ઉચાટ. નેતર૨
જોર જણાય ઘણું જે વારે, જળમાં તું નમિ જાયરે;
તેનું જોર ઘટે ત્યારે તું, આપે ઉભી થાય, નેતર૦ ૩
પાતળિ સરખી તું પંડે પણ, નમ્રપણું ધરનારરે;
જળમાં તું સુખથી જીવે છે, એ ગુણને આધાર. ને૦૪
સમય વિચારી સમજી ચાલે, લે સુખ તે આ લોકરે;
ઉદ્ધતપણું અખંડ ન છોડે, ફાંસામાં પડે ફોક. નેતર૦૫
મૂળ ગયાં મોટાં તરૂવરનાં નાની તું નિશ્ચિંતરે;
મોટી બુદ્ધિ તુજમાં માનું, રૂડી તારી રીત. નેતર૦ ૬
નમ્રપણું રાખે નિશ્ચે તો, વેરીમાં કરે વાસરે;
અંતરમાં કદિએ નવ ઉપજે, તેને તલપુર ત્રાસ.નેતર૦૭
તાડ અને વડ તારી પેઠે, નમ્યા નહી જે નામરે;
દેશવટો નદિએ તો દીધો, હાશો કીધો હામ. નેતર૦ ૮
પવન તને નવ તોડી પાડે, સજોર થઈ સર્વત્રરે;
તેથી તુજને કરિને રાખે, છત્રપતી શિરછત્ર. નેતર૦૯
સારા જનના ઘરમાં શોભે, હરિ તું ઠામો ઠામરે;
તિરખી તુજને નેત્ર ઠરેછે, ધન્ય તુજ નેતર નામ.નેતર.૧૦
જો ફળ ફુલ નો તું નથિ દેતી, દીસે દુર્બળ દેહરે;
પણ તું નમ્રપણાથી પામી, સર્વે જનનો સ્નેહ.નેતર૦૧૧
નમ્રપણું રાખે નરનારી, એ સુખ પામે આમરે,
આ શીખામણ સમજી લેજો, દિલમાં દલપતરામ.નેતર૦૧૨

---

## ગરબી ૨૪ મી.

### કામઠીની ગરબી.

"ફૂલણજી ! તમે ફુલાવ્યા કયમ ફૂલ્યારે ? ફૂલણજી"રાગ.
*શરધરણી તું વિશ્વ વિષે વખાણાઇરે, શરધરણી;
તું કમાન નામે કુશળપણે કહેવાઈ, શાણી શરધરણી. ૧
સારા વંશ થકી તું ઉપજી સારીરે. શરધરણી;
વળિ શુભ શિક્ષકથી †સદ્ગુણ લીધો ધારી, શાણી૦ ૨
તીરનિ સાથે લગ્ન થયું છે તારૂંરે, શરધરણી;
તે જુગતે જુગતું જોડું શોભ્યું સારૂં, શાણી૦ ૩
નમી નમીને તે નરને વશ કીધોરે, શરધરણી;
તુજ સદ્ગુણ વડે લાવો તેણે લીધો, શાણી૦ ૪
આપી હિંમત એને તેં ઉશ્કેર્યોરે, શરધરણી;
તેં પ્રવાસ કરવા પ્રીત કરીને પ્રેર્યો, શાણી૦ ૫
જઇને તેણે તો ત્યાં જશ વિસ્તાર્યોરે, શરધરણી;
નિજ શેઠ તણા શત્રૂને રણ સંહાર્યો, શાણી૦ ૬
ઉત્તમ પરાક્રમી કહેવાયો આપેરે, શરધરણી;
પણ તે તો તારા સદ્ગુણ તણે પ્રતાપે; શાણી૦ ૭
જો તેને તે હિંમત હોત ન આપીરે, શરધરણી;
નર તો તે એવું કામ ન કરત કદાપી, શાણી૦ ૮
જગમાં તુજને હિંમતવાળી જાણીરે, શરધરણી;
હું ખરેખરી તો તને કહુ ક્ષત્રાણી, શાણી૦ ૯
સૌ સુંદરિઓ બોધ સમજશે તારોરે, શરધરણી;
તો સર્વ પ્રકારે થાશે દેશ સુધારો, શાણી૦૧૦
વધું સુધારો વનિતાઓમાં વ્યાપેરે; શરધરણી;
તો ઉશ્કેરીને નરને હિંમત આપે, શાણી૦ ૧૧
દલપતરામે દિલમાં એમ વિચાર્યુંરે, શરધરણી;
તે માટે આવું વખાણ કીધું તારૂં, શાણી૦ ૧૨

---

## ગરબી ૨૫ મી.

### સોનાની અરજી.

સારૂં સારૂંરે સૂરત શેહેર, મુંબઇ અલબેલી" એ—રાગ.
સોને જગસ્રષ્ટા પાસ, અરજી ઉચ્ચારી;
"આ સુણિયે શ્રી અવિનાશ,આ અરજી મારી!—ટેક.

* શરધરણી=કામઠી. † કામઠીની દોરી.

શેઠ સદનમાં મ્હોરો રૂપે,
રહું છું દિનને રાતરે;
મિજલસમાં અપમાન મળ્યું મને,
સુણો વિતકની વાત; અરજી૦ ૧
પેટીમાં મને પૂરી મૂક્યું,
પુષ્પ ગણ્યાં ગુણવાનરે;
મુજથી મોટું પુષ્પો પામ્યાં,
ભરી સભામાં માન; અરજી૦ ૨
મુજ તનમાં જો સુગંધ સરજે,
તો હરિ તેમ ન થાયરે!
પુષ્પ પ્રમાણે માન હું પામું,
મુજ મનશોક શમાય; અરજી૦ ૩
દેવે તેને ઉત્તર દીધો,
"સુણ સોના તજી શોકરે;
પરગુણ દેખી દ્વેષ ધરે,
તે ફજેતી પામે ફોક; અરજી૦ ૪
એકેક ગુણ ઉપયોગી દઇને,
સરજી વસ્તુ સર્વરે;
જેથી ગુણ બીજાનો જોઇને,
તજે પોતાનો ગર્વ; અરજી૦ ૫
હલકામાં પણ હોય ગુણ મોટો,
જેથી જન ચિત ચહાયરે;
એકજને ગુણ અનેક દઉં તો,
બીજિ નકામી થાય; અરજી૦ ૬
મોતી મોંઘા મૂલતણાં પણ,
માંહી નહિ મીઠાશરે;
જુવાર તો જનને જીવાડે,
દુકાળમાં દઈ આશ; અરજી૦ ૭
માટે મનથી ઈર્ષા મેલી,
સોના સજ સંતોષરે;
તારા ગુણથી તું રાજી રહે,
દઈશ ન કોઇને દોષ; અરજી૦ ૮
કુંભારનું કોઇ કરવા બેસે,
કામ વડો વિદ્વાનરે;
કદી બરાબર કરી શકે નહિ,
ઉલટું લે અપમાન; અરજી૦ ૯
યથાર્થ રીતે તે કરિ જાણે,
જે છે જેનું કામરે;
દેખિ અદેખા દિલમાં દાઝે,"
કહે દ્વિજ દલપતરામ; અરજી૦ ૧૦

---

## ગરબી ૨૬ મી.

## ઉત્તમ એક ગુણ તો મેળવવો જોઇએ, તે વિષે.

"ઓધવજી, સદેશો કહેજો શામને."—એ રાગ.

પોપટજી બેઠા સોનાને પાંજરે,
રાજા રાણી જોઇ જોઇ રાજી થાયજો;
ચાકર રોજ કરે પોપટની ચાકરી,
જુઓજી પોપટ ક્યાંઇ ન રઝળવા જાયજો. પોપટ. ૧
એકજ ઉત્તમ ગુણ આપ્યો છે ઇશ્વરે,
મુખથી ઉચરે મધુરાં વચન અમૂલ્ય જો;
જગત વિષે જો જોઇએ પક્ષી જાતમાં,
તપાસતાં મળે કોઇક તેની તુલ્ય જો. પોપટ૦ ૨
એકજ ગુણ પણ આ જગમાં એવો ભલો,
વિશેષ સૌથી વિશ્વ વિષે વખણાયજો;
જશ જામે તેનો સઘળા સંસારમાં,
ચતુર જનો સૌ તેને ચિત્તમાં ચહાયજો. પોપટ૦ ૩
મોતી તો આભુષણમાં શોભે ભલાં,
માણસમાં તે તેથી પામ્યાં માનજો;
આંબો પણ રસ આપે એક પ્રકારનો,
તે ગુણથી તે ગણાયછે ગુણવાનજો. પોપટ૦ ૪
સુગંધનો ગુણ સરસ ગુલાબ વિષે વસે,
કાંટા હોયાથી ભાગે નહિ જન ભૂખજો;
અફીણ તો આવે ઓસડ ઉપયોગમાં,
દેહ તણું તે દૂર કરે છે દુઃખજો. પોપટ૦ ૫
સોમલ પણ સંહારે રોગ શરીરનો,
નહિતરથી તેનો કરતાં ઉપયોગજો;
થોડું તો પણ મરણ કરે દિન એકમાં,
જણાય ઉત્તમ જનને ચાહત જોગજો. પોપટ૦ ૬
હેમ તણી વીંટી હીરાએ શોભતી,
શોભાવે નહિ એવું સારું દેખજો;
દેખાવું તો સુખનું દેહ તે સારૂં ભલી,

પામી તે એકજ ગુણ ઉત્તમ પેરજો. પોપટ૦ ૭
મેળવવો એક ઊત્તમ ગુણ તો માણસે,
જેથી જગમાં પ્રગટે કીર્ત્તિ પ્રકાશજો;
નહિ તો જીવતર વ્યર્થ જગતમાં જાણવું,
એકે ઉત્તમ થાય નહિ અભ્યાસજો. પોપટ૦ ૮
જુઓ વળી હલકામાં હલકી ચીજમાં
તુંબડાનો તો કોણ ગણે છે તોલજો;
પણ ઉત્તમ ગુણ તરવાનો છે તેહનો,
ગરજ પડે જન ઓરે ગુણ ગણિ બોલજો. પોપટ૦ ૯
અકેક ગુણ આપ્યો છે સૌને ઇશ્વરે,
ઠરી ઠરીને નિરખો ઠામો ઠામજો;
ઇશ્વર તું ઉત્તમ ગુણ અમને આપજે,
દિલથી એવું ઇચ્છે દલપતરામજો. પોપટ૦ ૧૦

## ગરબી ૨૭ મી.

### સંપૂર્ણ ગુણ તો એક પરમેશ્વરમાં છે, તે વિષે.

"મહાકોપ થયો તે કળિ કાળમાંજો."—એ રાગ.

પરીબ્રહ્મ એકલામાં ગૂણ પૂર્ણ છેજો;
બીજે જ્યાં જુઓ ત્યાં ગૂણ અવગૂણ છેજો.પરીબ્રહ્મ.ટેક
મહાસાગરના સદગુણો ઘણા મળે જો;
પણ પાણી તેનું પીતાં તરશ નવ ટળે જો. પરીબ્રહ્મ૦૧
જુઓ સૂર્યના જોતાં ગુણો ઘણા જડે જો;
તપે તાપ ત્યારે જીવજંત તરફડે જો. પરીબ્રહ્મ૦ ૨
અગ્નિના ગુણો ગણી જોતાં ગણાય છે જો;
લાહ્ય લાગે ત્યારે લોક અકળાય છેજો. પરીબ્રહ્મ૦ ૩
જુઓ જળ વિના કોઈ જનો જીવે નહિ જો;
પણ પ્રાણીઓના પ્રાણ એજ લે સહીજો. પરીબ્રહ્મ૦ ૪
એવા એવા ગુણ અવગુણોનાં પાત્ર છે જો;
ત્યારે માનવી બિચારૂં કોણ માત્ર છેજો? પરીબ્રહ્મ૦ ૫
ગુણો ગણી ગણી અંતરે ઉતારીએ જો;
વળી અવગુણો તો સર્વના વિસારીએ જો. પરીબ્રહ્મ૦૬
સદા અવગુણો તપાસીએ પોતાતણા જો;
તેને ટાળવા ઉપાય શોધીએ ઘણાજો. પરીબ્રહ્મ૦ ૭
કોઇ ક્રોધી કોઇ લોભી કોઇ સ્વાદીઆજો;
કોઈ આળસુ અને કોઈ વિવાદીઆજો, પરીબ્રહ્મ૦૮
સુધરે સ્વભાવ તો તે સુધરાવીએજો;
નહી સુધરે તો પણ તેને નિભાવીએજો. પરીબ્રહ્મ૦૯
ઝાડ, પાન, પશુ, પખી આદિ પ્રાણી છે જો;
પ્રકૃતી પ્રત્યેકની જુદી પ્રમાણી છેજો. પરીબ્રહ્મ૦ ૧૦
નિયમ સૃષ્ટિનો નજર કરી નિહાળીએજો;
ટાળીને કુસંપ સંપને સંભાળીએજો. પરીબ્રહ્મ૦૧૧
કથ્યાં તે કથનો છે તમારા કામનાંજો;
રાખો તે હૃદેમાં દલપતરામનાંજો. પરીબ્રહ્મ૦ ૧૨

---

# ભાગ ૨ જો.

### દુર્જન વિષે તાડ, વંટોળિયા, વગેરેનાં દૃષ્ટાંત.

## ગરબી ૨૮ મી,

### ઊંચા તાડની ગરબી.

"મહાકોપ થયો તે કળી કાળમાં જો,"—એ રાગ.

તું તો ઊંચો વિશેષ વધ્યો તાડિયાજો;
પણ તાપ કોઇના તેં ન મટાડિયાજો; તુંતો૦—ટેક.
સૌમાં મોટો ગણાયો તેથી શું થયુંજો ?
તારૂં મોટાપણું કહેવામાં રહ્યુંજો. તું તો૦ ૧
પર ઉપકાર કાંઇ એ નહી કર્યો જો;
ધરા ઉપર તેં જન્મ શીદને ધર્યોજો ? તું તો૦ ૨
તેં તો આશરો ના આપિયો કોઇને જો;
જન આશા ન રાખે તને જોઇનેજો. તું તો૦ ૩
કોઇ ભૂખ્યાને ભોજન ન આપિયાં જો;
ટાઢ, તાપ, કષ્ટ, કોઈનાં ન કાપિયાં જો; તું તો૦ ૪
તારી છાયાથી સુખ કોઇને છે નહી જો;
પક્ષી માળો ઘાલીને વસે નહી જો. તું તો૦ ૫
સારાં સુગંધી ફુલડે ન ફુલિયો જો;
ભાઈ! અક્કડ રહેવામાં નથી ભૂલિયો જો. તુંતો૦૬
મીઠાં ફળ તુંથી કોઇને નહી મળ્યાં જો;
ભારે લાકડાં ઇમારતમાં નહી ભળ્યાં જો, તું તો૦ ૭
તારી કાયા પણ તુંથી ક્યાં ઢંકાય છે જો;
દુનિયામાં એવાં કંજુસ દેખાય છે જો, તું તો૦ ૮
તારૂં અંગ તું ન ઢાંકી શક્યો એટલું જો;
કહું તેથી કંજૂસપણું કેટલું જો ? તું તો૦ ૯
છોટાં છોડ ભાજીનાં તારાથી છે ભલા જો;

તેથી પોષણ પામે છે પ્રાણી કેટલા જો ? તુંતો૦ ૧૦
તુંમાં એટલું પરાક્રમ દીસે અરે જો;
દુનિયાને રસ પાઈ દિવાની કરે જો. તુંતો૦ ૧૧
શિર છત્ર સમાન તે શોભા ધરીજો;
જન નિષ્ફળ જાણે છે ખરેખરીજો. તુંતો૦ ૧૨
ધન્ય ! ધન્ય ! માનીએ તેનું મોટાપણુંજો;
કામ પર ઉપકારનું કર્યું ઘણું જો. તું તો૦ ૧૩
રૂડી સમસ્યા છે દલપતરામની જો;
કહી માણસોને જાણવાના કામનીજો. તું તો૦ ૧૪

---

## ગરબી ૨૯ મી.

### મગરૂર વંટોળિયાની ગરબી.

"ગોરસ લઇને ગોપિકા, ચાલી વેચવા કાજે."એરાગ.
વાત તું શુણુ વંટોળિયા, કહું ચિત્ત વિચારી;
પળમાં વડાઇ તું પામિયો, ભૂમિ ઉપર ભારી. ૧
પર્વતો નીચા પાડિયા, એથી ઊંચેરો ચાલ્યો;
ચંચળતાથી ચાલતો, મહા મદભર મહાલ્યો. ૨
વાદળ સાથે વેગથી, વાત કરવા વિચરિયો;
સૂરજ શશિને ઢાંકિયા, એવો કોપ તેં કરિયો. ૩
પણ તું વિચારીજો. પાપિયા ! વ્યર્થ તારી વડાઈ;
શરિર ધરીને શું કર્યું, ભલું કામ તે ભાઇ ! ૪
વિશ્વમાં કોણ વખાણશે, તારી કીર્ત્તિની કહાણી !
ઇચ્છે તને કોણ આવવો, કોઇપૃથ્વીમાં પ્રાણી! ૫
દૃષ્ટિએ તુજને દેખીને, જુલમી ઘણો જાણે;
જાય ક્યારે નજરે થકી ? એવું અંતરે આણે. ૬
મોટાઇનું અભિમાન તું, હૃદયે શીદ રાખે ?
દૈવત નથી તુજ દેહમાં, જાણ્યું છે જગ આખે, ૭
ધૂળ ધરી સૌની આંખમાં, વડું વડપણ લીધું;
એમાં તે તેં અતિ એવડું, શું પરાક્રમ કીધું ૮
તુજ જેવા કંઇક ઉડી ગયા, નથી ઠામ ઠેકાણું;
તારી વલે તેવી થશે, જોતાં જોતાં હું જાણું. ૯
વડલો વડો છે વિશ્વમાં સૌને આશ્રમ આપે;
વડપણ તો તેનું વડું, કષ્ટ પારકાં કાપે. ૧૦
અલ્પ આવરદા ભોગવી, ચટ જઈશ તું ચાલ્યો;
ફેરટ બહુ ફૂલીશમાં, ફેરા દેખીને ફાલ્યો. ૧૧
સૂણ બાપ, પવનને શું કહું ! તને તેણે વધાર્યો;
પાત્ર કુપાત્રનો ભેદ કંઈ, વાયુએ ન વિચાર્યો. ૧૨
જુલમી જનને જાણવા, કવિતા આ તો કીધી;
દલપતરામે દીલથી, શીખામણ શુભ દીધી. ૧૩

---

## ગરબી ૩૦ મી.

### નાની નદીની ગરબી.

"ઓ વાંસલડી, વેરણ થઈ લાગી તું વ્રજની નારને."રાગ
ઓ છોટી નદી, છત પામીને તું કેમ છલકાઇ ગઇ;
મદમાં માતી, ઉન્મત હાથીની સમ ઉન્મત તું થઇ—ટેક.
પરિતાપ તણા દિન તું ભૂલી, દોલત દેખી ફોકટ ફુલી,
તારા ડાંપણની હુંડી ડૂલી; ઓ છોટિ૦ ૧
પાડોશીને પીડા દીધી, હદ તેની દબાવી તેં લીધી,
મરજાદા છેક છોડી દીધી; ઓ છોટિ૦ ૨
તેં પ્રૌઢ ઘણાં તરૂવર પાડ્યાં, ઊંડાં મુળ તેનાં ઊખાડ્યાં,
દેશપાર કંઇકને પહોંચાડ્યાં; ઓ છોટિ૦ ૩
દીસે તારૂં અંતર નાનું, છલકાઈ ગયું ન રહ્યું છાનું,
પડ્યું પાપે તુજ સાથે પાનું. ઓ છોટિ૦ ૪
તારૂં જીવન જો ડોહ્ળું દીસે, નિર્મળતા ગઇ તે ગુણ નરસે,
તારો કોઇ વિશ્વાસ નહી કરશે; ઓ છોટિ૦ ૫
મોટા મન ઉન્મત થાય નહિ, જો સાગર કદિ છલકાયનહી
મરજાદ તજીને જાય નહી; ઓ છોટિ૦ ૬
આ ચોમાસું ચાલ્યું જાશે, સ્થિતિ હતી તેવી તારી થાશે,
તું દેહે દુર્બળ દેખાશે; ઓ છોટિ૦૭
તારૂં જીવન જે શીતળ કરતાં, તે તરૂવર તુજને સાંભરતાં
સંતાપ થશે તને સંચરતાં; ઓ છોટિ૦ ૮
જેવું ચોળતણા રંગનું ચટકું. તેવું જર જોબનનું લટકું,
કહી કોઇનું ક્યાંઇ અચળ ન ટક્યું; ઓ છોટિ૦ ૯
આ જીવન તારૂં વહી જાશે, તારા જૂલમની વાતો થાશે,
બહુ કાળ કહેણી કહેવાશે; ઓ છોટિ૦ ૧૦
તું રાખ હદે ગંભીરપણું, મદમાં અભિમાન ન લાવ ઘણું
તારૂં ભલું થવા બે બોલ ભણું; ઓ છોટિ૦ ૧૧
તને આજ જગત જુલમી કહેછે, અપકીર્તિ તારી ઝુપ રહેછે
તને દલપત શીખામણ દે છે; ઓ છોટિ૦ ૧૨

---

## ગરબી ૩૧ મી.

### ફોકટ ફૂલવા વિષે.

### રાગ ઉપર પ્રમાણે.

જો ફૂલણજી, ફોકટ ફૂલ કરે,
પણ ફળ તેમાં નહીં;
રૂડા જનતો, ફૂલ કર્યા વિણ પર ઉપકાર કરે સહી.ટેક
જુઓ છો આ છોડ અનાજ તણા,
મોટાં ફુલથી ન ફુલાય ઘણા,
નથિ પર ઉપકારની કાંઇ મણા; જો ફૂલણજી.૧
જુઓ શિમળો તો બહુ ફૂલિ વળે,
માંહિ સુગંધ કે નહિ સ્વાદ મળે,
અંતે પણ મીઠાં ફળ ન મળે; જો ફૂલણજી.૨
જુઓ આવળ પણ દીસે એવી,
જોતા ફુલ સુવર્ણના જેવી,
કહો ફળ દેવામાં છે કેવી? જો ફૂલણજી૦ ૩
જુઓ કદળી કેવો ગુણ લે છે?
ફૂલ્યા વિણુ મીઠાં ફળ દે છે,
અતિ ઉત્તમ તો રીતી એ છે; જો ફૂલણજી૦ ૪
પોયણિ મુખ બહુ ફૂલે પહેલાં,
પણ તેનાં ફળ તો ઘી તેલાં,
નહિ ફૂલ પ્રમાણે ફળ છેલાં; જો ફૂલણજી. ૫
*બદરી સાધારણ ફળ દે છે,
પણ દેતાં કાંટા મારે છે,
ક્યાં ઉત્તમ પંક્તિમાં એ છે? જો ફૂલણજી૦ ૬
જાંબૂડો ફળ દેતો ભાળું.
પણ મૂખ કરાવે છે કાળું,
નહિ ફળ એ અતિશે રસવાળું; જો ફૂલણજી૦ ૭
નેતરના ન્યારા ધારા છે.
નહિ ફુલ કે ફળ દેનારાં છે,
એવાં પણ કંઇક બિચારાં છે; જો ફૂલણજી૦ ૮
આખર તો ખૂબ ફુલ્યો ભાસે,
દેખી શોભા દિલ લોભાશે
પણ અંતે કડવાં ફળ‡ થાશે, જો ફૂલણજી૦ ૯
ધોળાં ફુલ ધતૂરો ધરશે,
દુરથી જોતાં સારાં દરશે,

* બદરી બોરડી. ‡ પિત્ત પાપડો.

પણ ફળ ઝાઝાં ઝરી ઝરશે; જો ફૂલણજી૦ ૧૦
વળિ ફળ આ જો ઇંદ્રિવરણાં,
અતિ સુંદર શોભે મન હરણાં,
પણ ભિઠાશ કશિયે નહિ કરણાં.જો. ફૂલણજી.૧૧
ગુણ જુદા જુદા ઠામે ઠામે,
જનમાં પણ એજ રિતે જામે,
દીઠા નજરે દલપતરામે; જો ફૂલણજી૦ ૧૨

---

## ગરબી ૩૨ મી

### અદેખા જવાસાની ગરબી.

"આણાં નાવ્યાંરે મોરાર."—એ રાગ.

ગગન વિષે ઘનરાય ચડ્યો ને, ગડગડિયાં નીશાન;
સર્વે તરૂઓ સુખી થયાં જે, દીધું જીવનદાન.
જવાસા તું શિદ બાળે જીવ? ૧
ગમાર તેં જાણ્યું કયમ ગાજે,
મુજ શિર ઉપર મેહ?
એથિ અદેખાઈ તુજને આવી;
દાઝયો તારો દેહ, જવાસા૦ ૨
એનો આ અવસરે વધાર્યો,
પરમેશ્વરે પ્રતાપ;
તારો તો કાંઇ તોલ વધ્યો નહિ,
તે તો તારાં પાપ, જવાસા૦ ૩
તારાથી કંઈ તેના જશને,
ઢાંકયો નહી ઢંકાય;
ઇર્ષાથી ઉલટી હલકાઇ,
દુનિયામાં દેખાય, જવાસા૦ ૪
લોકે તુજને કળી લીધો જે,
મજબૂત નહિ તુજ મૂળ;
વણ કારણ વરસાદ થકી તું,
પંડ થયો પ્રતિકૂળ, જવાસા૦ ૫
તુજ સરખા જો કોડ અદેખા,
એની કરે અદેખાઇ;
તોપણ તે મનમાં નથિ ધરતો,
એની એજ વડાઇ. જવાસા૦ ૬
તારૂં પણ તે તો ભલું ઇચ્છે,
મોટું રાખી મન;

તું બળિ બળિ શા માટે મરે છે?
જોઇ જોઈ હસશે જંન, જવાસા૦ ૭
ધન દેખીને હરખ ઘણાને,
પ્રગટયો પૂરો પેખ;
તું નવ હરખ્યો તેથી તેને,
દરદ થયું શું દેખ? જવાસા૦ ૮
સમજણ હોય તો તું સમજીને,
હૃદયે શાંતી રાખ;
આટલી બધી અદેખાઇ તું,
નિશ્ચે કાઢી નાખ, જવાસા૦ ૯
મનમાં જાણે છે હું મોટો,
પણ બીજાને પૂછ;
બાવળ બોરડીઓ બહુ અહિં છે,
તું તેથી પણ તુચ્છ, જવાસા૦ ૧૦
તુજ સરખા બહુ થયા,
થશે વળિ, કાંટાવાળા ક્રોડ;
એને આદર સૌ આપે છે,
તું નહિ તેની જોડ, જવાસા૦ ૧૧
મારી શીખામણ જો માને તો,
તજ તારી આ ટેવ;
રહે અદેખાઇથી નહિ રાજી,
દલપત કેરો દેવ. જવાસા૦ ૧૨

---

## ગરબી ૩૩ મી.

### બેગરજુ કેશવાની ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શામને."—એ રાગ.

"કોઈની ગરજ નથી" એમ કહેતો કેશવો,
કને હતા રૂપૈયા કોટી ચારજો;
હીરા ખરીદ કરીને કીધો હારડો,
હમેશ કંઠપર રાખે તે હારજો. કોઈની૦ ૧
વર્ણે હીરો એક વટાવી વાવરે,
કરે ન કોઇનો કોઇ સમે વિશ્વાસ જો;
અતિશે સૌ માણસથી તે આતડો રહે,
પાંચ દિવસ પણ કોઇ રહે નહિ પાસજો. કોઈની૦ ૨
સગાં, કુટુંબી સૌ સાથે સડકો કરે,
પાડોશી સાથે પણ પાડે વેરજો;
ગમે નહી કોઇનું સુખ જોવું ગામમાં,
ઝાઝું કીધું જન સૌ સાથે ઝેરજો. કોઈની૦ ૩
બંદર કાંઠે જઇ બંધાવ્યો બંગલો,
વસ્તી નજીને ત્યાં જઈ કીધો વાસજો;
ગરીબ લોકો ગરજે જઈ ચાકરી કરે,
કોઇનો પાડ ન માને કેશવદાસ જો. કોઈની૦ ૪
'પૈસા દઇને લઇએ તેમાં પાડ શો?'
બહુ ગરવ ધરિ બોલે એવા બોલજો;
ખાય પીએ ને મોજે કરે મનમાનતી,
તલભારે પણ કોઇનો ન ગણે તોલ જો. કોઈની૦ ૫
હોડીમાં બેસીને હવા ખાવા ગયો,
ત્યાં તોફાન થયું મોટું તે વારજો;
ઉજડ બેટ હતો દરિયામાં એક જ્યાં,
હોડી જઇ પહોંચી ત્યાં ગાઉ હજારજો. કોઈની૦ ૬
ઉતરીને ચાલ્યો ત્યાં જોવા એકલો,
ભુલો પડયો તે ફરી ન આવ્યો બારજો;
ઉજડ ઝાડીમાં અતિશે આથડયો,
ખેદ કરીને છેવટ ફળ ફુલ ખાય જો. કોઈની૦ ૭
ભક્ષ મળે નહિ ત્યારે તે ભૂખ્યો રહે,
હરેક વાતે ખુબ થયો હેરાનજો;
વસ્ત્ર હતાં તે પણ ફાટી તુટી ગયાં,
સમજ્યો મર્મ અને સૌ આવી સાનજો. કોઈની૦ ૮
હાર હતો હીરાનો તે શા કામનો?
ઉચર્યો ઊંચે અવલોકી આકાશ જો;
"ઓ પ્રભુ! સૌની ગરજ પડે સંસારમાં,
કડિયા વણ કોણ કરિ આપે આવાસજો? કોઈની૦ ૯
વાસણ કોણ કરી આપે માટી તણાં,
જો કર્તારે કર્યા ન હોત કુંભારજો?
વસ્ત્ર વગર આ વિશ્વ વિષે વેળા પડે,
જો ન જડે કોઈ વસ્ત્ર તણો વણનારજો. કોઈની૦ ૧૦
ખેતી કોણ કરી જાણે ખેડુ વિના?
હોય ખંતનો પણ નાણું ન ખવાય જો;
કંસારા વિણ કોણ ઘડે વાસણ ઘણાં?
ઘાંચી વિના ન ઘરમાં દીવા થાય જો. કોઈની૦ ૧૧
જગની પાસું તો હું આવા [illegible],
દિન દિન પ્રભુ [illegible];
હવે મનમાં [illegible],

વસ્તીમાં જઇ વસુ કરી નિવાસ જો. કોઇની૦૧૨
જેની છત તે ભાસે સોંઘા ભાવનું,
પાણીનો જેમ પાડ ન પૂછે લોક જો;
પણ જ્યારે પાણી પીવાને નવ મળે,
ટાંક તણો આપે રૂપૈયો રોક જો. કોઈની૦ ૧૩
ગરજ પડે છે ગરીબની, શ્રીમંતની,
બેગરજુ જન દુઃખ પામે બહુ ઠામ જો;
એ માટે અભિમાન ન ધરવું અંતરે,
દિલમાં એમ સમજેછે, દલપતરામજો." કોઈની૦૧૪

## ગરવી ૩૪ મી.

### વચન વિવેક વિષે.

"સોનાનાં બોર, ઝુલે નંદ કિશોર;
પ્યારાને પારણે સોનાનાં બોર."—એ રાગ.

કરિયે ઉચ્ચાર, ચિત્ત કરી વિચાર;
કાનને કઠોર કેમ કરિયે ઉચ્ચાર ?—ટેક.
વચન થકી જશ પામે જગતમાં,
વચન થકી પામે ભુંડાઇનો ભાર; કાનને૦ ૧
વશીકરણની છે વિદ્યા વચનમાં,
બોલી જાણે તેની તો બલિહાર; કાનને૦ ૨
સારાં વચન સુણી લાગે સાકરિયાં,
વાંકાં વચન વિખની છે વખાર; કાનને૦ ૩
વચન થકી માન મળે મનુષ્યમાં,
વચન થકી ખાય મૂરખ માર; કાનને૦ ૪
વચન વડે વેર વડાં વસાય છે,
વચન વડે સ્નેહ રાખે સંસાર; કાનને૦ ૫
શીખ્યો બધું પણ બોલતાં ન શીખ્યો,
તેના શીખ્યાપર છવાઇ છાર; કાનને૦ ૬
વચન ઊચરતાં ન આવડે જેને,
લાયકી તેને નવ મળે લગાર; કાનને૦ ૭
વચન થકી કામ બગડે છે પારકું,
વચન થકી થાય પરઉપકાર; કાનને૦ ૮
વચન વદી જન નિજ શિર લેછે,
હાથે કરીને હરકતો હજાર; કાનને૦ ૯
વચન થકી છેક છાતી છેદાય છે,
કાળજું કાપે જેમ કરડો કટાર; કાનને૦ ૧૦
કુવચનના ઘાવ કદી ન રૂઝે,
સાલે વચન ઉર સાંજ સવાર; કાનને૦ ૧૧
દલપતરામ કહે દુનિયામાં,
વચન વિવેક શિખો સૌ નરનાર; કાનને૦ ૧૨

## ગરવી ૩૫ મી.

### ફૂવડ સ્ત્રી વિષે.

"મેં તો પહેલે પાવઠડે પગ મેલ્યો."—એ રાગ.

સુણો સુણો ફજેતી ફૂવડની,
ઘણી ઉપમા દઇએ ધૂવડની; સુણો૦—ટેક.
ફુવડનું શરિર જો સંભાળો,
માંહિ લાખો જુઓ લીખો ભાળો; સુ૦ ૧
જો વસ્ત્ર જુઓ જઇને પાસે,
માંહિ અધમણ મેલ ભર્યો ભાસે; સુ૦ ૨
એની જગા જુઓ જો રાંધ્યાની,
જાણે કોઠ બળદને બાંધ્યાની; સુ૦ ૩
નિત્ય દહાડો પહોર ચડયા પૂઠે,
આંખો ચોળતી ચોળતિ ઊઠે; સુ૦ ૪
સરડક સરડક છીંકણી સૂંઘે,
ખાઇને આખો દહાડો ઊંઘે; સુ૦ ૫
નહિ સ્વાદજ એની રસોઈ વિષે,
માંહિ કાંકરિયોને વાળ દિસે; સુ૦ ૬
જળ વાસણમાં શેવાળ વળે,
તે નીર કદી સ્વપ્ને ન ગળે; સુ૦ ૭
વાતે વળગે જ્યાં ત્યાં વાટે,
ઘરમાં કુતરાં ધંટી ચાટે; સુ૦ ૮
કાંતો કોઈ સાથે લાગે લઢવા,
કાંતો રીસાઇને બેસે રડવા; સુ૦ ૯
શિર ચોટલો કેવો શોભાળો?
જાણે શોભે સુગરીનો માળો; સુ૦ ૧૦
હોય મેલ હમેશ પગે હાથે,
એને શિદ સરજી જગને નાથે ? સુ૦ ૧૧
નવ ફરીએ ફુવડની સંગે,
વળગે અવગુણ આવી અંગે; સુ૦ ૧૨
જેને દીધિ સુઘડતા જગદીશે,
ગણને ઉપકાર અહરનીશે; સુ૦ ૧૩

આ કહ્યાં કથન સમજુ કામે,
દીધો શીખામણ દલપતરામે. સુ૦ ૧૪

---

## ગરવી ૩૬ મી.

### કડવું બોલનાર ઘુવડની ગરબી.

"હળવાં ડગલાંરે ભરજો, કોઇ ના જાણે
એવું કરજો."—એ રાગ.

કોયલ ઘુડનેરે કહેછે, દિલ તારૂં કેમ ઉદાસી રહેછે?
જ્યાં જઇ તું પગરે થાપે, સૌ જન ત્યાં તુજને સંતાપે. ૧
તું કહે કોઈ નથીરે સારો, તેમાં વાંક દીસે છે તારો;
સૌમાં કોઈતો રે સારા, નહિ હોય સર્વે લોક નઠારા. ૨
કઠોર તારીરે કહેણી, દુનિયાને લાગે દુઃખ દેણી;
તેથી તુજનેરે તાડે, જ્યાં જઈ બેસે ત્યાંથી ઉડાડે. ૩
પોપટ ઘરમાંરે પાળે, તુજને ભડકાવે જ્યાં ભાળે;
તેનું કારણરે તે છે, કડવી બોલી તું બોલે છે. ૪
મધુરૂં વદ તુંરે મુખથી, તો સંસાર વિષે રહે સુખથી;
મેણું મટશેરે માથે, સ્નેહ થશે તારે સૌ સાથે. ૫
મોર, બપૈયા રે મેના, તું શીખી લે લક્ષણ તેનાં;
પણ તે વસમીરે વાતો, જન્મ સ્વભાવ કદી નથી જાતો. ૬
ભૂતળ જ્યાં જ્યાંરે ભમ તું, મુખ તારૂં કોઇને નથી ગમતું
ધિક! તેં કાયારે ધારી, નિંદે તુજને સૌ નરનારી. ૭
ખત્તા જ્યાં ત્યાંરે ખાધા, પણ બોલ્યાની ન કરી બાધા;
પદવી નીચીરે પામ્યો, જ્યાં ત્યાં તારો અપજશ જામ્યો. ૭
પુરમાં હલકોરે પડિયો, નઠોર સૌની નજરે ચડિયો;
તું કહે એવુંરે કહેણું, "નથી મારે લોક સાથે લેણું." ૯
તે તો જૂઠુંરે તારૂં, વદવા શીખ્યો વચન નઠારૂં;
અવગુણ તુજમાંરે એવો, દોષ બીજાને શિર શો દેવો. ૧૦
હજુ સમજ તો રે સારૂં, વારે વારે તુજને વારૂં;
જો નવ બોલીરે જાણે, તો તું ચુપ થઈ રહે તે ટાણે. ૧૧
માન શિખામણરે મારી, તજ તું કડવી બોલી તારી;
કર તું સુખથીરે કામે, દિધિ શિખામણ દલપતરામે. ૧૨

---

## ગરવી ૩૭ મી.

### લડાઈખોર મેનાની ગરબી.

"સુણજો સાજનોરે"—એ રાગ.

મેના મદમાતી ને ક્રોધ,
વશી શકી નહિ વતનમાંછરે;
જ્યાં ત્યાં વેર વિશેષ વધ્યું પછી,
વશી પરાયા વનમાં, મેના૦ ૧
ત્યાં પણ તેને વનમાં પક્ષી,
અતિ લાગ્યાં અકળાવાછરે;
સગાં કુટુંબીને સંભારી,
પછી લાગી પસ્તાવા, મેના૦ ૨
રણ વગડામાં રોવા બેઠી,
ધાર્યું તન તજી દેવાછરે;
દુખિયારી તેને દેખીને,
કોયલ લાગી કહેવા, મેના૦ ૩
"સગાં અને પાડોશી સાથે,
સદૈવ સંપી વશીએછરે;
કદીએ અડચણ કાંઇ કરે તો,
લડવાને નવ ધશીએ, મેના૦ ૪
પાડોશીની ગરજ પડે છે,
જઇ વશીએ જે ઠામેછરે;
વનમાં એકલું ઝાડ વસે તો,
તે પણ પીડા પામે, મેના૦ ૫
પૃથ્વી શશિ ઉપકારી પરસ્પર,
પણ છે જોડે જોડેછરે;
તો કદી તેજ સુરજથી મળતું,
એક બીજાનું ઓડે,† મેના૦ ૬
દાંત સમીપે જીભ વસે છે,
તો કચરાય કદાપિ છરે;
જુલમી દાંત જણાય ખરા પણ,
તજ્યા ન જાય તથાપિ, મેના૦ ૭
આપણો કર વાગે આપણને,
તો શું કરીએ તેને છરે?
સ્વજન વિશે પણ એમજ સમજે,
જગમાં સમજણ જેને, મેના૦ ૮
અગ્નિ જો કદી અંગ દઝાડે,
પણ સંઘરીએ ઘરમાંછરે;
છરી ને સુડી કર છેદે પણ,
પડે પકડી કરમાં, મેના૦ ૯
ગાંઠી તો ઘરસાર કરીને,

---

† પાઠે. અર્થાત્ [illegible]

કષ્ટ કરે છે કાનેજીરે;
કામ કરે પણ કહી સંભળાવે,
લાડી લોક બધાને, મેના૦ ૧૦
ખાંડણિયો તો ખૂબ કરે છે,
ધમક ! ધમક ! ધમકારાજીરે;
અણચાલ્યાથી સહન કરે સૌ,
ચિતમાં લોક બિચારા, મેના૦ ૧૧
દિન દિન ખાંવા દિવેલ માગે,
દીવો દિલનો લોભીજીરે;
પણ તેને કયમ તજાય ? જેથી,
સદનં દહે છે શોભી, મેના૦ ૧૨
અવગુણ સૌમાં હોય અકેકો,
જો તે સામુ જોઇએજીરે;
દલપતરામ કહે દુનિયામાં,
સંપ તથા સુખ ખોઇએ," મેના૦ ૧૩

---

## ગરબી ૩૮ મી.

### નિરૂપયોગી ઠીંકરીની ગરબી.

"સૈયર શું કરૂંરે, મારે નંદકુંવર શું નેહ ?"–એ રાગ.

એક ઘરમાં હતીરે, ઘરધણિયાણી શાણી એક;
ઠાલી ઠીંકરીરે, ત્યાં જઈ બોલી બોલ અનેક. ૧
"બાઇ તુજ વાસમાંરે, મુજને વસવાને દે માગ;
વસ્તુ વિશેષ છે રે, તેમ હું રહીશ જોઇને લાગ." ૨
બોલી બાઇ તેરે, "ઠીંકરી રીઝ ગમે તો ખીજ;
મુજ મંદિર વિષેરે, નથી નકામી કોઇએ ચીજ. ૩
જો જળપાત્ર છેરે, પાણી તે તો મુજને પાય.
ચતુર ચુલો જુઓરે, ખાંતે રાંધે રોજ ખવાય. ૪
ઘંટી તો ઘણારે, દળી આપેછે દાણા રોજ;
ડામચિયો દિસેરે, બાઈ તે ઊપાડે છે બોજ. ૫
સાવરણી સદારે, કચરો ઘરનો કાઢે દૂર;
સુપડું તો સખીરે, મારા ઘરનો એક મજૂર. ૬
ચતુરા ચાલણીરે, ચાળી આપે આટો એજ;
નથી નકામનાંરે, માંચો* માંચી ખુરશી મેજ. ૭
કાંટો કાટલાંરે, તે તો કરી આપે છે તોલ;
કોણ નકામનુંરે ? બાઇ તું વિચારીને બોલ.
મુજ ઘરમાં રહીરે, તું શું કરીશ મારૂં કામ ?
કોઇને કેમ ગમેરે, ઠાલો રોકી બેસે ઠામ ? ૯
ભૂંડી ભિખારણીરે, ઉલટી અડચણ કરે અપાર;
નફટ નકામનીરે, તારો ઉકરડે અધિકાર. ૧૦
કામ નહીં કરેરે, એનો જગમાં ધિક અવતાર !
ઠાલો થઇ પડેરે, ભૂમિને શિર તેનો ભાર. ૧૧
જેને જેટલુંરે, સોંપ્યું જગકર્તાએ કામ;
તેણે તેટલુંરે, કરવું જોઇએ કામ તમામ, ૧૨
ઊંઘણ આળસુરે, જે છે તે અપરાધી જાણ;
પ્રભુનો ચોર છે રે, પૂરો પાપી એજ પ્રમાણ." ૧૩
સર્વે સૈયરો રે, અંતર સમજી લેજો આમ;
દિલમાં રાખજોરે, દે શિખામણ દલપતરામ. ૧૪

---

## ગરબી ૩૯ મી.

### એરંડીની ગરબી.

"ઓ વાંસલડી, વેરણ થઇ લાગી તું વ્રજની નારને."રાગ

ઓ એરંડી, ઉત્તમ સંગે તેં ઉત્તમ ગુણ નવ ધર્યા;
રહી શેલડીમાં, શેલડી સરખા, ગુણ સંપાદન નવ કર્યા-ટેક
જે વાડીમાં શેલડી વાવી, તુજને પણ તે સ્થળ રોપાવી
તોપણ તું ઉપજી કેમ આવી ? ઓ એરંડી૦ ૧
તું ઉછરી શેલડીને સંગે, પણ રંગાણી જૂદે રંગે,
ઉપન્યો નહિ મીઠો રસ અંગે. ઓ એરંડી૦ ૨
તમે એક કુવે પાણી પીધું, બેતું રક્ષણ સરખું કીધું,
નથી વિશેષ તેને કાંઈ દીધું; ઓ એરંડી૦ ૩
તને અવલોકીને આજ ઘડી, એક કહેવત મારે ચિત્તચડી,
'તારી જાત વિના નવ ભાત પડી'; ઓ એરંડી૦ ૪
"સા જગત વદે છે જે વાણી, તે જરૂર મેં સાચી જાણી,
કરી તું દાસી, તે ઠકરાણી; ઓ એરંડી૦ ૫
તું ને તે તારી બહેનપણી, જૂદી જૂદી ઓલાદ તણી,
માટે જણાય જૂદી રીત ઘણી; ઓ એરંડી ૬
શેલડી સૌને લાગે સારી, એને મળવા ઇચ્છે નરનારી,
તેની આગળ શી કીર્તિ તારી ? ઓ એરંડી૦ ૭
શેલડીનાં સંતાનો સારાં, લોકોને બહુ લાગે પ્યારાં.
જો ખોળ દિવેલ દીસે તારાં; ઓ એરંડી૦ ૮
થઇ શેલડીના સરખી મોટી, પણ તે તારી મોટાઈ ખોટી

† ઘર. * ખાટલો.

જો છે તુજમાં કીમત છોટી, ઓ એરંડી૦ ૯
સુજે યુક્તિ તને સમજાવાની, ખુબ ચંજે આપે ખાવાની,
પણ તું તેવી નથી થાવાની; ઓ એરંડી૦ ૧૦
શીખામણ તુજને શી દઇએ? બળે કહીં કહીં થાકી જઇએ,
નહિ હિતની વાત ધરે હૈયે; ઓ એરંડી૦ ૧૧
તારે શેલડી સરખો સંગ થયો, પણ કુળનો ગુણ તારો ન ગયો,
તારો તેનો તેજ સ્વભાવ રહ્યો; ઓ એરંડી૦ ૧૨
ગાઇ ગરબી એરંડી નામે, પણ અર્થ જુદો છે પરિણામે,
દીધી શીખામણ દલપતરામે; ઓ એરંડી૦ ૧૩

---

## ગરબી ૪૦ મી.

### અદબ.

"બહુચર ભલે આવીયાં."—એ રાગ.*

સુણો સમજુ સકળ નરનારીઓ,
વધે માણસમાં જેમ માપ, અદબ શીખો એટલી.
સારી અદબ જો રાખવા શીખશો;
થશો ઉત્તમ પંક્તિનાં આપ, અદબ શીખો૦ ૧
સારૂં મનુષ્ય આવે ઘેર આપણે;
"આવોજી!" કહી કરીએ સલામ, અદબ શીખો૦
ઊભાં થઇને આદરમાન આપીએ;
પછી પૂછીએ હોય જે કામ, અદબ શીખો૦ ૨
કાંઈ કારણે પરઘેર જો જાઓ;
ઊભાં રહેજો જઈ ઘર બહાર, અદબ શીખો૦
રજા માગી પછી ઘરમાં પેસજો;
રહેજો મન દેખો તેટલી વાર, અદબ શીખો૦ ૩
છાની વાત કરે જ્યાં માણસ મળી;
વણ તેડયાં ન જઇએ ત્યાંય, અદબ શીખો૦
વણ બોલાવ્યાં વચમાં ન બોલીએ;
કડવું કથન ન કાઢીએ કાંય, અદબ શીખો૦ ૪
વાંસો ઉદર ઉઘાડાં ન રાખીએ;
ઉંચે ઘાંટે ન કરિયે ઉચ્ચાર, અદબ શીખો૦
છેડો વસ્ત્રનો મુખ આડો રાખીએ;
આવે બગાસું કે ઓડકાર, અદબ શીખો૦ ૫
સભામાં અંગ સંભાળી બેસીએ,
જેવો આપણો હોય અધિકાર, અદબ શીખો૦
મોટા જનને ઉઠી માગ આપીએ;
નીતિ શાસ્ત્રનો એ છે આધાર, અદબ શીખો૦ ૬
કોઇ ધનના, વિદ્યાના, કે અમલના;
અધિકારથી મોટા મનાય, અદબ શીખો૦
તેની માન મરજાદા ન તોડીએ;
તોડયે જરૂર બેઅદબી જણાય, અદબ શીખો૦ ૭
પૂછે મત તો પોતે મત આપીએ;
અતિ આગ્રહમાં નથી સ્વાદ, અદબ શીખો૦
માને નહિ તો ત્યાં ચુપ રહી બેશીએ;
વડા સાથે ન વદિયે વિવાદ, અદબ શીખો૦ ૮
કોઇના કરમાંથી ચીઠી કે ચોપડી;
ખેંચી લઇએ ન વાંચવા કામ, અદબ શીખો૦
લેવી હોય તો માગીને લીજીએ,
આપે તો લઇ કરિયે સલામ, અદબ શીખો૦ ૯
કોઇને ટુંકારે કદી ન બોલાવીએ;
હોય દીન કે ઘર કેરો દાસ, અદબ શીખો૦ ૭
ઘરમાં નાના મોટાં સઉ માણસે;
એમ કરવો અદબનો અભ્યાસ, અદબ શીખો૦ ૧૦
"ફરમાવો," "બીરાજો," "ભોજન કરો;"
એવા અદબના શબ્દ અનેક, અદબ શીખો૦
સારાં માણસે તે શીખી રાખવા;
વળી શીખવો વચન વિવેક, અદબ શીખો૦ ૧૧
હસીએ નહિ ખડખડતે મુખે;
કોઈ સાથે ન લઢિયે લડાઇ; અદબ શીખો૦
કોઇ કડવાં વચન કહે ક્રોધથી;
સુણી ચુપ રહીએ શરમાઈ, અદબ શીખો૦ ૧૨
મર્મ વચનનાં બાણ જે મારશે;
કદાપિ નાદાન જનનું તે કામ, અદબ શીખો૦
ક્ષમા રાખે તે તો મોટું માનવી;
તેને લોક વખાણે તમામ, અદબ શીખો૦ ૧૩
હોય અદબ તો ઉત્તમ જાતમાં;
હલકી જાતમાં અદબ ન હોય, અદબ શીખો૦
જેના ઘરમાં અદબ દલપત કહે;
સાથી સુખિયાં તો માણસ સોય, અદબ શીખો૦ ૧૪

---

* આ રાગ લાંબા સ્વરથી ખેળમાં ગવાય છે અને ટુંકા સ્વરથી ગરબીમાં ગવાય છે.

## ગરબી ૪૧ મી.

### રીસામણીના છોડની ગરબી.

"ઓ વાંસલડી વેરણ થઇ લાગી તું વ્રજની નારને."—એ રાગ.

ઓ રીસામણી, રીસ કરી તું સહેજે શીદ રીસાય છે?
તને ગાંડી ગણી, હોંશે હોંશે જન ચીડવવા ચહાયછે.—ટેક
એ તો ખરેખરી તુંજમાં ખામી, તું તેથી મોટાઇનવ પામી
ફુલ ફળથી જોતાં નવ જામી; ઓ રીસામણી૦ ૧
તુ ચિતમાં ચિડ બહુ લાવેછે, તેથીજ તને ચીડાવે છે,
તું હરખડી લોક હસાવે છે; ઓ રીસામણી૦ ૨
બીજી વનસ્પતિબહુજેઆતું, તુંજસરખું કોઈનથી ચીડાતું
તેને ચીડવવા નથી કોઈ ચહાતું; ઓ રીસામણી૦ ૩
જો સ્વભાવ તારો તું છોડે, કોઈ ચિડવે નહિ કોડે કોડે,
નથી વેર જનોને તુજ જોડે; ઓ રીસામણી૦ ૪
તું બહુ રીસવાળી બાઇ છે, તું ભૂતળ ભોળી ગણાઇ છે,
તું અવગુણથી ઓળખાઇ છે; ઓ રીસામણી૦ ૫
તું જાણે લોક નઠારા છે, પણ વાંક બધા તે તારા છે,
તું સારી તો સૈ સારા છે; ઓ રીસામણી૦ ૬
તું રૂડી વાડીમાં રહેછે, પણ લક્ષણ રૂડાં ક્યાં લે છે?
તને દલપત શિખામણ દે છે; ઓ રીસામણી૦ ૭

---

## ગરબી ૪૨ મી

### હઠીલા મંકોડાની ગરબી.

રાગ ઉપર પ્રમાણે.

ઓ મંકોડા, હઠ લેવાનો હેવા તેં કયમ નવ તજ્યો?
પીડા પામ્યો, તોપણતેં નિજ સ્વભાવસારો નવસજ્યો.ટેક.
તેં લુગડાં ને બચકું લીધું, મૂકાવા જતન જેને કીધું,
પણ તેં નહિ તે મૂકી દીધું; ઓ મંકોડા૦ ૧
તને હાથ લગાડી હડશેલ્યો, વળિ ઠોકર મારીને ઠેલ્યો,
તેં સ્વભાવ તારો નવ મેલ્યો; ઓ મંકોડા૦ ૨
તને જરૂરહઠીલો બહુ જાણ્યો, પછી પાછળ પકડીને તાણ્યો.
એમ અંત તરત તારો આણ્યો; ઓ મંકોડા૦ ૩
ત્યાં તારી કેડ ગઇ તૂટી, બધી આવરદા તારી ખુટી,
પણ છેક ન હઠીલાઇ છુટી, ઓ મંકોડા૦ ૪
તેં સ્વારથ કાંઇએ નવ સાર્યો, કહેસ્વાદ એમાં તેં શો ધાર્યો?
વણ મોતે વ્યર્થ ગયો માર્યો; ઓ મંકોડા૦ ૫
જગ માં હઠીલા જે તુજ જેવા, સંકટમાં આવી પડે એવા
ન તજે હઠીલાઇ તણો હેવા; ઓ મંકોડા૦ ૬
કટિ તૂટે છુટે પ્રાણ ભલે, સમજાવ્યો સમજણ લેશ ન લે,
વળતી નીપજે એવું જ વલે; ઓ મંકોડા૦ ૭
જે થોડું હરખડી હઠ પકડે, તેને ચાબુકનો બહુ માર પડે,
હઠ ન કરે તો કોઇ ન નડે; ઓ મંકોડા૦ ૮
હઠીલાની હઠીલાઇ ન ટળે, કદી પાંશરી વાટે તે ન વળે,
એની ઊંહુંનું ઓસડ ન મળે; ઓ મંકોડા૦ ૯
જુઓ મૂરખ કેવો મંકોડો, તેને તાણી ખેંચીને તોડયો,
પણ મમત મનનો નહિ છોડયો; ઓ મંકોડા૦ ૧૦
જે ની ઉત્તમજાત જણાય સહી,તેતો હઠીલાઇ પકડેજ નહીં
હલકી જાતે હઠીલાઇ રહી; ઓ મંકોડા૦ ૧૧
આ જગમાં હઠીલા જન જેછે,તેસમજણ સમજી કયાં લેછે,
દલપત તો શિખામણ દે છે; ઓ મંકોડા૦ ૧૨

---

## ગરબી ૪૩ મી.

### સંપ વિષે.

"ચાલો સૈયરો જઇએ જમના કાંઠડેરે."—એ રાગ.

સંપી જંપીને સર્વે સુખમાં વસોરે,
સાચું જાણો સંપ થકી સુખ થાયરે;
કુસંપમાં તો કષ્ટ અને કંકાસ છેરે,
કુસંપથી જર જશને શોભા જાયરે. સંપી૦ ૧
જનજાતીનું જીવતર થોડું જગતમાંરે,
વહી જાતાં તેને નહિ લાગે વારરે;
ગયા પછી સાંભરશે ને દુઃખ સાલશેરે,
માટે ચેતી ચિત્ત કરો વિચારરે. સંપી૦ ૨
નદી ઉતરવા બેઠા બહુ જન નાવમાંરે,
એ માણસને અધ ઘડીનો મેળાપરે;
પાર ઉતરીને કોઇ કયાંઈ કોઇ કયાં જશેરે,
લડી વઢી શીદ પલ્લે બાંધે પાપરે? સંપી૦ ૩
નક્કી પછી કોઇ કોઇનું મુખ જોતું નથીરે,
સાબાશી પામો રાખીને સ્નેહરે;
"ભલો! ભલો!" કહી સંભારે સૈ ભાવથીરે,
જશ ઉચ્ચારે જીભે જગમાં જેહરે. સંપી૦ ૪
પંખીના મેળાની પેઠે સૈ મળ્યાંરે,
જોતાં જોતાં જૂદાં ઉડી જાયરે;
કુટુંબીને પાડોશી તે રીતે મળ્યાંરે,

કડવું કહીને શીદને શત્રુ થાયરે? સંપી૦ ૫
પડયું રહેશે પાછળ પૃથ્વી ઉપરેરે,
વાડી ગાડી વાસણને ઘરબારરે;
સાથે નહિ આવે એક સળીએ ઘાસનીરે,
તો શિદને જૂઠી કરીયે તકરારરે? સંપી૦ ૬
કઠણ વચન કોઈ કહે તો સુણીને સાંખીએરે,
તો પાછળથી પડે તે પરતાયરે;
વિશેષ નહિ તે લાંબી વાત વધી પડે રે,
અળગો પડી જેમ અંગારો ઓલવાયરે. સંપી.૭
દારૂને જયાંસુધી ન અડકે દેવતારે,
ભડકો થઇને કરે નહિ ભભકારરે;
સ્વભાવ શીતળ જળના સરખો રાખીએરે,
સુખ ઉપજે ને સ્નેહ કરે સંસારરે. સંપી૦ ૮
સંપ થકી રીઝે છે સૃષ્ટીનો ધણીરે.
કુસંપ દેખી પ્રભુ કરે છે કોપરે;
જેના ઘરમાં કુસંપ પેસે કારમોરે,
તેને ઘેરથી લક્ષ્મી થાય અલોપરે. સંપી૦ ૯
સુખ દુ:ખ વેઠી સંપ સદા જે સાચવેરે,
સર્વ મનોરથ થશે તમારા સિદ્ધરે;
ખારૂં જળ તે દુધ થએલું દેખશોરે,
સંપ થકી નિશ્ચે મળશે નવ નીધરે. સંપી૦ ૧૦
કુટુંબમાં જો ફૂટ પડે કોઇ સમેરે,
કલેશ વધારી શત્રુ જમાવે કાંપરે;
પથ્થરમાં જેમ ફાટ પડેલી જોઇનેરે,
નિર્બળ છે પણ વચમાં ઉગે લાંપરે.† સંપી૦ ૧૧
કિલ્લામાં જો લગાર ફાટ પડે કહીંરે,
વડ કે પીંપળા વચમાં ઊગે ઝાડરે;
ધીમે ધીમે ઊંડાં મૂળ ધરે તહીંરે,
વળતી કરે તે કિલ્લાનો વણસાડરે. સંપી૦ ૧૨
જોરાવરનું વતન દબાવીને વસેરે,
જુગતી જો જો એવી લાગો લાગરે;
મનાય તો સાચું આ મનમાં માનજોરે,
દે છે શિખામણ શુભ દલપતરામરે. સંપી૦ ૧૩

---

† લાંપડું=એક જાતનું ઘાસ.

## ગરવી ૪૪ મી.

### સારી શીખામણનો ગરબો.

"મૈયા ધનુષધારીનું ધ્યાન ધરોજો."—એ રાગ.

બાઇઓ સારી શિખામણ સાંભળજો,
કદી ન કરો કુસંગાસંગજો;
મહા સતીના મતમાં ભળોજો,
રૂડો રાખો નીતિનો રંગજો. સારી૦ ૧
સદા સમજીને મન સ્વચ્છ રાખીએજો,
સ્વચ્છ રાખો પોતાનું શરીરજો;
ભગવત નામ મુખે ભાખીએજો,
તરી પામીએ ભવજળ તીરજો. સારી૦ ૨
લાંક લૂટવાનો લોભ નવ લાવીએજો,
સદા સજીયે સુશીળ સંતોષજો;
નિજ ઘર એમ નભાવીએજો,
રિદ્ધિ કારણ ન રાખીએ રોષજો. સારી૦ ૩
સંપ સારમાં સાર સંસારમાં જો,
સંપમાં છે સકળ સુખવાસ જો;
નહિ સંપ જ્યાં નર નારમાં જો,
ત્યાંતો ત્રાહ્ય ત્રાહ્યનો હોય ત્રાસજો. સારી૦ ૪
સૌથી હળી મળીને હેત રાખીએ જો,
કદી કડવા ન બોલીયે બોલજો;
દુ:ખ પરઘેર નવ દાખીએજો,
જેમાંથી તૂટે પોતાનો તોલજો. સારી૦ ૫
પ્રેમે પતિવ્રતા વ્રત પાળીએ જો,
પરનરશું ન રાખીએ પ્રીત જો;
ટાપટીપની ટેવ ટાળીએજો,
રૂડી રાખીએ સાદી રીત જો. સારી૦ ૬
બાહુ પરઘર જઇ નવ બેસીએ જો,
કોડે કરીએ પોતાનું કામ જો;
પાપ મારગે નવ પેસીએ જો,
જેથી દહીએ નરકને ઠામજો. સારી૦ ૭
પોતે ભણીએ બીજાને ભણાવીએ જો,
સૌને દઇએ શીખામણ સાર જો;
હોય દુર્ગુણ તેહ દબાવીએ જો,
જેથી રીઝે જગતકર્તાર જો. સારી૦ ૮
વળી વિદ્યાની ચોપડી વાંચીએજો,
જેથી વાધે વિવેક વિચારજો;

મૂરખ બાઇ બેસી માંચીએ જો,
ગપ મારી ગુમાવે કાળજો. સારી૦ ૯
બોત્ર લાગે બાળાને શ્રીબોધથી જો,
એવી વદીએ વિવેકની વાત જો;
કહીએ ન કોઇને ક્રોધથી જો,
સજો શાંતિ સ્વરૂપ સાક્ષાત જો. સારી૦ ૧૦
લેશ લાવો ન આળસ અંગમાં જો,
ચાહી રાખો ચંચળતા ચિત્ત જો;
અખંડ રહો ઉછરંગમાં જો,
હૈયે ઈચ્છો સરવનું હિત જો. સારી૦ ૧૧
દીન દેખી દયા દીલ લાવજો જો,
કદી કરશો ન કાળજું કઠોર જો;
માણસોને દુઃખથી મુકાવજો જો,
જાતે જેવું તમારૂં જોર જો. સારી૦ ૧૨
પોતે સુધરીને બીજીને સુધારજો જો,
ડાહી થાવા દેજો જ્ઞાન દાનજો;
સદ્‌ગુણથી શણગારજો જો,
પાજો પીજો પ્રીતિ રસ પાન જો. સારી૦ ૧૩
સાસુ સસરા તણી સેવા કરો જો,
શીપ નામીને માગો આશીષ જો;
કરજોડી કહેવું કૃપા કરો જો,
એની આશિષે સુખ અહોનિશજો. સારી૦ ૧૪
ભંગ કરશો ન વેણ ભરથારનું જો,
પ્રિય ગણજો જેવો નિજ પ્રાણ જો;
સુખ પામશો સંસારનું જો,
થશે વિશ્વમાં વિવિધ વખાણ જો. સારી૦ ૧૫
વૃદ્ધ સાથે વિવાદ ન કીજીએ જો,
મોટા જનની રાખો મરજાદ જો;
ખામી બતાવ્યે નવ ખીજીએ જો,
પરહરીએ પોતાનો પ્રમાદ જો, સારી૦ ૧૬
ગુણ ગાજો હરિના ગીતમાં જો,
મોટા સમજી તેનો મહિમાય જો;
ચોંટાડી રાખો ચિત્તમાં જો,
જોજો જરીએ ન વીસરી જાયજો સારી૦ ૧૭
જુઓ આદિત્ય ઈંદુ આકાશમાંજો,
જુઓ તારા મંડળ તણું તેજ જો;
દીસે તે કશી ન ક્યાશમાં જો,
એનો ઉત્પન્ન કરનાર એજ જો. સારી૦ ૧૮
જુઓ સાગર શૈલ સરિતા ગણી જો,
જુઓ પૃથ્વીના પડનો પ્રભાવ જો;
વાણી વિલાસ રાગ રાગણી જો,
એવા બહુએ બનાવ્યા બનાવ જો. સારી૦ ૧૯
એણે આપણાં શરીર સજી આપીઆં જો,
પ્રતિપાલન કરે છે રૂડી પેરજો;
પાડ ન ગણે તે તો પાપીઆં જો,
એ તો અજ્ઞાનનું અંધેર જો. સારી૦ ૨૦
નથી અળગો રહ્યો કરી એટલું જો,
સ્નેહે લે છે સદૈવ સંભાળ જો;
કહો એ તો કામ છે કેટલું જો ?
દુઃખ છેદેછે દીનદયાળ જો. સારી૦ ૨૧
એની આજ્ઞા ઉલ્લંઘી આપણે જો,
ચુકી ચાલ્યાં સ્વચ્છંદી ચાલ જો;
દોષ ન ગયા દીલ ડાંપણે જો,
કૃપા રાખે છે તોય કૃપાળ જો. સારી૦ ૨૨
માટે ભજીએ તેને ભલી ભાતથી જો;
એના જાણી અનેક ઉપકાર જો;
પ્રારથના કરીએ પ્રભાતથી જો,
પાપ કાપી પમાડે પાર જો. સારી૦ ૨૩
પ્રભુ ચિંતા તમારી ચૂરશે જો,
મન માન્યું દેશે મહાં સૂખ જો;
લાખ લાખ અભિલાખ પૂરશે જો,
નહિ દેખો દારિદ્ર કે દુઃખ જો. સારી૦ ૨૪
ધન ધાન્ય સન્માન શુભ પામશો જો,
વળી વધશે પ્રજા પરિવાર જો;
વિઘન વિવિધનાં વામશો જો,
અંતે કરશે ઇશ્વર ઉદ્ધાર જો. સારી૦ ૨૫
કોડે કરશો જો ભજન કૃપાળનું જો,
તજી તુચ્છ સ્વભાવ તતખેવ જો;
સ્વર્ગનું સુખ સદાકાળનું જો,
દેશે દલપતરામનો દેવ જો. સારી૦ ૨૬

## ગરબી ૪૫ મી.

### પંખીઓના સંપની ગરબી.

"મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા"—એ રાગ.

સખી જો આ શોભે સારાંરે, પીંપર ઊપર પંખીડાં;
બહુ ટોળે મળી વસનારાંરે, પીંપર ઉપર પંખીડાં. ૧
કેવાં કલ્લોલ કરેછેરે? પીંપર ઊપર પંખીડાં;
સ્વર મધુર મધુર ઉચરેછેરે, પીંપર ઊપર પંખીડાં. ૨
પરિપૂર્ણ પરસ્પર પ્રીતેરે, પીંપર ઊપર પંખીડાં;
રહે હળી મળી રૂડી રીતેરે, પીંપર ઊપર પંખીડાં. ૩
હસે છે દિલનાં ડાહ્યાંરે, પીંપર ઊપર પંખીડાં;
ગુણવંતાં ભલાં ગણાયાંરે, પીંપર ઊપર પંખીડાં. ૪
કેવાં લાયક છે? નથી લડતાંરે, પીંપર ઊપર પંખીડાં;
નથી એક બીજાને નડતાંરે, પીંપર ઊપર પંખીડાં. ૫
તેથી પોતે સુખ પામેછેરે, પીંપર ઊપર પંખીડાં;
જુએ તેને હરખ જામેછેરે, પીંપર ઊપર પંખીડાં. ૬
મેં દૂર રહીને દીઠાંરે, પીંપર ઊપર પંખીડાં;
મારા મનમાં લાગ્યાં મીઠાંરે, પીંપર ઊપર પંખીડાં. ૭
છે જોતાં *જનાવર જાતેરે, પીંપર ઊપર પંખીડાં;
પણ સંપી વસે ભલીભાતેરે, પીંપર ઊપર પંખીડાં. ૮
તેથી લેશ શિખામણ લઇએરે, પીંપર ઊપર પંખીડાં;
એમ હળીમળી સરવે રહીએરે, પીંપર ઊપર પંખીડાં. ૯
ત્રિભુવનનો રાજા રીઝેરે, પીંપર ઊપર પંખીડાં;
પરલોકે પણ સુખ લીજેરે, પીંપર ઊપર પંખીડાં. ૧૦
છતમાં થોડા દિન છઇએરે, પીંપર ઊપર પંખીડાં;
લડીને શિદ અપજશ લઇએરે? પીંપર ઊપર પંખીડાં. ૧૧
આ કથન કહ્યાં શુભ કામેરે, પીંપર ઊપર પંખીડાં;
દીધી શિક્ષા દલપતરામેરે, પીંપર ઊપર પંખીડાં. ૧૨

---

## ગરબી ૪૬ મી.

### શિખામણ ન લાગવા વિષે.

"સુંદરબાઈ ચાલ્યાં સાસરીએ."—એ રાગ.

જે સુણ્યા પછી નહિ સંભારે,
કાંતો ઘરથી મન નવ ધારે, બહેન;
તેને શિખામણ શી દઇએ?
જેના જીવમાં જોત નહીં જાગે,
બહુ કહેતાં બોધ ન લાગે, બહેન; તેને૦ ૨
જેનો જાતિસ્વભાવ જુદો જાણો,
આશા સુધર્યાની ન આણો, બહેન; તેને૦ ૩
બગલાને હંસ વિષે વાસે,
પણ બગલો હંસ ન થાશે, બહેન; તેને૦ ૪
સો મણ સાબુ દેહે દેશું,
ગર્ધવની ગાય બને શું? બહેન; તેને૦ ૫
પથરા પાણીમાં નિત્ય ન્હાયે,
પણ ભીતર નવ ભીંજાયે, બહેન; તેને૦ ૬
કાળી કાંબળી જેવી જે ચીજે,
તેને રંગ ન બેસે બીજે, બહેન; તેને૦ ૭
જેનું ચાળણી સરખું ચિત દરશે,
તજી સાર અસાર સંઘરશે, બહેન; તેને૦ ૮
પલળે ચીંકણી માટી પહેલી,
વળી સુકાય વહેલી વહેલી, બહેન, તેને૦ ૯
જેને દેતાં શિખામણ શિર પાકે,
દલપત પણ દેતાં થાકે, બહેન; તેને૦ ૧૦

---

## ગરબી ૪૭ મી.

### કુપાત્ર વિષે.

"આજ એકાદશી ઓચ્છવની."—એ રાગ.

શું કરીયે? અલગું કરીયે; કહો૦
કુપાત્રને શું કરીયે? ટેક.
જેને સદા વટવાળજ વહાલી,
દેખી તેને દુરથી ડરીએ. કહો૦ ૧
કાળજે ઝેર રહે જેને ઝાઝું,
એથી તો નાશીને ઉગરીએ. કહો૦ ૨
વિષધર સામો મળે જે વાટે,
ભડકી પાછાં પગલાં ભરીએ. કહો૦ ૩
શરમાય નહિ એવા નિર્લજ સાથે,
એક વચન નહિ ઉચરીએ. કહો૦ ૪
વાદ એવા જન સાથે જો વદીએ,
આપણે એના જેવા ઠરીએ. કહો૦ ૫
ક્રોધ ચડે એવાં કથન કહે તોય,

* માણસથી બીજી દરેકી જાતના પ્રાણી. જનાવર.

દલપતરામ કહે દુર્જનના,
પાડોશને પણ પરહરીએ. કહેતાં૦ ૮

# ભાગ ૩ જો.

## ઉપદેશ વિષે.

### ગરબો ૪૮ મો.

### નીતિ વિષે.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને."—એ રાગ.

પ્રીતિ તો રાખો નીતીની રીતમાં,
નીતિથી ટકી રહ્યો સંસાર જો;
નીતિથી પ્રીતી તો સર્વ માગશે,
કરૂણા કરશે જગત તણો કરતાર જો. પ્રીતિ૦ ૧
નીતિથી નરનારી શોભે સર્વથા,
તેથી સારો નીતિનો શણગાર જો;
નરતનુ પામી નીતિ જે રાખે નહી,
અવની ઉપર ધિક ! એનો અવતાર જો. પ્રીતિ૦ ૨
નીતીથી ઉપજે નહિ પીડા અંગમાં,
ચિંતા સ્વપ્નામાં નવ દેખાય જો;
નીતિ અધિક વધારે જગમાં આબરૂ,
નીતિધરને કદી ન રહે રાય જો. પ્રીતિ૦ ૩
નીતિ તો નરનારીનું શુભ નાક છે,
નકટાં જાણો જે જન નીતી હીન જો;
નીતી વિણુ સદગુણ એક શોભે નહી,
દુષણ તેને લાગે છે દિન દિન જો. પ્રીતિ૦ ૪
કરે અનીતિ એનું નામ અધર્મ છે,
અનીતિથી તો પૂરણ ઉપજે પાપ જો;
પડે નરકના કુંડે જઇ પરલોકમાં,
આ ભવમાં પણ તન ઉપજે પરિતાપ જો. પ્રીતિ૦ ૫
કપટ કરી જે માલ પચાવે પારકો,
કે વદનેથી અસત્ય બોલે વેણ જો;
આપ સવારથ સાધે જે અન્યાયથી,
એનું નામ અનીતિ અતિ દુખદેણ જો. પ્રીતિ૦ ૬
અયોગ્ય કામ કરે તે પણ નીતિ નહી;
ફૂલફુટ થઈ ફોકટ રાખે ફુલ જો;
વ્યાજે લઇને વાટે નાણું વાવરે,
પાળે નહી કરીને વચન કબૂલ જો. પ્રીતિ૦ ૭
અદબ ન રાખે કોઇની અભિમાનથી,
બોલે બેશરમી મુખ હલકા બોલ જો;
એવાં એવાં કામ અનીતિ એજ છે,
તે કરનારાનો ન રહે કાંઇ તોલ જો. પ્રીતિ૦ ૮
પશુ પંખીના પંડ વિષે પણ પ્રાણ છે,
જન જાતિમાં નીતિ વિશેષ જાણ જો;
જે જનમાં નીતિની રીત ન જોઇએ,
તે તો પશુ પંખી પ્રત્યક્ષ પ્રમાણ જો. પ્રીતિ૦ ૯
લેવડ દેવડ લાખો ધનની થાય છે,
એ સૌને છે નીતિનો આધાર જો;
નરનારીમાં જો નીતિ નવ હોય તો,
વિશ્વ વિષે કાંઈ ચાલે નહિ વ્યવહાર જો. પ્રીતિ૦ ૧૦
નીતિ તો શિર સાટે સાચવીયે સદા,
જીવ જતાં પણ નીતિ ન તજીયે લેશ જો;
મોંઘા માલ થકી નીતિ મોંઘી ઘણી,
હેત ધરીને કરીયે જતન હમેશ જો. પ્રીતિ૦ ૧૧
આ શિખામણ અંતરમાં ઊતારીને,
કપટ તજી કરશો નીતિથી કામ જો;
સર્વ મનોરથ સફળ થશે સંસારમાં,
દિલથી આશીષ દે છે દલપતરામ જો. પ્રીતિ૦ ૧૨

### ગરબી ૪૯ મી.

### વચન વિવેકની ગરબી.

"મારી બાયરાજી બાઇરે, જવના જવારા વાવિયા જો."એ રાગ.

બોલો બોલો મારી બાઇરે, બંધન નથાય જેમ બોલતાં જો;
બોલો બોલો મારી બાઇરે, છોડિયાંની પેઠે રખે છોલતાં જો. ૧
બોલો બોલો મારી બાઇરે, બાળકની રીતે નહિ બોલવું જો;
બોલો બોલો મારી બાઇરે, ખાંતે વચન ખરૂં બોલવું જો. ૨
બોલો બોલો મારી બાઇરે, બોલ્યાના દામ બહુ બેસશે જો;
બોલો બોલો મારી બાઇરે, બોલીમાં મૂલ પાડ પેસશે જો ૩
બોલો બોલો મારી બાઇરે, બોલી જાણ્યામાં ગુણ બેશ છે જો
બોલો બોલો મારી બાઇરે, બોલવામાં બુદ્ધિ વિશેષ છે જો. ૪

બોલો બોલો મારી બાઇરે, બોલ તો સહાયકારી બાણછેજો;
બોલો બોલો મારી બાઇરે, બોલ ખરા સૂખ કેરી ખાણછેજો. ૫
બોલો બોલો મારી બાઇરે, બીક મટી જાય ઠીક બોલથીજો,
બોલો બોલો મારી બાઇરે, બોલવું તે તાત જાત તોલથીજો. ૬
બોલો બોલો મારી બાઇરે, બોલથી તો જાત ભાત જાણીએજો
બોલો બોલો મારી બાઇરે, બોલથી વિવેકતા વખાણીએજો. ૭
બોલો બોલો મારી બાઇરે, બોલવાનો જોગ આજછેજડયોજો;
બોલો બોલો મારી બાઇરે, પાપતણો બોલ મેલો પડયોજો. ૮
બોલો બોલો મારી બાઇરે, મ્હેલો પડયું વેણ અભિમાનનું જો;
બોલો બોલો મારી બાઇરે, ભેળવી ભજન ભગવાનનુંજો. ૯
બોલો બોલો મારી બાઇરે, ઉપજે અધિક હેત અંતરેજો;
બોલો બોલો મારી બાઇરે, પાપ ન રહી શકે પટંતરેજો. ૧૦
બોલો બોલો મારી બાઇરે, બોલછે ઘરાણું રૂડા ઘાટનુંજો;
બોલો બોલો મારી બાઇરે, ભાતું વળીછે ભવવાટનુંજો. ૧૧
બોલો બોલો મારી બાઇરે, ઠીક નહિ બોલી ખોશો ઠામનેજો;
બોલો બોલો મારી બાઇરે, દોષ નહિ દલપતરામનેજો. ૧૨

---

## ગરબી ૫૦ મી.

### ક્રોધ વિષે.

"હાંરે દાણ માગેરે દાણ માગે."—એ રાગ.

હાંરે ક્રોધ કાળોરે ક્રોધ કાળો.
હાંરે બહુ સમજીને ક્રોધનું મોં બાળોરે; ક્રોધ કાળો૦—ટેક.
હાંરે ક્રોધે ન કર્યાનું કામ તે કરાશે,
હાંરે પછી પસ્તાવો પેટ ભરી થાશેરે. ક્રોધ કાળો૦ ૧
હાંરે ક્રોધ પાપ રૂપ ઝેર છે પ્રમાણો,
હાંરે ક્રોધ ઠરવે તે જન મોટું જાણોરે. ક્રોધ કાળો૦ ૨
હાંરે ક્રોધ ભોરિંગ ભયંકર ભાસે,
હાંરે ક્રોધ વા'લામાં વેર વડું વાસેરે. ક્રોધ કાળો૦ ૩
હાંરે જેની કાયામાં ક્રોધ ઘણો વ્યાપે,
હાંરે એની અક્કલ તો ઉડી જાય આપેરે. ક્રોધ કાળો. ૪
હાંરે હોય માણસ મહા ભલું મનનું,
હાંરે દીસે ક્રોધી થાય ત્યારે તે દિવાનુંરે. ક્રોધ કાળો૦ ૫
હાંરે વર વાઘ કપિ રીંછ હોય કેવું?
હાંરે ક્રોધવાળું જણાય જન એવુંરે. ક્રોધ કાળો૦ ૬
હાંરે ક્રોધ ભડકો છે આગ કેરો ભારી;
હાંરે તેથી ચેતીને ચાલજો વિચારીરે. ક્રોધ કાળો૦ ૭
હાંરે સોનું તાપમાં તપાવી જોઇએ જ્યારે,
હાંરે તેની કિંમત ખરી જણાય ત્યારેરે. ક્રોધ કાળો૦ ૮
હાંરે તેમ માણસને ક્રોધ જ્યારે થાશે,
હાંરે તેનો ભાર તોલ તે સમે જણાશેરે. ક્રોધ કાળો૦ ૯
હાંરે જેમાં દીસે ગંભીરતાઇ જેવી,
હાંરે એની કિંમત અધિક જાણો એવીરે. ક્રોધ કાળો ૧૦
હાંરે ક્રોધ જાણો જમપુર કેરું બારું,
હાંરે જશે નરકમાં ક્રોધ કરનારુંરે. ક્રોધ કાળો૦ ૧૧
હાંરે ક્રોધ કરશો નહી કોઈ કામે;
હાંરે દીધો ઉપદેશ દલપતરામેરે. ક્રોધ કાળો૦ ૧૨

---

## ગરબી ૫૧ મી.

### સત્યથી સંસાર નભે છે તે વિષે.

"છાનો રહે ચુપ, વીરા છાનો રહે ચુપ."—એ રાગ.

નભે સત્યે સસાર, નભે સત્યે સંસાર;
સત્ય જાય તો પૃથ્વી થાય પ્રલેકાર. નભે૦—ટેક.
સાગરના પાણીને બાંધેલી નથી પાળ;
હદ છાંડીને ન જાય જુઓ કોઇ કાળ. નભે૦ ૧
નિયમ પ્રમાણે લાકડાને તારે નીર;
કસૂર ન કરે કદી તો ઉતારે તીર. નભે૦ ૨
સૂરજ તારા બધા રહ્યા છે નિરાધાર;
નિયમ પોતાનો તજે નહી કોઇ વાર. નભે૦ ૩
નિયમ પ્રમાણે દિવસને રાત થાય;
નિયમ પ્રમાણે ઋતુ આવે અને જાય. નભે૦ ૪
ધ્રુવ માછલી તો રાખે ધ્રુવ સામી ચાંચ;
તે નિયમ તજે નહી, લાખ આપો લાંચ. નભે૦ ૫
છાશ તો ખટાશ રાખે, સાકર મીઠાશ;
જો ઉકાળો તોય તેના સત્યનો ન નાશ. નભે૦ ૬
માણસ જો સત્ય તજે, તજે એક ટેક;
તો વે'વાર જાય, કષ્ટ ઉપજે અનેક. નભે૦ ૭
ચોર ચુકે તો ગણાય કેમ શાહુકાર?
સત્ય ચુકે માનવી તો માનવી ન જાણ. નભે૦ ૮
જગતમાં જો [illegible] કરી જાય લોક;
પછી પશુ આદિ પ્રાણી કેમ જીવે કોય? નભે૦ ૯
સ્વારથને માટે જો અસત્ય બોલે સર્વ;
તો જરૂર આવે પ્રલેકાળ કેરું પર્વ. નભે૦ ૧૦
લેણું દેણું નોકરી ને [illegible];
સત્ય [illegible] સંસારમાં [illegible]. નભે૦ ૧૧

ખજાનામાં ધન રહે, ખેતરમાં ધાન;
સત્યને આધારે નહિ તો થાય તે વેરાન. નભે૦ ૧૨
બોલવા કે ચાલવા નિયમ ન જણાય;
જડ વસ્તુથી તે જન નઠવો ગણાય. નભે૦ ૧૩
સર્વે લોક સત્યવાદી થઈને ઠામો ઠામ;
દેવ પાસે એમ માગે દલપતરામ. નભે૦ ૧૪

---

## ગરબી ૯૨ મી.

### ઉદ્યોગ કરે તો ઇશ્વર સહાય થાય.

"ઓ વાંસલડી, વેરણ થઇ લાગી તું વ્રજની નારને."—એ રાગ.

ઉદ્યોગ કરો, બની શકે તે કામ તમેજ બનાવો;
જનથી ન બને, ભલે તમે તે ભગવતનેજ ભળાવો.—ટેક
જો જરૂર છે એવું જાણે, તો તે કરી દેશે તે ટાણે;
નહિ તો નહિ અરજી ઉર આણે; ઉદ્યોગ કરો૦ ૧
લૂગડાં તો લોકો ધોઇ લેશે, પણ છાપરું *કેમ ધોઇઓ દેશે?
તો ધણી જગતનો ધોઇ દેશે; ઉદ્યોગ કરો૦ ૨
સરોવર સરિતા ઇશ્વર ભરશે, પાણીયારાં ભરવા નહિ ફરશે
તે તો જાણે છે જે જન કરશે; ઉદ્યોગ કરો૦ ૩
જો માણસ ખેડ કરી વાવે, તો ઇશ્વર તેમાં ઉપજાવે;
પણ લણવા તો તે નહિ આવે; ઉદ્યોગ કરો૦ ૪
પ્રભુએ રસ કસ મૂક્યા પાસે, પણ રસોઇ કરશો તો થાઉશે
નવ રહેવું ઇશ્વરની આશે; ઉદ્યોગ કરો૦ ૫
જો તરુને પગ ન રચ્યા જાવા, તેને ત્યાંજ મળે પીવા ખાવા
એવા પગ વાળાના નહિ દાવા; ઉદ્યોગ કરો૦ ૬
તમે સૌ જન સંપીને ચાલો, જૂદા જૂદા ધંધા ઝાલો;
ચિજ એક બીજાને કરી આલો; ઉદ્યોગ કરો૦ ૭;
કોઈ સર્વેની સંભાળ કરો, તે હાક ધરી હાકોર ઠરો;
કોઇ વેપારી વસ્તુ સંઘરો; ઉદ્યોગ કરો૦ ૮;
જે કામ મનુષ્યને શિર થાપે, તે કદી ન ઇશ્વર કરી આપે
કયમ ન્યાયી થઇને નિયમ કાપે? ઉદ્યોગ કરો૦ ૯
જો ઇશ્વર એવું કામ કરે, તો શિદ જનજનની ગરજ ધરે?
સૌ ફક્કડ થઈ છૂટાજ ફરે; ઉદ્યોગ કરો૦ ૧૦
માટે પ્રથમ ગરજ જનની જાણો, એવી ઇશ્વરઇચ્છા ઉર આણો
સઉ ઉલટું કદી નહિ સુખ માણો; ઉદ્યોગ કરો૦ ૧૧
જનજો જઈ રહે નિર્જન ઠામે, તો તે પીડા પૂરી પામે;
નહિ બોળાશો જૂઠે ભામે; ઉદ્યોગ કરો૦ ૧૨
પ્રભુ ભક્તિ કરે જન જો ભાવે, તો ઇશ્વર એવો જોગ લાવે;
કામ કરવા માણસ મળી આવે; ઉદ્યોગ કરો૦ ૧૩
જન જાતે ગોરા ને કાળા, રહે એક બીજાના ઓશિયાળા;
એવા વિચાર વિશ્વેશ્વરશાળા; ઉદ્યોગ કરો૦ ૧૪
ઇશ્વર નહિ શીવે અંગરખું, નહિ રચી દે જે જોઇ હરખું
એ તો માણસને કરવા સરખું; ઉદ્યોગ કરો૦ ૧૫
જે કામ જેને પ્રભુ સોંપેછે, તેનેજ તેતો કરવા દેછે;
એવો ઇનસાફી ઇશ્વર એ છે; ઉદ્યોગ કરો૦ ૧૬
પ્રભુ નામછે ચિંતામણિ જેવું, સુખ ખોતરવા તો તૃણલેવું
પ્રભુ નામ ન કામ કરે એવું; ઉદ્યોગ કરો૦ ૧૭
શિશુને માતા તેડી ફરશે, પણ મોટો તેવી હઠ કરશે;
ભિસે રૂએ તે મા નહિ મન ધરશે; ઉદ્યોગ કરો૦ ૧૮
એની મરજીથી ઉલટું માગે, તો નહિ તેનો પત્તો લાગે;
ઇશ્વર નિજ નિયમ નહી ત્યાગે; ઉદ્યોગ કરો૦ ૧૯
લોકો સૌ ઉદ્યોગે લાગો, શુભ સહાયતા પ્રભુની માગો;
દલપત કહે તન આળસ ત્યાગો; ઉદ્યોગ કરો૦ ૨૦

---

## ગરબી ૯૩ મી.

### આળસ વિષે.

રાગ ઉપર પ્રમાણે.

ઓ આળસડી, શા માટે તું બંધીવાન બનાવે?
કશદ વણ વાંકે, કામ ચુકાવી તું નુકશાન કરાવે?—ટેક.
ઉદ્યમ કરતાં કોઇ અટકાવે, તો તેપર દાઝ દિલે આવે;
પણ તુજપર તો બળ નવ ફાવે; ઓ આળસડી૦ ૧
જો રાય હુકમે બેસી રહીએ, તજી ઉદ્યમ નુકશાની સહીએ;
તો તે રાજા જુલમી કહીએ; ઓ આળસડી૦ ૨
તેં કર જેના કબજે કીધા, જાણે બંધનથી બાંધી લીધા;
તેણે તરત ઉદ્યોગ તજી દીધા; ઓ આળસડી૦ ૩
તુજ વશ ન શકે ડગ એક ભરી, જાણે હોય ચરણમાં હેડ ધરી;
તું જોરાવર જુલમીજ ખરી; ઓ આળસડી૦ ૪
તું વાંચતાં વારી રાખે, જાણે તેં પાટા બાંધ્યા આંખે;
તે પુસ્તક તરત તજી નાખે; ઓ આળસડી૦ ૫
નથી દેતી તું ભણતર ભણવા, નથી દેતી ગુણ પ્રભુના ગણવા;

---

* વરસો વરસ છાપરૂં ધોઇને સાફ કરવું જોઇએ, પણ તે કામ માણસથી બની શકે તેવું નથી; માટે ઇશ્વર વરસાદ કરીને છાપરાં ધોઇને સાફ કરી આપે છે.

નથી દેતી લાભ અધિક લણવા; ઓ આળસડી૦ ૬
નથી દેતી જરકે જશ રળવા, નથી દેતી મિત્રોને મળવા,
નથી દેતી શિખામણ સાંભળવા; ઓ આળસડી૦ ૭
તું દરિદ્રતા દેનારી છે, કાયાને અવગુણકારી છે,
તું નિશ્ચે બહુજ નઠારી છે; ઓ આળસડી૦ ૮
અમેદિલમાં બહુતુજથી ડરીએ, તનેસ્વપ્ને પણનહિ સંઘરીએ
દુશ્મન ગણી દૂર સદા કરીએ; ઓ આળસડી૦ ૯
હળવે હળવે તુજ જડ જામે, પછી તો વિસ્તાર પુરો પામે,
દીઠી રોગ સમી દલપતરામે; ઓ આળસડી૦ ૧૦

---

## ગરબી ૯૪ મી.

### શીખામણના સારની ગરબી.

"પૂજું ગણપતિના પાય, પૂજું અબિકાની
પાવડીરે."—એ રાગ.

ભજું ભાવે ભગવાન, પુરા પ્રેમે પાયે પડુંરે;
મારું ગુણ તજું ગુમાન, ઘાટ ઘટમાં ઘણા ઘડુંરે.૧
આપો અવિચળ અપાર, વાણી વિમળા વિવેકનીરે;
કરૂં કવિતા શ્રીકાર, ઉપયોગી અનેકનીરે. ૨
બહુ નીતિનો બોધ, વિવિધ વાતે તેમાં વસેરે;
સર્વ સારાંશ શોધ, કામ કામે તેમાં કસેરે. ૩
દઇને સારાં દષ્ટાંત, કથન કેવાં કેવાં કહુંરે;
ભાંગે સાંભળતાં ભ્રાંત, બોધ લાગે બહુ બહુરે. ૪
અતિ ઉરમાં આનંદ, વધે વચનો તે વાંચનારે;
ચિતે ચાતુર્ય ચંદ, ઉગે સદગુણો તે સાંચનારે. ૫
સર્વ સાર તણો સાર, પ્રથમ ભક્તિ પરમેશનીરે;
કરો કોઇનો ઉપકાર. હોંશે મટી હમેશનીરે. ૬
જ્ઞાની પાસેથી જ્ઞાન, મન રાખીને મેળવોરે;
દોષ છેદી નિદાન, કુટિલ બુદ્ધિને કેળવોરે. ૭
જાણો જૂઠું મંત્ર જંત્ર, ભ્રમ બાગોને ભૂતનારે;
તેમ ટુચકાના તંત્ર, તે તો જાણો સૌ જુતનારે. ૮
બાળી કમની કમાઇ, ભોળા થઇને ન ભૂલશોરે;
નહિંતો ગાંઠ ગમાઇ, દીલ ઉદાસપણથી ડુલશોરે; ૯
દેજો દુખિયાંને દાન. પુણ્ય તેથી પમાડજોરે;
જેને ખુબ ખાનપાન, દાનપાન તે ન જાણજોરે. ૧૦
વિદ્યા, વૃદ્ધિને કાજ, આપ આશ્રય તો આપજોરે;
રીઝે રાજાધિરાજ, કષ્ટ કષ્ટીનાં કાપજોરે. ૧૧
દેઇ ઉત્તમ આ કામ, દેવે દીધો રળિયામણોરે;
કે છે દલપતરામ, સદા સારી શિખામણોરે. ૧૨

---

## ગરબી ૯૫ મી.

### શીખામણના સારની ગરબી બીજી.

"પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમુંરે લોલ."—એરાગ
વડી વિવેકની વાત, કહું વ્હાલથીરે લોલ;
જાણો શોભે જન જાત, ચોખી ચાલથીરે લોલ. ૧ગ
ચોખી ન્હોય જેની ચાલ, તેને તો તજોરે લોલ;
પ્રભુ પ્રાણી પ્રતિપાળ, ભાવથી ભજોરે લોલ. ૨
કોઇથી કદાપિ કલેશ, નવ કીજીએરે લોલ;
દયા લાવી વિશેષ, દાન દીજીએરે લોલ. ૩
સર્વનું સદા કલ્યાણ, ઉર ઇચ્છીએરે લોલ;
પોતાનાજ જેવા પ્રાણ, સૌના પ્રીછીએરે લોલ. ૪
સદા રાખીને સંતોષ, સીધાં સંચરોરે લોલ;
દુનિયામાં દેખી દોષ, દીલમાં ડરોરે લોલ. ૫
સર્વ પ્રાણીને સદાય, અભય આપજોરે લોલ;
કષ્ટ કોઇનાં કપાય, તો તે કાપજોરે લોલ. ૬
રૂડા માણસોની રીત, હૃદે રાખજોરે લોલ;
નમ્રતાથી નિત્ય નિત્ય, ભાષા ભાખજોરે લોલ. ૭
સારા સંગનો ઉમંગ, ઝટ જોડજોરે લોલ;
શઠ માણસોનો સંગ, છેક છોડજોરે લોલ. ૮
વધે લોક વિષે લાજ, જરૂર જેહથીરે લોલ;
કરો એવાં એવાં કાજ, સદા સ્નેહથીરે લોલ. ૯
ચોરી કોઇ કેરી ચીજ, નવ લીજીએરે લોલ;
પડે સર્વને પતીજ, તેમ કીજીએરે લોલ. ૧૦
બડાઇના બહુ બોલ, નવ બોલીએરે લોલ;
તેથી તરત થાય તોલ, પોત ખોલીએરે લોલ. ૧૧
તજો તન મને તમામ, તુચ્છ ટેવનેરે લોલ;
ભજો દલપતરામ, નમ્યા દેવનેરે લોલ. ૧૨

---

## ગરબી ૯૬ મી.

### પરોપકાર કરવાના ઉપદેશની ગરબી.

"એવા પ્રભુપ્યારાં નું ધ્યાન ધરીએ."—એ રાગ.
આઈ પર ઉપકાર કર પ્રાણીયા તો,
દેવે દીધા સ દેહજોઈને;

જેના મરમ તેં ન જાણીયા જો,
ધર્યો નાણામાં નિશ્ચળ નેહજો. પરઉપકાર૦ ૧
ધણી લીધી વડાઈ લાખ લોકમાં જો,
પામ્યો પુત્ર તથા પરિવારજો;
ચાલ્યો મલપતો ચોકમાં જો,
કીધો ન પરઉપકાર જો; પરઉપકાર૦ ૨
વળી ફોકટ ફુલાતો તુ ફર્યો જો,
નાત જાતમાં મેળવ્યું નામ જો;
કૂડ કપટે પૈસો કર્યો જો,
કહે એ તે શું આવશે કામજો? પરઉપકાર૦ ૩
જો તું જીવ જાતી ઠામ ઠામની જો,
કાંઇ કરે મનુષ્યનું કામ જો;
કાયા તારી શા કામની જો?
તારા ઉરમાં વિચાર તુ આમજો. પરઉપકાર૦ ૪
ઝાઝાં ઝાડી તણાં દેખ ઝાડવાં જો,
આપે ફળ ફુલ કે કોઈ કાઠ જો;
માણસનાં કષ્ટ મટાડવાં જો,
એવો પોતે ભણ્યા દીસે પાઠજો. પરઉપકાર૦ ૫
પેખ પથરા પણ પરકારણેજો,
ચણતરમાં આપ ચણાય જો;
વારે વારે જાઉં વારણે જો,
જન ઉપયોગી જે જણાય જો. પરઉપકાર૦ ૬
વળી કૂવા તળાવને વાવડી જો,
નદી આપે છે નિર્મળ નીરજો;
એવી ન રીત જેને આવડી જો,
દેખી તેને થઇએ દિલગીરજો. પરઉપકાર૦ ૭
ધર્યો ધરણીમાં દેહ તે ન ધારીયો જો,
વ્યર્થ ભાળ્યો ભૂમિ શીર ભાર જો;
હાથે ચડયો હીરો હારીયે જો,
કવિકોવિદ કરે ધિક્કાર જો. પરઉપકાર૦ ૮
એજ માટે મારૂં કહ્યું માનીને જો,
કર શક્તિ પ્રમાણે શુભ કામજો;
ગમશે તારા ગુણ જ્ઞાનીને જો,
નવા જુગમાં રહેશે તારૂં નામજો. પરઉપકાર૦ ૯
એજ માટે મનુષ્ય અવતાર છે જો,
લાભ બીજો ન જાણીશ લેશ જો;
સંસારમાં એજ સાર છે જો,
એમ હૈડામાં જાણી હમેશ જો. પરઉપકાર૦ ૧૦
પરલોકમાં પણ સુખ પામીએ જો,
નક્કી સૃષ્ટિનો નાથ કરે સ્નેહ જો;
આપણને અંતરજામીએ જો,
દીધો એજ માટે જન દેહજો. પરઉપકાર૦ ૧૧
પણ પેટ ભરી તુ પોઢી રહ્યો જો,
મનમાની તેં માણી મોજ જો;
વ્યવહારના પૂરમાં વહ્યો જો,
બહુ લીધો બડાઇનો બોજજો. પરઉપકાર૦ ૧૨
કામ પરઉપકારી ગયા કરીજો,
એવા સજ્જનોને સભારજો;
ધરા ઉપર નામના ધરીજો,
ધન્ય ધન્ય એના અવતારજો! પરઉપકાર૦ ૧૩
ભાળી ભૂખ્યાને ભોજન આપીએ જો,
દઇએ વિદ્યા આદીકનું દાનજો;
કષ્ટ એમ જનનાં કાપીએ જો,
મન રાખી સદા મહેરબાનજો. પરઉપકાર૦ ૧૪
જન રોગીના રોગ મટાડીએ જો,
કરી ઓસડ ઉપાય અનેક જો;
ગભરાટ મનનો ઘટાડીએ જો,
ઉર ધારી ધરમની ટેક જો. પરઉપકાર. ૧૫
કાળ કાઢયો નકામો કેટલો જો?
કર્યાં શાં શાં વિચારી જુઓ કામજો?
ઉત્તમ ઉપદેશ એટલોજો,
દે છે દીન દીન દલપતરામજો. પરઉપકાર. ૧૬

---

## ગરબી ૯૭ મી.

### સ્વદેશ ઉપર મમતા રાખવા વિષે.

"ઓધવજી સદેશો કહેજો શ્યામને."—એ રાગ.

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ,
સોએ સો કદિ સંકટ આવે શિષજો;
ચુરા થઈ પડીયે પણ ચિત નવ ચુકીએ,
સ્વદેશનું શુભ ચિંતવીયે દિન નીશજો સ્વદેશની૦ ૧
જને જાતિનો દેહ ધર્યો જે દેશમાં,
તે ભૂમિને ગણીયે માતા તુલ્યજો;
હૈડે ધરીયે હેત વિશેષ હમેશમાં,
ઉત્તમ ગણીયે અતર માંહિ અમૂલ્યજો. સ્વ૦ ૨

સદૈવ કરીએ જતન સ્વદેશ સુધારવા,
કામ પડે તો કરીંયે તન કુરબાનજો;
વર્ણો શ્રમ કરીંયે ત્યાં ઉદ્યોગ વધારવા,
સ્વદેશ તરતો કરવા ધરીંયે તાનજો. સ્વ૦ ૩
સ્વદેશના રાજાનું સારૂં ઇચ્છીએ,
પવિત્ર તે તો પ્રજા તણો છે ધર્મ જો;
પુરાણ શાસ્ત્રો પાનાં પેખી પ્રીછીએ,
રાજદ્રોહ કરે તે કુત્સિત કર્મ જો. સ્વ૦ ૪
દેશ તજી પરદેશ વિષે રળવા જવું,
પણ બહુ ધરવો સ્વદેશ ઊપર પ્રેમજો;
સ્વસ્થાનકથી દિલે ઉદાસી નવ થવું,
નિજ જનિતાથી હેત ન તજીએ જેમજો. સ્વ૦ ૫
મરણપથારી પર તો સૌ પ્રાણી મરે,
કહીંયે તેની કાયા ગઈ નકામજો;
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે,
નવ જુગ તેનાં રહ્યાં છે નિશ્ચળ નામજો. સ્વ૦ ૬
કહેવત એક પ્રસિદ્ધપણે કહેવાય છે,
જનની જણજે હરિજન દાતા શૂરજો;
નહિતો વંઝા વિશ્વ વિષે વખણાય છે,
વ્યર્થ ગુમાવીશ નહિ તું તનનું નૂરજો. સ્વ૦ ૭
સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમાં,
એવા એવા કરીંયે અધિક ઉપાયજો;
કષ્ટ ન પામે કોઇ કુસંપ કલેશમાં,
સંપી જંપીને સૌ સુખિયાં થાયજો. સ્વ૦ ૮
પોતાના ટંટા પોતેજ પતાવજો,
સમજુ હો તો જશો ન કદી સરકારજો;
પંચ જનો પાસે પંચાત કરાવજો,
ખચીત નહિ તો થાશો ખુબ ખુવારજો. સ્વ૦ ૯
સ્વદેશમાં જે કોઈ કુસંપ કરાવશે,
નિશ્ચે જાણો પાપી તેનું નામજો;
અનેક જનને અતિ સંકટ ઉપજાવશે,
દુર્જન તેને કહે છે દલપતરામજો. સ્વ૦ ૧૦

---

## गरबी ९८ मी.

### રિદ્ધસિદ્ધનો ભરોંસો ન રાખવા વિષે.

"મદા કોપ યયો તે કશી કાળમાંજો."—એ રાગ

રિધી સિધીનો ભરોંસો નહિ રાખવોજો;
ચાહી હુન્નર કળાનો સ્વાદ ચાખવોજો. રિધી૦—ટેક.
જવા બેસે ત્યારે જે તે રીતે જાય છે જો;
અટકાવાનો કયાં એકે ઉપાય છે જો? રિધી૦ ૧
ફરે છાયા તેમ ફરતી દેખાય છે જો;
લક્ષ્મીનું નામ ચપળા લખાયછે જો. રિધી૦ ૨
કવિ માઘ વિપ્ર શ્રીમાળી †શ્રીમાળનોજો;
ભલો મિત્ર ભોજરાજ ભૂમિ પાળનોજો. રિધી૦ ૩
એને માથે પણ આપદા આવી પડીજો;
ઘરબાર વેચવાની આવી ઘડીજો. રિધી૦ ૪
પિતાએ મુકયા રૂપૈયા અબજ રોકડાજો;
દીકરા પાસે રહ્યા ન દશ દોકડાજો. રિધી૦ ૫
દુનિયામાં એવા દાખલા દિસે ઘણાજો;
મહા કષ્ટ વેઠવામાં ન રહી મણાજો. રિધી૦ ૬
કોણ જાણી શકે કાળ કેવો આવશેજો?
હશે હુન્નર તો હરકત ઉડાવશે જો. રિધી૦ ૭
કંઇક શ્રીમતની સુંદરી જે શાણી છે જો;
એતો જરૂર ઉદ્યોગી અતિ જાણીછેજો. રિધી૦ ૮
ટાપટીપથી ગુથે છે કંઇક ટોપીઓજો;
નથી લેશ માત્ર લોક માર્ગ લોપિયોજો; રિધી૦ ૯
કંઇક ચોપડીનાં જૂથ ગુથે જોઇનેજો;
કામ આવડે ન એવું ઓંજા કોઇનેજો. રિધી૦ ૧૦
ધન હોય જો ઘણું ધણીના ધામમાંજો;
નાણું ઉપજે તે આપે ધર્મ કામમાંજો. રિધી૦ ૧૧
બાઇઓ! સુરતમાં એક સારી બાઇછેજો;
મોટાં પુસ્તકો લખીને તે કમાઇ છેજો. રિધી૦ ૧૨
ભરત ચીતર શીખો ને શીખો શીવવુંજો
કાંઇ સુજે નહિ તેનુ વ્યર્થ જીવવુંજો રિધી૦ ૧૩
વસ્ત્ર વેતરવા શીખવું વિવેકથીજો;
નથી જાણજો એમાં નીચાપણું નથીજો. રિધી૦ ૧૪
કંઇક રેંટિયો કાંતે છે રૂડી રીતથીજો;
ચતુરાઇ ચાળવેછે પોતે પ્રીતથીજો. રિધી૦ ૧૫
સારૂં કામ આવડે તો શોભા સાંપડેજો;
આપદા સમે ન આપદા એને નડેજો. રિધી૦ ૧૬
નિતે દિવસ આનંદમાં ઉદ્યોગીનેજો;
નરસાનો ભેજ જાય જેવો રોગીનોજો. રિધી૦ ૧૭

† ભીનમાળનો.

શિખામણ કહી તે તમારા કામનીજો;
કહે રાખો વાત દલપતરામનીજો. રિધી૦ ૧૮

## ગરબી ૫૯ મી.

### વાદે વાદે ફૂલનાં કામ ન કરવા વિષે.

"સાંભળો સાહેલી."—એ રાગ.

વીરા વાદ વદવાની તજો વાતોરે, વાદમાં સ્વાદ શેનો? ।
વાદે લાગી લાગી લોક ખાય લાતોરે.વાદમાં સ્વાદશેનો? ૧
વાદે વાદે કરે વરા વિશેષેરે, વાદમાં૦
જાય દેવાળું કાઢીને વિદેશેરે. વાદમાં૦ ૨
વાદે વાદે જે ખાય ખુબ ખાણુંરે; વાદમાં૦
આવે ટુંકામાં મોતનું ટાણુંરે. વાદમાં૦ ૩
વાદે વાદે વેપાર ખુબ ખેચેરે; વાદમાં૦
પછી વાસણને ઘરબાર વેચેરે. વાદમાં૦ ૪
વાદે વાદે ઉતારે મોટા વીમારે; વાદમાં૦
પછી ધન ખોઇને પડે ધીમારે. વાદમાં૦ ૫
વાદે વાદે ચડાવે વરઘોડારે; વાદમાં૦
જર જાય ને શીર પડે જોડારે વાદમાં૦ ૬
વાદે વાદે ફૂલણજી ફૂલાણારે; વાદમાં૦
પછી ઝંડીયામાં ઝંપલાણારે. વાદમાં૦ ૭
વાદે વાદે ગાડીઓ દોડાવા લાગેરે; વાદમાં૦
ઘરી ભાગી પડે હાથ પગ ભાગેરે. વાદમાં૦ ૮
વાદે વાદે ઘર ઊંચું ચણાવેરે; વાદમાં૦
પછી વેચે કે વ્યાજમાં ડુલાવેરે. વાદમાં ૯
માટે વાદ જો વદો તો વદો સારોરે; વાદમાં૦
દલપતનાં વચન દિલ ધારોરે. વાદમાં૦ ૧૦

## ગરબી ૬૦ મી.

### સતસંગ વિષે ગરબી.

"કાંકરીયા ઉપરરે નોબત વાગે છે."—એ રાગ.

સોબત તો સંજીએરે સદા જન સારાની;
તનમનથી તજીએરે, નગુણી નઠારાની. ૧
સારી સોબતથીરે, કે સારાં કહેવાશો;
નરસાંને સંગેરે, નકી બહુ નિંદાશો. ૨
સંગતિને રંગેરે, કે જો નવ રંગાઇએ;
તોપણ તે જેવાંરે, જગતમાં દેખાઇએ. ૩
હોય નિર્મળ હીરોરે, અધિક ઓપાવેલો;
ધાણી ધણી મેલીરે, ઉપર એને મેલો. ૪
ધાણીને રંગેરે, કે તે નહિ રંગાશે;
તોપણ તે જેવોરે, મલિન બહુ દેખાશે. ૫
તેમ લંપટ સંગેરે, કે લાંછન લાગે છે;
અપકીર્તિ એથીરે, જગતમાં જાગે છે. ૬
અતિ પાપી આગળરે, કે ઊભાં નવ રહીએ;
કુળ ભૂષણ કીર્તિરે, જગતમાં જો ચહિયે. ૭
સોબતની અસરેરે, અધર્મી કંઇક થયા;
વ્યસની થઈ વળતીરે, કે બારે વાટ ગયા. ૮
ઘડપણમાં પૂરારે, પછી પસ્તાયા છે,
દુનિયાદારીમાંરે, દુખી દેખાયા છે. ૯
ચિતમાં આગળથીરે, ન ચાલ્યા ચેતીને;
પછી તો તે પામ્યારે, પુરી ફજેતીને. ૧૦
સુધરીને સારારે, થયા કંઇ સતસંગે;
રંગાણું અંતરરે રૂડે નીતિરંગે. ૧૧
પૂરણ જશ પામ્યારે, જગતમાં પરિણામે;
વિધ વિધ વખણાતારે, દીઠા દલપતરામે. ૧૨

## ગરબી ૬૧ મી.

### જુવાનીના રસ્તા વિષે.

"હાલો હાલોને એક વાર, ચાલો ઉદેપુર જઇએરે."—એ રાગ.

ચાલો ચાલો મુસાફર ચેતી, જુવાનપુર જાતાંરે;
નહિતો ફરી ફરી થાશે ફજેતી, જુવાનપુર જાતાંરે. ૧
હવા એવી ત્યાં આગળ આવે, જુવાનપુર જાતાંરે;
ભલાં ભલાને ભાન ભુલાવે, જુવાનપુર જાતાંરે. ૨
આવે ઉન્મત્ત ગંગા એવી, જુવાનપુર જાતાંરે;
તરી ન શકાય તુંબડે તેવી, જુવાનપુર જાતાંરે. ૩
વાટે દુર્ગમ ડુંગરા દીસે, જુવાનપુર જાતાંરે.
એમાં અડચણ આવે અતીશે, જુવાનપુર જાતાંરે. ૪
ઝાઝી મોહની આવે ઝાડી, જુવાનપુર જાતાંરે;
રહે નિર્દય પ્રાણી અનાડી, જુવાનપુર જાતાંરે ૫
ઠામ ઠામ ફરે ચોર ઠગારા, જુવાનપુર જાતાંરે;
લાગ કેડે લોકને લૂટનારા, જુવાનપુર જાતાંરે. ૬
માટે શોધજો સોબત સારી, જુવાનપુર જાતાંરે;
માટે ચાલજો જોઇ વિચારી, જુવાનપુર જાતાંરે. ૭

જો અવળે પંથ ચડી જાશો, જુવાનપુર જાતાંરે;
ખેદ પામીને ખત્તા ખાશો, જુવાનપુર જાતાંરે. ૮
ડરી ડરીને ડગલાં માંડો, જુવાનપુર જાતાંરે;
ઝાઝી છતનો છંછણાટ છાંડો, જુવાનપુર જાતાંરે. ૯
અહીં આવ્યાં લાખેણો લાભ લેવા, જુવાનપુર જાતાંરે;
થશે લેવાના ઉલટા દેવા, જુવાનપુર જાતાંરે. ૧૦
રખે જો ગફલતમાં રહેશો, જુવાનપુર જાતાંરે;
પછી શેઠને જવાબ શો દેશો? જુવાનપુર જાતાંરે. ૧૧
લેખું પાઇ પાઇનું તે લેશે, જુવાનપુર જાતાંરે;
નહિ દેશો તો ખુબ દંડ દેશે, જુવાનપુર જાતાંરે. ૧૨
તજશે વિશ્વાસ તમારો, જુવાનપુર જાતાંરે;
નહિ આવે આપદનો આરો, જુવાનપુર જાતાંરે. ૧૩
પછી થાશે પુરો પસ્તાવો, જુવાનપુર જાતાંરે;
નહિ આવશે અવસર આવો, જુવાનપુર જાતાંરે. ૧૪
દિલ થિર રાખો દિન થોડા, જુવાનપુર જાતાંરે;
નથી કાઢવા જુગના જોડા, જુવાનપુર જાતાંરે. ૧૫
જોતાં જોતાં દિવસ વહી જાશે, જુવાનપુર જાતાંરે;
જરાપુર* પાસે દેખાશે, જુવાનપુર જાતાંરે. ૧૬
પછિ થઇ જાશે ઢર થોડો, જુવાનપુર જાતાંરે;
માટે છવમાં હિંમત જોડો, જુવાનપુર જાતાંરે. ૧૭
પ્રભુને ભજે તે પાર પામે, જુવાનપુર જાતાંરે;
દીધી શિક્ષા દલપતરામે, જુવાનપુર જાતાંરે. ૧૮

---

## ગરબી ૬૨ મી.

### પ્રભુ ભજવા વિષે.

"મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો."—એ રાગ.

ભાવથી પ્રભુ ભજો, પ્રભુ ભજો:
હાંરે તમે તરકટ કરવા તજોરે. ભાવથી૦ ૧
હાંરે જ્યારે આવશે વેળા છેલી;
બીજો પ્રભુ વિના નથી બેલીરે. ભાવથી૦ ૨
હાંરે દોષ દેખીને દિલમાં ડરજો;
કર્મ રૂડાં વિચારીને કરજોરે. ભાવથી૦ ૩
હાંરે દયા દિલમાં રાખજો દહાડી;
એથી અતિ સુખ પામશો અગાડીરે. ભાવથી૦ ૪
હાંરે છભે જૂઠું ન બોલશો જરાણી;
જૂઠમાં મહા પાપ પ્રમાણીરે. ભાવથી૦ ૫
હાંરે કાંઇ પારકાં સંકટ કાપો;
ભાળી ભૂખ્યાને ભોજન આપોરે. ભાવથી૦ ૬
હાંરે પાપ પુણ્યના હિસાબનું પાનું;
નથી પ્રભુથી કાંઇ પણ છાનુંરે. ભાવથી૦ ૭
હાંરે લેખુ આખી ઉમ્મરનું લેશે;
ફેડાં રૂડાં કરમ ફળ દેશેરે. ભાવથી૦ ૮
હાંરે જુઓ કોરવ પાંડવ કેવાં
ઉડી ગયા ઘણા એવા એવાંરે. ભાવથી૦ ૯
હાંરે ગયા સૈકડો મોટા શૂરા;
ગયા પ્રવીણ પંડિત પૂરારે. ભાવથી૦ ૧૦
હાંરે જે જે દીસે છે, તે છે જવાનું;
નથી એમાંથી કોઇ રહેવાનુંરે. ભાવથી૦ ૧૧
હાંરે ન રહ્યા કોઇ વૈદ્ય કે જોષી;
ન રહ્યા કોઇ દોસા ડોશીરે. ભાવથી૦ ૧૨
હાંરે નથી રહેવાનો દલપતરામે:
પ્રભુ ભજે તો શુભ ગતિ પામેરે. ભાવથી૦ ૧૩

---

## ગરબી ૬૩ મી.

### સંસાર રૂપી વનની ગરબી.

"સુંદરબાઇ ચાલ્યાં સાસરિયે."—એ રાગ.

સંસાર વિકટ વન સરખો છે;
સંભાળીને સાંચરજો બહેન, વચમાં રસ્તો વસમો છે;
ઠગ ચોર રહે છે કોઇ ઠામે;
ડરી ડરીને ડગલાં ભરજો બહેન, વચમાં રસ્તો૦ ૧
ક્યાંઇ વાઘ વરૂના સ્વર સુણશો;
ક્યાંઇ મોર બપૈયા બોલે બહેન, વચમાં રસ્તો૦
ક્યાંઇ શીતળ છાયા સારી છે;
ક્યાંઇ તાપ તપે વાયુ તોલે બહેન, વચમાં રસ્તો૦ ૨
ગંભીર થજો ગભરાશો ના;
ધરી ધીરજ આગળ ધસજો બહેન, વચમાં રસ્તો૦
શાહુકાર થશે જ્યાં સંગાથી;
સમજી ત્યાં વાસો વસજો બહેન, વચમાં રસ્તો૦ ૩
વળી સોબત પણ કરજો સારી;
શીખામણ શુભ સાંભળજો બહેન, વચમાં રસ્તો૦
અનુભવી જનની આણ ન લોપી;

* જુવાનપુર=જુવાનીનું શહેર.

* બુઢાપાનું શહેર.

પાડીને પગે પળજે બહેન, વચમાં રસ્તો૦ ૪
સતિયો જે રસ્તે ગયા સર્વ મર્દ,
તે નડશો નહિ તે નરખી બહેન, વચમાં રસ્તો૦
શું સારૂં ને શું નરસું છે?
પેખીને શોધ પરખી બહેન, વચમાં રસ્તો૦ ૫
તમે દયા ઘણી દિલમાં ધરજો;
દુઃખ દેજો જેને દે બહેન, વચમાં રસ્તો૦
તન મન ધનથી મને અંગે;
સુખ કરજે પૂરા સ્નેહે બહેન, વચમાં રસ્તો૦ ૬
મૃગતૃષ્ણા* જેવી મારગમાં;
નદીઓ મોટી નિરખાશે બહેન, વચમાં રસ્તો૦
પણ તે પાણી નથી પીવાનું;
પીવા જનાર ઠગાશે બહેન, વચમાં રસ્તો૦ ૭
કોઈ ઠેકાણે બહુ કાદવ છે;
દરિયા પર્વત કોઈ ઠામે બહેન, વચમાં રસ્તો૦
પ્રભુ કરૂણાથી ઠંઠ પાર પડ્યા;
દીઠા છે દલપતરામે બહેન, વચમાં રસ્તો૦ ૮

---

## ગરબી ૬૮ મી.

### પાનખર મહિના વિષે.

રાગ-ઉપર પ્રમાણે.

પિપળા તું સાંભળજે પ્રીતે;
સમજાવું સારી રીતેરે, પાનખર મહિને પાનખરે. ૧
મહા મહિનો આવ્યો વણુ માગ્યે;
તરૂ પત્રો પડવા લાગેરે, પાનખર૦ ૨
તું ધરથી રહે ધીરજ ધારી;
નહિ તેજ દશા રહે તારીરે, પાનખર૦ ૩
દુઃખના દિન જોતાં વહી જાશે;
વળી સુખના દિન દેખાશેરે, પાનખર૦ ૪
આ જરૂર મહિનો જનારો;
ઋતુ વસંતનો પછિ વારોરે, પાનખર૦ ૫
ધરથી ચાલ્યો આવે ધારો;
તે કોણ મિથ્યા કરનારોરે, પાનખર૦ ૬
જેમ દિવસ વીતે રજની થાશે;
રજની પછી દિન દેખાશેરે, પાનખર૦ ૭
એમ સુખ દુઃખ છે વારા ફરતી;
જેમ સાગર ઓટ ને ભરતીરે, પાનખર૦ ૮
સમજુ તો સમજીને સાંખે;
મૂરખ નીસાસા નાખેરે, પાનખર૦ ૯
ધણી જગનો જે કરવા ધારે;
નર નારી કોણ નિવારેરે, પાનખર૦ ૧૦
સૌની ચિંતા ઈશ્વર ધરશે;
તું ફિકર કરી શું કરશેરે? પાનખર૦ ૧૧
સુખિયાં દુખિયાં ઠામો ઠામે;
દીઠાં છે દલપતરામેરે, પાનખર૦ ૧૨

---

## ગરબી ૬૯ મી.

### બધા દહાડા સરખા નથી તે વિષે.

"સારૂં સારૂંરે સુરત શેહેર, મુંબઈ અલબેલી."—એ રાગ.

સમજો સંસારી રીત, સૌ દિન નથી સરખા;
દુખમાં શિદ થા ભયભીત? સુખમાં શિદ હરખા?—ટેક.
કોઈ દિન લીલું લીલું સઘળે દીસે લીલા લ્હેરરે;
તેમજ કોઇ દિનમાં તો દીસે, ઘણી સમૃદ્ધિ ઘેર. સૌ૦ ૧
કોઇ દિન ટાઢ પડે તન ઉપર, હડ હડ ધ્રુજે હાડરે;
તેમજ કોઈ દિન તન કંપાવે, ઉપજે શત્રુ અનાડ. સૌ૦ ૨
કોઇ દિન તો પરિતાપ તપે ને, ઉકળે શોણિત* અંગરે;
તેમજ ચિંતા અતિશે ઉપજે, ઉતરી જાય ઉમંગ. સૌ૦ ૩
ઉત્તરાયનથી એક મિનિટ નિત્ય, દિન ચડતો દેખાયરે;
દીસે છ મહિના પછી દહાડો, એજ રીતે ઘટી જાય. સૌ૦ ૪
તેમજ ચડતી પડતી હાલત, જગમાં સૌની જણાયરે;
જ્ઞાની તો ધીરજ મન ધારે, અજ્ઞાની અકળાય. સૌ૦ ૫
કોઈ દિન દિસે દિવાળી સરખા, હોળી કોઈ દિન હોયરે;
એમજ ચાલે રીત અસલથી, કલેશ ન કરશો કોય. સૌ૦ ૬
ટાઢ પડે ત્યારે ડગલી પહેરો, પંખો લ્યો જો ઘામરે;
અકળાશો નહિ ઉપાય શોધો, અનેક રીતે આમ. સૌ૦ ૭
કષ્ટ તણો તો કદી ન આવે, અકળાયાથી અંતરે;
ઉપાય કરીને છેડો આણો, ધીરજથી ધીમંત. સૌ૦ ૮
ચંદ્ર કળા બબે ઘડી ચડતી, રાતે દીસે રોજરે;

---

* જળ્નો.
ખાર ભૂમિમાં ઝાંઝવાં દેખાય છે તે.

* લોહી.

પંદર દિવસ પછી થાય પડતી, બીજાનો શો બોજ? સૌ. ૯
કોઈ દિન નદીએ નીર ઉછળતાં, ભાસે અતિ ગંભીરરે;
વળિ કોઇ દિન એવો આવે જે, ન મળે તેમાં નીર.સૌ ૧૦
ઇચ્છાથી ઈશ્વરે ઠરાવી, અવધ ટળે ક્યમ એહરે?
ભલે "પિયુ! પિયુ!" કરે બપૈયા, અવધે આવે મેહ. સૌ૧૧
અવધે આવી ઊભું રહેશે, સુખ દુખ એવી રીતરે;
પણ ઈશ્વર સુખ આપિ શકે છે, કરો પ્રભુપર પ્રીત.સૌ૧૨
ધીરજ આપદ કાળે ધારો, પ્રભુને કરો પ્રણામરે;
દીનદયાળ સદા સુખ તમને, દેશે દલપતરામ. સૌ૦૧૩

---

## ગરવી ૬૬ મી.

### વરઘોડાની વાડીની ગરબી.

"સુંદરબાઇ ચાલ્યાં સાસરિયે."—એ રાગ.

આ વરઘોડાની વાડી છે;
ઓપે છે વરની અગાડી બહેન, વરઘોડાની૦ ટેક.
તેનિ શોભા અતિશે છે સારી;
એના બનાવની બલિહારી બહેન, વરઘોડાની૦ ૧
માંહિ છોડ લિલાની છબિ છાજે;
બહુ રંગનાં ફૂલ બિરાજે બહેન, વરઘોડાની૦ ૨
સોનેરી ફુલડાં શોભાવે;
જોતાં અચરજ ઉપજાવે બહેન, વરઘોડાની૦ ૩
જાણે તે મંડપ ફુલ તાજાનો;
જાણે બાગ બન્યો રાજાનો બહેન, વરઘોડાની૦ ૪
પણ જોતાં જોતાં તે જાશે;
આ લૂટી કે લૂટાશે બહેન! વરઘોડાની૦ ૫
એનો ખુબ બન્યો ભભકો ખાસો;
પણ ત્રણ ઘડિનોજ તમાસો બહેન, વરઘોડાની૦ ૬
એનાં વિચિત્ર ફુલડાં વીખાશે;
કોઈ ક્યાં ને કોઇ ક્યાં જાશે બહેન! વરઘોડાની૦ ૭
ધરિ વરની આગળ શોભાવા;
એને સમસ્યામાં સમજાવા બહેન. વરઘોડાની૦ ૮
એવિ કંઇક થઇ ને કંઇ થાશે;
અંતે એમજ લૂટાશે બહેન, વરઘોડાની૦ ૯
શિદ હરખ ઘણો હઇડે ધરીએ;
કલ્પાંત ઘણો શિદ કરીએ બહેન? વરઘોડાની૦ ૧૦
એ તો રીત અસલથી છે એવી;
સમજુએ સમજી લેવી બહેન, વરઘોડાની૦ ૧૧
નથિ નથિ અચરજ એ રહેવાની;
લટકા સમ જોઇ લેવાની બહેન, વરઘોડાની૦ ૧૨
જડમતિ ફુલડાં જોઈ લલચાશે;
ખુબ લાતો ગદ્દા ખાશે બહેન, વરઘોડાની૦ ૧૩
જન કંઇક મુઆ છે કચરાઇ;
મોટી એ તો મુરખાઇ બહેન, વરઘોડાની૦ ૧૪
સમજુની સમજણ તો ન્યારી;
બહુ ધસે ન લેવા ધારી બહેન, વરઘોડાની૦ ૧૫
ઈશ્વર ઇચ્છાથી મળી આવે;
ઉપકાર અંતરમાં લાવે બહેન, વરઘોડાની૦ ૧૬
ન મળે તો પણ નહિ થાય દુખી;
સંતોષ ધરી રહે સુખી બહેન, વરઘોડાની૦ ૧૭
સમજે તો આ સમસ્યા કીધી;
દલપતે શિખામણ દીધી બહેન, વરઘોડાની૦ ૧૮

---

## ગરવી ૬૭ મી.

### નાશવંત બાગ વિષે ગરબી.

"શંકર વસે કૈલાસમાં."—એ રાગ.

મનમાં સમજ તું માલણીરે, એક વિચારી વાત;
બાગ તારો રૂડો બન્યો,
હાંરે ભલી ભજે* છે ભાત. મનમાં૦ ૧
ફૂલ્યાં ઘણાં ઘણાં ફુલડાંરે, રૂડો રાજે છે રંગ;
કાલે તે કરમાઇ જશે,
હાંરે એનું સ્થિર નથી અંગ. મનમાં૦ ૨
વળી નીપજશે નવાં નવાંરે, ચાલ્યું આવે છે એમ;
કીધો પ્રભુએ એવો કાયદો,
હાંરે કદી ફેરવાય કેમ? મનમાં૦ ૩
ગયું તે તો ગુમ થઈ ગયુંરે, નહિ જગમાં જણાય;
કોઇ દિન દેખવાનું નહિ,
હાંરે કરે કોટી ઉપાય. મનમાં૦ ૪
વહિ ગયું તે પાછું નહિ વળેરે, જેમ નદીનું નીર;
મૂરખ જન મનમાં થશે,
હાંરે દુખ ધરી દીલગીર. મનમાં૦ ૫
આતસબાજી ઉડી જાયરે, જાણો જોવાનો જંગ,

---

* શોભે છે.

તેનો તે જોવા તણો,
હાંરે ફરી મળે કયાં મેળ? મનમાં૦ ૬
માટી તણાં જેમ માટલાંરે, ઘણાં ઘડે કુંભાર;
ઠામ ભાંગીને થાય ઠીકરાં,
હાંરે એનો ગયો આકાર. મનમાં૦ ૭
કપુર ઉડીને કયાં ગયુંરે? દીઠું કહે ન કોય;
સ્વમાની જેમ સાહેબી,
હાંરે એનો સાચી ન હોય. મનમાં૦ ૮
દિવસ ગયો તે નવ દેખીએરે, એવો લાગે આ લોક;
જોતાં આવે ને જાય છે,
હાંરે શેનો હરખને શોક? મનમાં૦ ૯
સ્વપ્નામાં દુઃખ દેખીનેરે, કોઇ કરે રૂદન;
જાગે સ્વમ જૂઠું ઠરે,
હાંરે સાચાં આંસુ લોચન. મનમાં૦ ૧૦
તેમ પાપ પુણ્ય એ સત્યછેરે, બીજી જૂઠી જંજાળ;
સજ્જન તો સમજે સહુ,
હાંરે જેની વિદ્યા વિશાળ. મનમાં૦ ૧૧
ઇશ્વર કરે તે ઉપરેરે, હદે રાખે જે રોપ;
એથી તે અજ્ઞાની કિયો?
હાંરે દીસે મોટો એ દોષ. મનમાં૦ ૧૨
સમજાય તો સમજી રહોરે, મોટું રાખીને મન;
દલપતરામના દેવનું,
હાંરે કરો ભાવે ભજન. મનમાં૦ ૧૩

---

## ગરબી ૬૮ મી.

### સોળ શણગારની ગરબી.

"આ પાવા તે ગઢથી ઊતર્યા મા કાળીરે."—એ રાગ.

સુંદરીઓને સજવા તણા, હો શાણીરે!
શણગાર ગણાતું સોળ, સુણ મુજ વાણીરે;
શણગાર પ્રથમ તો સ્વચ્છતા, હો શાણીરે!
અંગે કરવું અંઘોળ*, સુણ મુજ વાણીરે. ૧
બીજો શણગાર બહુ ભલો, હો શાણીરે!
ચોખાં તન ધરવાં ચીર, સુણ મુજ વાણીરે;
ત્રીજો શિર કેશ સમારવા, હો શાણીરે!
જેમ શોભે સુંદર શીર, સુણ મુજ વાણીરે; ૨

* નહાવું.

ચોથો તન સુગંધી ચોળવી, હો શાણીરે!
વળિ મુખ કરિયે મુખવાસ સુણ મુજ વાણીરે;
શણગાર પુનિત‡ તે પાંચમો, હો શાણીરે!
થાય સુગંધ શ્વાસોશ્વાસ, સુણ મુજ વાણીરે. ૩
છઠો કહું તે વળિ છે ભલો, હો શાણીરે!
ભૂષણ જેમાં નહિ ભાર, સુણ મુજ વાણીરે;
શુદ્ધ વાણી તે છે સાતમો, હો શાણીરે!
મુખ મધુર મધુર ઉચ્ચાર, સુણ મુજ વાણીરે. ૪
શણગાર ઉત્તમ છે આઠમો, હો શાણીરે!
હસતો ચહેરો જે હોય, સુણ મુજ વાણીરે;
નવમો જે લજ્જા નેણમાં, હો શાણીરે!
નવ તજે તપે મન તોય, સુણ મુજ વાણીરે. ૫
નિર્મળ દશમો છે નમ્રતા હો શાણીરે!
અતિ રાગ સરસ અગિયાર, સુણ મુજ વાણીરે;
બહુ સંપ સજે તે બારમો, હો શાણીરે!
નિશ્ચય શોભે નરનાર, સુણ મુજ વાણીરે. ૬
તે પછિ વખાણ્યું તેરમો હો શાણીરે!
વ્રત પતિવ્રતા પ્રખ્યાત, સુણ મુજ વાણીરે;
ચિત ચાતુરતા તે ચૌદમો, હો શાણીરે!
શિખે ભરત ચિતરની ભાત, સુણ મુજવાણીરે. ૭
પંદરમો પાઠ લખે ભણે, હો શાણીરે!
વળિ વદે વિવેકે વેણ સુણ મુજ વાણીરે;
સખી એ સોળમો શણગાર છે, હો શાણીરે!
દુનિયામાં અતિ સુખ દેણ, સુણ મુજ વાણીરે. ૮
પણ શબને* તો શોભે નહિ, હો શાણીરે!
શણગાર શરીર અખંડ, સુણ મુજ વાણીરે;
એમ જીવ ધરમ તે જાણવો, હો શાણીરે!
દિસે જીવતો જેથી પંડ, સુણ મુજ વાણીરે. ૯
ભક્તી કરીએ ભગવાનની, હો શાણીરે!
તે વગર બધું છે વ્યર્થ, સુણ મુજ વાણીરે;
સદ્ગુણ વિણ તન શણગારતાં, હો શાણીરે!
અતિ ઉલટો થાય અનર્થ, સુણ મુજ વાણીરે. ૧૦
દિલમાં નિશદિન ધરિયે દયા, હો શાણીરે!
વળિ સજિયે સ્નેહિ સ્વભાવ, સુણ મુજ વાણીરે;
આળસ અંગે નવ આણિયે, હો શાણીરે!
જેથિ દીસે નરસ દેખાવ, સુણ મુજ વાણીરે. ૧૧

‡ પવિત્ર * મડદાને.

સજવા શણગાર સુશોભિતા, હો શાણીરે!
અંતરમાં સમજી આમ, સુણ મુજ વાણીરે;
સૌભાગ્ય અખંડ સદા રહે, હો શાણીરે!
દેછે આશિષ દલપતરામ, સુણ મુજ વાણીરે. ૧૨

---

## ગરબી ૬૯ મી.

### સદ્‍ગુણના શણગારની ગરબી.

"ઓ લાછા કુંવર, ઓ લાછા કુંવર, તમો કેટલા ભાઈ કુંવારા રાજ અચકો મચકો કારેલી."
એ રાગ.

હો શાણી સખી, હો શાણી સખી,
તમે મારી શિખામણ માનો હો બેન,
સદ્‍ગુણના સણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
તમે તજો બિન્ન તોફાનો હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૧
હો શાણી સખી, હો શાણી સખી,
શોભે સતની સાંકળી સારી હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
રહો નમ્રપણાની નથ ધારી હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૨
હો શાણી સખી, હો શાણી સખી,
તમે પહેરો ચોખાઇની ચુડી હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
દિસે દયાની દામણી રૂડી હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૩
હો શાણી સખી, હો શાણી સખી,
અદ્‍ભૂત અદબ અકોટી હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
સદ્‍ગુણ વિણ ટાપટીપ ખોટી હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૪
હો શાણી સખી, હો શાણી સખી,
તમે જ્ઞાનનો માંદળો ચોટો હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
ધરો ઉદારતાનો અછોડો* હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૫
હો શાણી સખી, હો શાણી સખી,
તુશિ પ્રભૂ ભજનની પહેરો હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
સદ્‍ગુણથી ચળકે ચહેરો હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૬
હો શાણી સખી, હો શાણી સખી,
તમે શરમનું અંજન આંજો હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
મહા જ્ઞાનથી મનડું માંજો હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૭
હો શાણી સખી, હો શાણી સખી,
કીરતીનું કંકુ કીજે હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
ઉદ્યોગની મેંદી દીજે હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૮
હો શાણી સખી, હો શાણી સખી,
લાયકીની લહેર ફેલાશે હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી,
દલપતનો દેવ ખુશી થાશે હો બેન,
સદ્‍ગુણના શણગાર સજો. ૯

---

## ગરબી ૭૦ મી.

### શિયળ વિષે.

"અલબેલીરે અંબેમાત જોવાને હાલો."—એ રાગ.

સર્વેથી સરસ ગણાય શોભા શીયળની;
નહિ તો તેમ વ્યર્થ જણાય, નદિયો નિર્જળની.—ટેક.
સર્વાંગે શણગાર સજ્યા પણ ન મળે જેને નાકડે,

* સાંકળી.

તો એક શણગાર ન શોભે, જોઈ જન હસે અથાક. શોભા૦ ૧
ભણતરમાં તો ભડકો ઉઠયો, રૂપ વિષે પડિ રાખરે;
સ્નેહ સહિત શીયળ નવ પાળે, લાંછન લાગે લાખ. શો૦ ૨
ડહાપણમાં તો દવ લાગ્યો ને ચુલે પડી ચતુરાઇરે;
જે જનથી શુભ વેલ શિયળની, સ્નેહે નહિ સચવાઈ. શો૦ ૩
ધર્મ કર્યામાં ધુળ પડી, જો કર્મ નઠારૂં કીધરે;
હૃદયે પરમેશ્વર નહિ રીઝે, વંદન કર્યે વિવિધ. શોભા૦ ૪
અંક ઉપર મીડાં મૂકે તો, દશ દશ ગણા ગણાયરે;
અંક વિનાનાં મીડાં સર્વે, શુન્યે શુન્ય જણાય. શોભા૦ ૫
શિયળ વ્રત્તને અંક સમજજો, મીડાં સદ્‌ગુણ માત્રરે;
શિયળવિનાસદ્‌ગુણિને પણ સૌ કહેશે લોક કુપાત્ર. શો૦ ૬
અમૃત જેવાં ઉત્તમ ભોજન, પિરસ્યાં રૂડી પેરરે;
પણ તે પર સર્પે ગળ નાખી, તો તે સર્વે ઝેર. શોભા૦ ૭
ધિક ! ધિક ! તેનાં માતપિતાને, ધિક ! એનો અવતારરે;
જે સંસાર વિષે જનમીને, શિયળ તજે નરનાર. શોભા૦ ૮
જીવ વિનાનું શરીર જેવું, તાર વિનાજ સતારરે;
શિયળ વિના નરનારી તેવાં, સૌ જાણે સંસાર. શોભા૦ ૯
જો કોઇને ઘેર જઇને બેસે, જાણે ક્યારે જાયરે?
વા પછી પણ માનનીઓમાં, લંપટ જન નિંદાય. શો૦ ૧૦
પરનારી માતા સમ માનો, પરનર પિતા સમાનરે;
તો આ લોક તથા પરલોકે, ભલું કરે ભગવાન. શોભા૦ ૧૧
સાળો કે સસરો કહેવાથી, તામસ કરે તમામરે;
સૌનો સાળો સૌનો સસરો, છે દ્વિજ દલપતરામ. શો૦ ૧૨

---

## ગરવી ૭૧ મી.
### પ્રેમીનાં જોડાં વિષે.

"હું તો ઇશ્વરને પૂજવાને નીસરીરે લોલ,
ચોખા કંકાવટી વિસરીરે લાલ."—એ રાગ.

સુરજ હો ભલે શોભીત, તેથી શું થયુંરે લોલ,
ચિત્ત ચંદ્રમાં ચકોરનું ઠર્યુંરે લોલ;
કોઇ ચંદ્રને કહે સારો શોભીત છેરે લોલ,
પદમને તો સૂર્ય સાથે પ્રીત છેરે લોલ. ૧
મીન સર્વ સુખ માને રહી નીરમાંરે લોલ,
ખેદ પામિને મરે તે ખીરમાંરે* લોલ;
પ્રીત દીપકમાં લાગીછે પતંગનીરે લોલ,
શુદ્ધ નહી સુખ દુઃખ સંગનીરે લોલ. ૨
પતિમાં પતિવ્રતાની એવી પ્રીત છેરે લોલ,
એજ એને સર્વથી શોભીત છેરે લોલ;
નેણુ આપણાં તે આપણાજ કામનારે લોલ,
પારકાં નેણાં તે નેણુ, નામનાંરે લોલ. ૩
એમ ઇંદ્રથી અધીક વલ્લભ† આપણોરે લોલ,
ગૂણ રૂપ ને ગરથ માપણોરે લોલ;
ધ્રુવ માછલીનું મૂખ રહે ધ્રુવ ભણીરે લોલ.
તે વિના જિજ્ઞનિ તુચ્છતા ગણીરે લોલ. ૪
સૂર્ય ચંદ્ર સામું કોઇ મુખ ઠેરવેરે લોલ,
તે ભણી તે તરત પૂંઠ ફેરવેરે લોલ;
જેમ વીજળીને પ્રીત વરસાદમાંરે લોલ,
નાગને તો મોરલીના નાદમાંરે લોલ. ૫
જેમ ભમરનો ભાવ મકરંદમાંરે‡ લોલ,
પોયણીનો પ્રેમ પૂરો ચંદમાંરે લોલ;
પૂરો પ્રેમ માંહો માંહે રાખે દંપતીરે લોલ,
એક એકના વડે શોભે અતીરે લોલ. ૬
શોભે નિશા વડે ચંદ્ર, ચંદ્રથી નિશારે લોલ,
દિશા વડે કિરણુ, કિરણુથી દિશારે લોલ;
સભાથી શોભે પંડિત પંડિતે સભારે લોલ,
પ્રભા વડે ભાનુ, ભાનુથી પ્રભારે લોલ. ૭
શોભે ધીર વડે ઢાલ, ઢાલથી ધિરોરે લોલ,
હિરા વડે હેમ, હેમથી હીરોરે લોલ;
શોભે સેન વડે ભૂપ, સેન ભૂપથીરે લોલ,
ગૂણ વડે રૂપ, ગૂણ રૂપથીરે લોલ. ૮
શોભે પદમ વડે નાર, પદમ નીરથીરે લોલ,
મુગટ વડે શીર, મુગટ શીરથીરે લોલ;
શોભે પ્રાણ વડે દેહ, પ્રાણ દેહથીરે લોલ,
નારી વડે નેહ, નારી નેહથીરે લોલ. ૯
શોભે માત વડે બાળ, બાળ માતથીરે લોલ,
રાગ વડે તાળ, રાગ તાળથીરે લોલ;
શોભે સુખવડે દંત, મૂખ દંતથીરે લોલ,
નારિ વડે કંથ, નારિ કંથથીરે લોલ. ૧૦
શોભે ભક્તિ વડે ભાવ, ભક્તિ ભાવથીરે લોલ,
શઢ વડે નાવ, શઢ નાવથીરે લોલ,
શોભે છે દયાથી દાન, દયા દાનથીરે લોલ,

* દૂધ.

† સ્વામી. ‡ ફુલમાં રસ રૂપે રહેલું મધ.

વાજાં વડે ગાન, વાજું ગાનથીરે લોલ. ૧૧
એવાં જોડાં શોભે છે એક એકથીરે લોલ,
જો હળી મળી વસે વિવેકથીરે લોલ;
હૃદે રાખો રૂડાં દલપતરામનાંરે લોલ,
જે કહ્યાં તે કથનો છે કામનાંરે લોલ. ૧૨

---

## ગરબી ૭૨ મી.

### પતિ રૂપિ હીરા વિષે.

રાગ ઉપર પ્રમાણે.

એક હીરો આવ્યો છે મારા હાથમાંરે લોલ,
શું વખાણું સૈયરોના સાથમાંરે લોલ;
મને ઇશ્વરે કૃપા કરીને આપિયોરે લોલ,
માથાનો મોર કરી થાપિયોરે લોલ. ૧
મને પ્યારો લાગે છે મારા પ્રાણથીરે લોલ,
પારખ્યો મેં પ્રેમના પ્રમાણથીરે લોલ;
મેં તો હૈયાનો હાર કરી રાખીયોરે લોલ;
અંતરમાં એજ અભિલાખીઓરે લોલ.
મારી જીવનદોરી તો એક એજ છેરે લોલ,
તે તો મારા નેણ તણું તેજ છેરે લોલ;
જેમ છાયા ન છુટિ પડે દેહથીરે લોલ,
તેમ હું જુદી પડું ન તેહથીરે લોલ. ૩
હું તો વારે વારે નિહાળું હેતથીરે લોલ,
સાચવું સંભાળીને સચેતથીરે લોલ;
જેવો હૈયાનો હાર હોય હેમનોરે લોલ,
પૂરો સમુદ્ર જેવો પ્રેમનોરે લોલ. ૪
જેમ ચાહે ચકોર ચિત્ત ચંદ્રનેરે લોલ,
ચાહે ભમરો મકરંદનેરે † લોલ
મીન નીરથી કદાપિ જુદું જો પડેરે લોલ,
તે બિચારૂં સાંજ ઘણું તરફડેરે લોલ. ૫
મોર ચાહે છે ચિતે જેમ મેહનેરે લોલ,
તેમ હું ચાહું છું ચિત્ત તેહનેરે લોલ;
તપે તન ને સંતાપ પામું તે વિનારે લોલ,
જીવને પડે ન ચેન જે વિનારે લોલ. ૬
હું તો પ્રભુને લળીને પાયે લાગતીરે લોલ,
મુખ થકી એવું રત્ન માગતીરે લોલ;
હું તો પામિ પુરા પુણ્યના પ્રતાપથીરે લોલ,
આવી મળ્યું તે આપો આપથીરે લોલ. ૭
મારે કસર રહી ન કોઇ વાતનીરે લોલ,
તે તો આશીષ માત તાતનીરે લોલ;
મારા સર્વે મનોર્થ સુફળ ફળ્યોરે લોલ,
મિત્ર મનમાન્યો મુજને મળ્યોરે લોલ. ૮
એક એનેજ દેખું મારી આંખથીરે લોલ)
પ્યારો મને પંખીની પાંખથીરે લોલ;
એવું વહાલું બિજું આ વિશ્વમાં નથીરે લોલ,
કોટી પ્રકારે શું કહું કથીરે લોલ. ૯
મારી આખી ઉમરનો એ સોબતીરે લોલ,
મોટામાં મોટો મારો મહોબતીરે લોલ;
મારા સુખ દુઃખનો સદૈવ ભાગીઓરે લોલ,
સૌથી લાયક મને લાગીઓરે લોલ. ૧૦
મારૂં તન મન ધન હું તેને ગણુંરે લોલ,
ભાગ્ય મારૂં તે વડે ભલું ભણુંરે લોલ;
બીજા નજરે પડે છે બહુ નામનારે લોલ,
કોઇ મારે એમાં નથી કામનારે લોલ. ૧૧
પ્રભુ પાસે માગુ છું પુરા પ્રેમથીરે લોલ,
હીરો મહાલે પ્રેમહેમથીરે લોલ;
દીલ આશીષ દલપતરામનીરે લોલ,
કર જોડી માગું એજ કામનીરે લોલ. ૧૨

---

## ગરબી ૭૩ મી.

### વીજળી વિષે.

"અજબ સલુણી પ્યારી મરગા નેણી! તે મોહન વશ કીધોરે."—એ રાગ.

ચળક ચળક ચળકંતી દશ દિશ,
વિજળી ઉજળે અંગેરે;
સો વાતે એકલી નવ શોભે,
શોભે વરસાદ સંગેરે.—ટેક
જો વરસાદ વગર હોય વિજળી,
ભડકા જેવી ભાસેરે;
ગુણવંતી જન કોઇ ગણે નહિ,
તેને જોઇ સૌ ત્રાસેરે. સચળક ૧
પડતી તે પાવનને પાડે,
જોરાવર છે જાતેરે;

† ફુલમાં રસ રૂપે રહેલું મધ.

આદર નથી કોઇની ઓશિયાળી,
દરકાર નથી કોઇ વાતેરે. ચળક૦ ૨
વસ્ત્ર વગર દિસની નથિ વરની,
ભદ્દા વગર નથિ બૂઝીરે;
પણ વિજળી વરસાદ વગરની,
લાગે જોતાં દુખીરે. ચળક૦ ૩
રાગ વગર જેમ રાજા ન શોભે,
પત્ની વગર જેમ ગામરે;
સદગુણ વિણ જેમ જન નવ શોભે,
ધણી વગર જેમ ધામરે. ચળક૦ ૪
નીર વગર જેમ નદી ન શોભે,
જળ વિણ પોયણિ જોવીરે;
નાક વગર જેમ નારી ન શોભે,
ઘન વિણ વીજળી એવીરે. ચળક૦ ૫
પ્રભુને પ્રણમીને સુખ માગે,
વિજળી વારંવારરે;
વિજોગ કદિ વરસાદ તણો નવ,
કરશો જગ કરતારરે. ચળક૦ ૬
સતી પતીમાં સ્નેહ ધરે છે,
જોતાં વિજળી જેવોરે;
દલપતરામ કહે દિલમાં તે,
લહો વિચારી લેવોરે. ચળક૦ ૭

---

## ગરબો ૭૪ મો.

### વિજોગની ગરબી.

"જઇને કહેજો મારા વાલમનેરે."—એ રાગ.

પંખી તું તો મુજ પ્રાણ છેરે, પરવર ઉડીને આકાશ; પિયુને કહેજો જઇ પંખીડારે;
વા'લા તારી ગોરી ગભરાય છેરે,
દિન દિન દીલ રહે છે ઉદાસ. પિયુને૦ ૧
વનમાં કોયલ ટૌકા કરેરે,
ભીતર ભેદે છે જેમ બાણ; પિયુને૦
આંખે આંસુ ધારા વહેરે,
પ્રેમદા કયમ કરિ રાખે પ્રાણ? પિયુને૦ ૨
ન થઇ કેમ ઘડિયાળ હુંરે?
શોભત ગજવામાં પિયુ સાથ; પિયુને૦
ન થઇ વીંટી હું હેમનીરે,
હરઘડી રહેત પ્રીતમને હાથ. પિયુને૦ ૩
વાલમજીના વિજોગથીરે,
બાળે છે વસ્તી બેઝાર; પિયુને૦
ઘેર પધારો હવે ઘણું થયુંરે,
છો અબળાના પ્રાણ આધાર. પિયુને૦ ૪
કારણ કર્યું છે કેમ કાળજુંરે?
પરણીને વિચર્યા પરદેશ; પિયુને૦
નાથ નમેરા એમ શું થયારે?
વનિતા બેસી બાળે વેશ. પિયુને૦ ૫
ચાર ઘડી પિયુ ચોટે જતારે,
જાણીએ વહી જતારે જુગ ચાર; પિયુને૦
પળ પળ પંથ નિહાળતીરે,
વદતી "પિયુ પિયુ" વારંવાર. પિયુને૦ ૬
સાંજ પડે આવે સાહમોરે,
સૂરજને દેતી હું શાપ, પિયુને૦
જાણું આ ક્યારે આથમેરે?
મારે પિયુનો થાય મેળાપ. પિયુને૦ ૭
દહાડા દુઃખે વીતે હવેરે,
રોતાં રોતાં રજની જાય; પિયુને૦
ચમકે વીજ મેહુલા ઝરેરે,
ત્યારે અંતર અતિ અકળાય. પિયુને૦ ૮
ઉત્તમ આવે દિન પર્વનારે,
સૌને ઉર ઉપજે ઉત્સાહ; પિયુને૦
મારે હોળી હૈયે બળેરે,
દેખી દીલમાં લાગે દાહ. પિયુને૦ ૯
વાજે વાજાં વિવાહનાંરે,
મારા ઘટમાં વાગે ઘાવ; પિયુને૦
ભોજન સારાં હું શું કરૂંરે?
ભોજન કરવા ન વધે ભાવ. પિયુને૦ ૧૦
સાસરડી પણ સદભાગણીરે,
હરઘડિ રહે કંથ હજૂર; પિયુને૦
વૃક્ષે વેલી વળગી રહીરે,
દૈવ હું રહી પ્રીતમથી દૂર. પિયુને૦ ૧૧
મળવા કાજે મનડું તપેરે,
જિવ તલસે છે આઠે જામ; પિયુને૦
જઇને જો તું લાવે અહીંરે,
દેશે આશિષ દલપતરામ. પિયુને૦ ૧૨

# ભાગ ૪ થો.

## વિવિધ વિષયની ગરબીઓ તથા ધોળ.

### ગરબી ૭૯ મી.

### વિદ્યા વેલડીની ગરબી.

"મા તારૂં કારણ કળિજુગ માંયરે, બાળી

બૈચરારે."—એ રાગ.

તું તો દોલતની દાતારરે, વિદ્યા વેલડીરે;
તારો પ્રતાપ અપરમ પારરે, વિદ્યા વેલડીરે. ટેક.
તુ બની પ્રભુના બાગમાંરે
ભલિ શોભી સારા ભાગમાંરે;
પામી વિશ્વ વિષે વિસ્તારરે, વિદ્યા વેલડીરે. ૧
તારા ને સૂર્ય સુધી વધીરે,
બહુ રોકી તેં પૃથ્વી બધી રે;
પાતાળે કીધો પેસારરે, વિદ્યા વેલડીરે. ૨
જન મનમાં તારૂં મૂળ છે રે,
શોધકતા સારાં ફુલ છે રે.
પાક્યાં ફળ તો વિવિધ પ્રકારરે, વિદ્યા વેલડીરે. ૩
વાહનને વસ્ત્રો વાસણો રે,
ઘેર ઘેર જે માલ બીજો ઘણો રે;
તે તો તારાં ફળ નિરધારરે, વિદ્યા વેલડીરે. ૪
ભોજન ચીજો બહુ ભાતનીરે
જગમાં બીજી બહુ જાતનીરે;
એ તો તારો છે આભારરે, વિદ્યા વેલડીરે. ૫
રસ ઉત્તમ તુજ ફળમાં રહેરે,
કવિ કોવિદ જન સુખથી કહેરે;
સુખ પામે તેથી સસારરે, વિદ્યા વેલડીરે. ૬
જે રસ તારો પ્રીતે પીએરે,
તે ઇશ્વરને ઓળખી લીએરે;
ઉચરે અગમગતિ ઉચ્ચારરે, વિદ્યા વેલડીરે. ૭
જે જનને મન તું જામશેરે,
સન્માન સભામાં પામશેરે;
તું તો સજ્જનનો શણગારરે, વિદ્યા વેલડીરે. ૮
જે જનથી તું દૂરે રહીરે,
તે નરનારી જાને નહીરે;
તે તો પશુતણો અવતારરે, વિદ્યા વેલડીરે. ૯
તું સંકટમાં સાથે રહે રે,
તું દુઃખતણા વનને દહેરે;
તું તો નોધારા આધારરે, વિદ્યા વેલડીરે. ૧૦
તારિ છાયા છે શીતળ સદારે,
જ્યાં ઉપજે નહીં કાંઈ આપદારે;
તું તો અકળકળા *અંબારરે, વિદ્યા વેલડીરે. ૧૧
તું થિર કરિ થઈ આ ઠામનીરે,
કર કુશળ પુરૂષને કામનીરે;
વિનવે દલપત વારંવારરે, વિદ્યા વેલડીરે. ૧૨

---

### ગરબી ૭૬ મી.

### સર્વ સારસંગ્રહની ચોપડી વિષે.

"ગોકુળ આવો શ્રી નાથજીરે."—એ રાગ.

દીઠી એક દેવી અમેરે,
જેના ગુણ ગણતાં ન ગણાય;
તેની સોબત જન જે સજેરે,
અજ્ઞાની પણ જ્ઞાની થાય. દીઠી૦ ૧
સાચી હોય જો †સોપડીરે,
તોપણ ચોપડી ધારે નામ;
એવી એની છે નમ્રતારે,
આપે નામ શિખામણ આમ. દીઠી૦ ૨
જ્ઞાની સાથે વાતો કરેરે,
અજ્ઞાની આગળ રહે ચુપ;
કાંઇ બોલાવી બોલે નહીરે,
હોય ભલે તે મોટો ભૂપ. દીઠી૦ ૩
સ્વપ્ને ન કરી હોય મુસાફરીરે,
તેને પણ દિલ જાગે જ્યોત;
બેઠાં બેઠાં બધુએ જુએરે,
પર્વત નદિયો સાગર સોત. દીઠી૦ ૪
દેશો દેશ દેખી લજેરે,
એવો એનો પૂર્ણ પ્રતાપ;
શિક્ષા એની જે માનીએરે,
આપે ઉત્તમ સુખ અમાપ. દીઠી૦ ૫
જો કદિ અંતર આપણુંરે,
દેખે તે દેવી ઉદાસ;

---

* જ્યોત. † સો પત્રવાળી.

રૂડી રીતે રંજન કરેરે,
કાપી નાખે છે કંકાસ. દીઠી૦ ૬
જૂની વાતો જાણે બધીરે,
જેવી ઘરડી ડોશી હોય;
ઉચરે આપણી આગળેરે,
બીજું કહી શકે નહિ કોય. દીઠી૦ ૭
વળી તે વૈદું જાણે ઘણુંરે,
ઓસડ વેસડની બહુ વાત;
શિખવે આપણને સ્નેહથીરે,
રાખી રાખીને રળિયાત. દીઠી૦ ૮
ખાંતે જ્ઞાન ખગોળનુંરે,
આપે આપણને અસંત;
સુરજ ચંદ્ર ગ્રહણ વિષેરે,
એવા ઉચરે મર્મ અનંત. દીઠી૦ ૯
સંકટ આવે કાંઇ જે સમેરે,
એને પૂછો જઇ ઉપાય;
તો તે બાઈ બતાવશેરે,
જો માનો તો સંકટ જાય. દીઠી૦ ૧૦
જગ સૃજનારે એને સૃજીરે,
કોટિક આપણા સુખને કાજ;
માટે રાખો મનમાં તમેરે,
એના ઉપર પ્રીતિ આજ. દીઠી૦ ૧૧
એની સાથે એકાંતમાંરે,
બેઠા હોઇએ કોઇ ઠામ;
જાણે સો જન સાથે છૈયેરે,
દિલમાં ભાસે દલપતરામ. દીઠી૦ ૧૨

---

## ગરબી ૭૭ મી.

### સુધારાની ચઢાઈની ગરબી.

રાગ ઉપર પ્રમાણે.

સુધારો રાણો રણમાં ચડયોરે, ફાવે તેવી લઇને ફોજ;
વેરી વહેમની ઉપરેરે, ગુસ્સો લાવી ચિત્ત ઘણોજ; પડઘમ
વાગે રસપૂરમાંરે. ૧
રાણો જાયો રણમાં લડેરે, શત્રુથી સજવા સંગ્રામ;
સાથી તેના શાણા ઘણારે થાણાં થાપ્યાં ઠામોઠામ. પડઘમ૦ ૨
પુસ્તક રૂપી કમાનથીરે, બહુ વિધનાં છુટે છે બાણ;
ચિંતવી ચોટ ચુકે નહિરે, પાપી વહેમના લે પ્રાણ પડઘમ. ૩
નકશા નૌતમ વાવટારે, નિશાળ રણભૂમિ નિરધાર;
પલટણ બાળક ને બાળકીરે, શિક્ષક શાણા સરદાર. પડ૦ ૪
લેખણ રૂપી ભાલા ભલારે, સાલે શત્રુને થઈ સાલ;
બખતર ટેકનાં બનાવિયાંરે, ધારી ધીરજ રૂપી ઢાલ. પડ૦ ૫
ગોળા ભૂગોળ ખગોળનારે, જીરણ કીલ્લા જૂના ચાલ;
તે તો પાડયા છે તોડવારે, જે કાંઈ હલકા જાણ્યા હાલ. ૬
શૂરા પૂરા સનમુખ લડેરે, બીકણ છાના રહીને છેક;
જીત સુધારાની સૌ ચહેરે, અદભૂત કરે ઉપાય અનેક. પડ૦ ૭
કષ્ટ પડે આવી કંઈકનેરે, સાંખે સ્વદેશના સુખ કાજ;
સૌ જન સાચાં સુખ ભોગવેરે, થાય સુધારાનું જો રાજ. પડ૦
દેશ સુધારાને કારણેરે, કંઈક કીધાં શિર કુરબાન;
કર્યા પ્રવાસ વિલાયતેરે, સંકટ સાંખ્યું યુદ્ધ સમાન. પડ૦
રકમો આપીને રોકડીરે, કંઇક કર્યા સુધારા સ્થાન;
પુસ્તકશાળા આદિક રચ્યાંરે, વધવા વતની જનનું જ્ઞાન. પ
વેરી વહેમની ફોજનુંરે, કોઇ કોઇ વખતે જોર જણા
ગોળા ચાલે ગપ્પોતણારે, જોતાં ઉડી હવામાં જાય. પડ૦ ૧
દિન દિન આપણા દેશમાંરે, થજો સુધારો ઠામો ઠા
ઇશ્વર આગળ એટલુંરે, દિલથી માગે દલપતરામ. પડ૦ 

---

## ગરબી ૭૮ મી.

### પૃથ્વીરૂપી ગાલીચા વિષે.

"તજો તમે કેફ કરમ કરવું."—એ રાગ.

ગુંથ્યો કોણે આ રૂડો ગાલીચો ?
નજર કરો પાથર્યો છે નીચો; ગુંથ્યો.—ટેક
કરી એમાં કારીગરી સારી,
બુટા ને વેલો વચ્ચે ધારી,
બનાવ્યો જેણે તેની બલિહારી; ગુંથ્યો૦
ચૈતનમય ચિત્ર રૂડાં ચળકે,
ઝાઝાં મણિ માણેક માંહિ ઝળકે,
નદીઓનાં નિર્મળ જળ ખળકે; ગુંથ્યો૦
સાગર ને શૈલ સરોવર છે,
ભૂચર ને ખેચર જળચર છે,
નગર વન નારીઓ ને નર છે; ગુંથ્યો૦
સોના રૂપા સહિત બધી ધાતુ,
કહેતાં નથી જીભે કહ્યું જાતું,

એક છત્ર કરે છે રાજ; ઠરેલો૦
નથી પડતું પ્રધાનનું કાજ, ઠરેલો૦ ૧૧
એની શક્તિ છે અપરમપાર; ઠરેલો૦
નથી એનાથી છાનું લગાર. ઠરેલો૦ ૧૨
એને જોઇ ન સકે કોઇ જેમ; ઠરેલો૦
એ તો ઓજલમાં રહે એમ. ઠરેલો૦ ૧૩
નવ બોલે કોઇ સાથે બોલ; ઠરેલો૦
એવો તખતનો રાખે છે તોલ. ઠરેલો૦ ૧૪
નથી દેતો લેતો હાથોહાથ; ઠરેલો૦
નથી નજરે દીઠો કોઇએ નાથ. ઠરેલો૦ ૧૫
એનું કામ દેખીને કહેવાય; ઠરેલો૦
રહ્યો છે છાનો ત્રિભુવનરાય. ઠરેલો૦ ૧૬
ઠાલો ન મળે એના વિના ઠામ; ઠરેલો૦
દીલે ધારે છે દલપતરામ. ઠરેલો૦ ૧૭

---

## ગરવી ૮૧ મી.

### પ્રભુને ધ્યાનમાં રાખીને ગાવા વિષે.

"મારી માત બૈચરારે લોલ."—એ રાગ.

ગાઓ ગીત ગાનમાંરે લોલ, ધરી હરી ધ્યાનમાંરે લોલ;
તાળી પાડી તાનમાંરે લોલ; ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૧
ઉત્તમ સમો આજનોરે લોલ, ગાવા ગુણ કાજનોરે લોલ;
રાજા અધિરાજનોરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૨
ધરમ મનમાં ધરીરે લોલ, કરમતો રૂડાં કરીરે લોલ;
શરમને અનુસરીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૩
ગાઇએ ગરબાવળીરે લોલ; ભાવિક જનમાં ભળીરે લોલ;
હેતેથી હળીમળીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૪
વિશ્વેશ કૃપા વડીરે લોલ, આવી આજની ઘડીરે લોલ;
ફરી ફરી કુદડીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૫
હરી ગુણ ગાઇએરે લોલ, શાને શરમાઇએરે લોલ?
હઇડે હરખાઇએરે લોલ, ગાઓ ગીત ગાનમાંરેલોલ. ૬
તજીને બીજી ગપોરે લોલ, ખરા ભક્તમાં ખપોરે લોલ;
જો ! જો ! હરીની જપોરે લોલ, ગાઓ ગીત ગાનમાંરેલોલ. ૭
દુરિત તજી દેહથીરે લોલ, નાચો કુદો તેહથીરે લોલ;
તાજા થશો તેહથીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરેલોલ. ૮
પ્રભૂ પગે લાગીએરે લોલ, મુખે એમ માગીએરે લોલ,
બીતી ભ્રમ ભાગીઓરે લોલ, ગાઓ ગીત ગાનમાંરેલોલ. ૯
નીતીની રીતથીરે લોલ, પ્રભુપર પ્રીતથીરે લોલ;
હંઓડા* લ્યો હીતથીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરેલોલ ૧૦
સંકટ સૌનાં કાપજોરે લોલ, અધર્મ ઉથાપજોરે લોલ:
અધિક સુખ આપજોરે લોલ, ગાઓગીતગાનમાંરેલોલ ૧૧
રીઝે સ્વામી સત્યનોરે લોલ, જીવન જે જગતનોરેલોલ;
પ્રભુ દલપતનોરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૧૨

---

## ગરવી ૮૨ મી.

### શીખામણ માને નહિ તે વિષે.

"વનમાં ભૂલી પડીરે,
પેલો કયાં ગયો કાનુડો?"—એ રાગ.

કહિયે કેટલુંરે ?
મૂરખ શીખામણ નવ માને;
ક્રોડ કહો દૃષ્ટાંત કદી પણ,
કથન ધરે નહિ કાને. કહિયે—ટેક.
જે કારજ કરવાનો જેને,
પવન મગજમાં પેઠો;
વળતિ કોઇનું વાર્યું ન કરે,
હારી બેસે હેઠો. કહીએ૦ ૧
અંધારામાં આંખો મીચી,
દોડે લઇ હઠિલાઈ;
વાર્યો કોઇનો પાછો ન વળે,
વળે ભિંતે ભટકાઇ. કહીએ૦ ૨
અવળી બુદ્ધિ જેને ઉપજે,
અવળે અવળું દેખે;
પૂરવ દિશને પશ્ચિમ જાણે,
પશ્ચિમ પૂરવ લેખે. કહીએ૦ ૩
પતંગને પકડી દીપકથી,
દૂર કદી મૂકાવો;
પણ આવી દીપક પર પડશે,
પછી કરે પરતાવો. કહીએ૦ ૪
માત પિતાની વાત ન માની,
ભણતાં આળસ આણી;
મૂરખ મોટા થઇને રડશે,
પાંપણ લાવી પાણી. કહીએ૦ ૫

---

* કુદીને તાળી લેવી તે.

કુકર્મ કરતાં કાંઈ ડરે નહિ,
મદ ઉપજે મન જ્યારે;
વળતી મોટી વિપત્તિ પડશે,
તે પરતાશે ત્યારે. કહીએ૦ ૬
પાડાખારે પડી પરસ્પર,
ખબ લડાઈ લેશે,
છોડાવ્યા કોઇના નહિ છૂટે,
થાકીને થિર રહેશે. કહીએ૦ ૭
આપ અક્કલથી સમજૂ સમજે,
જન સમજે સમજાવ્યો;
સમજાવ્યાથી જે નવ સમજે,
અધમ પશુ ઉપજાવ્યો. કહીએ૦ ૮
પત્થર ઉપર પાણી રેડો,
પણ ભીતર નવ ભીંજે;
કઠોર અંતઃકરણ કુટિલને,
શી શીખામણ દીજે? કહીએ૦ ૯
શીખામણ સુણતાં શત્રૂ થઇ,
પીડા કરે પરિણામે;
એવા દુષ્ટો પણ દુનિયામાં,
દીઠા દલપતરામે. કહીએ૦ ૧૦

---

## ગરબી ૮૩ મી.

### ઘૂમીને ગાવાની ગરબી.

"ચાલ ગાગર, ચાલ ગાગર, જમનારે જઇએ."—એ રાગ.

આજની ઘડી ભલે ઇશ્વરે આપી,
રંગભેર રાગ આળાપીરે; ઘૂમનારી ઘૂમો. ૧
ગાઇએ ગીત મીઠાં મીઠાં મન માન્યાં;
તનનન લેઇને તાનાં રે; ઘૂમનારી૦ ૨
ભેર ભૂંગળ વાજાં ભલાં વાજે.
ગગનમાં જેમ ઘન ગાજેરે; ઘૂમનારી૦ ૩
આજ ખુશીનો રત્નાગર રેલ્યો,
ખુશીથી ખાંતે ખાંતે ખેલોરે; ઘૂમનારી૦ ૪
તાનમાં તાનમાં પાડીએ તાળી,
આવો રાજ્યમાં રઢિયાળારે; ઘૂમનારી૦ ૫
રમિ રમિ રંગભેર રંગથીરે ગયો.
થનગન નાચેજ નાચોરે; ઘૂમનારી૦ ૬
ચળક ચળક કેવી ચાંદનીરે ચમકે?
ઘમ ઘમ ઘૂઘરા ઘમકેરે; ઘૂમનારી૦ ૭
હોંશે હોંશે હૈડાનો હરખ દેખાડો,
હે પ્રભુ રોજ આવો દહાડોરે; ઘૂમનારી૦ ૮
ધામ આગળ ધામધૂમ મચાવો,
લાખેણો લીજીએ લાવોરે; ઘૂમનારી૦ ૯
ખેલતાં ખાંત આજ રાખવી ન કેણી,
સાંભળો સૈયર સલૂણીરે; ઘૂમનારી૦ ૧૦
આજ અતિશે થયો આનંદમાં ઉમેરો,
પાડ માનીએ પ્રભુજી કેરોરે; ઘૂમનારી૦ ૧૧
હળિ મળિ હેતથી આ રીતથી રમીજે,
દલપતનો દેવ રીઝેરે; ઘૂમનારી૦ ૧૨

---

## ગરબો ૮૪ મો.

### તાન લઇને ગાવાની ગરબી.

"વારી જાઉં વાલમજી."—એ રાગ.

સખી ખુબ આજ ખુશિ ખુશિ થઇનેરે; તનનન તાનાં લ્યો;
લાભ ભણતરનો લઇનેરે, તનનન તાનાં લ્યો. ૧
વાત વિવિધ વિવેકની વાંચીરે, તનનન તાનાં લ્યો.
સદ્ગુણ અંતરમાં સાંચારે, તનનન તાનાં લ્યો. ૨
પ્રભુ પદનું જ્ઞાન પણ પામીરે, તનનન તાનાં લ્યો;
આજ ખુશિમાં નહિ કાંઇ ખામીરે તનનન તાનાં લ્યો. ૩
આવો ભૂગોળ વિદ્યા ભણિયેરે, તનનન તાનાં લ્યો;
ગુણ ગણિત વિદ્યાના ગણિયેરે, તનનન તાનાં લ્યો. ૪
અબળાનાં ભાગ્ય આજ ખૂલ્યાંરે, તનનન તાનાં લ્યો;
ભાગ્યાં બેઠાં ને વહેમ ભૂલ્યાંરે, તનનન તાનાં લ્યો. ૫
દુઃખના તો વહિ ગયા દહાડારે, તનનન તાનાં લ્યો;
દિન રૂડા પ્રભુએ દેખાડ્યારે તનનન તાનાં લ્યો. ૬
સીધી લેખણ અણિયો પાડીરે, તનનન તાનાં લ્યો;
દુશ્મનનાં દિલ પડ્યાં ઝાડીરે, તનનન તાનાં લ્યો. ૭
ભૂતપ્રેતનો વહેમ ગયો ભાગીરે, તનનન તાનાં લ્યો;
જોત જ્ઞાનની ઉરમાં જાગીરે, તનનન તાનાં લ્યો. ૮
હવે કરશું નહિ [illegible]રે, તનનન તાનાં લ્યો;
હવે નિરંતર [illegible]રે, તનનન તાનાં લ્યો. ૯
હવે આનંદ ભરી [illegible]રે, તનનન તાનાં લ્યો;

હવે ઠોઠ જેવાં નહિ ઠરીએરે તનનન તાનાં લ્યો.૧૦
હવે સમજણ પામશું સારીરે, તનનન તાનાં લ્યો;
હવે ચાલશું ચિત વિચારીરે, તનનન તાનાં લ્યો.૧૧
હવે સંપનો શિખશું સુધારોરે, તનનન તાનાં લ્યો;
દલપતનો દેવ સંભારોરે તનનન તાનાં લ્યો.૧૨

## ગરબી ૮૫ મી.

### ઈશ્વરની માયા વિષે.—ગરબી ૧ લી.

"ઓ વાંસલડી, વેરણ થઈ લાગી તું વ્રજની નારને."
એ રાગ.

સુણ સાહેલી, ઇશ્વરની માયાનો અદ્ભુત ખેલ છે;
અચરજ ઉપજે, રચના એવી ઠામોઠામ રચેલ છે.—ટેક.
જીવ જંતુની કાયા જામી, આકાર ભલા એ કેમ પામી?
ખોળતાં નવ દીસે ખામી; સુણ સાહેલી૦ ૧
જળ જંતુ તો ઉપજે જળમાં, મળના કીડા ઉપજે ગળમાં,
એ પિંડ કેણે ઘડિયા પળમાં? સુણ સાહેલી૦ ૨
બોલે છે તેમાં કોણ બેઠું? એ પવન સંગાતે શું પેઠું?
જે પવન જતાંજ પડે હેઠું; સુણ સાહેલી૦ ૩
હલકા જંતુ મોટા હાથી, સૌ પેટ ભરે છે તે શાથી?
આહાર ન રાખે એ *આથી; સુણ સાહેલી૦ ૪
જે જીવોને કીધા જેવા, ઉદ્યમ સોંપ્યા સૌને એવા,
નવ પામે પળ વિરતિ † લેવા; સુણ સાહેલી૦ ૫
ગણી જો તારાગણ કોડગમે, આધારવિના આકાશ ભમે,
એ અકળિત વાત કળાય કયમે? સુણ સાહેલી૦ ૬
રવિ કિરણો રોજ પ્રકાશ કરે, વળિ તે ફરતા ગ્રહ તો વિચરે,
તે ફેર નિયમસર કેમ ફરે? સુણ સાહેલી૦ ૭
તે તૂટે તો કોણ સાંધે છે? તે છૂટે તો કોણ બાંધે છે?
બહુ વર્ષ વિત્યા વણબાંધે છે; સુણ સાહેલી૦ ૮
મોંઘ ઘડો વનમાંહિ મળે, માંહિ શું છે તે કહો કોણ કળે?
વળિ તે સંશય શી રીત ટળે? સુણ સાહેલી૦ ૯
ધણિ નવ દીસે ત્યાં ધરનારો, નહિ કોણ કહે કોણ કરનારો?
તે સ્થીર હશે કે ફરનારો? સુણ સાહેલી૦ ૧૦
નથિ દીઠો કોઈએ નજર ભરી, નથિ બોલ્યો તે કોઇ સાથ જરી
સઉ ઉચરે છે અનુમાન કરી; સુણ સાહેલી૦ ૧૧
નથિ જાણતું કોઈ એનું નામે, કલ્પિત નામો કીધાં આમે,
એ સત્ય કહ્યું દલપતરામે; સુણ સાહેલી૦ ૧૨

*સંઘરી. † વિશ્રામ.

## ગરબી ૮૬ મી.

### ઇશ્વરની માયા વિષે.—ગરબી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

સુણ સાહેલી ઇશ્વરની માયા જોઇ અચરજ ઉપજે;
જોઇ મન મારૂં, ક્રોડ વિચાર કરે પણ સંશય શું તજે?—ટેક.
કોઇ સર્વ પ્રકારે સુખિયા છે, કોઇ દેહ ધરીને દુખિયા છે,
કોઇ મનુષ્ય ઘણામાં મુખિયા છે; સુણ સાહેલી૦ ૧
કોઇ ગર્ભ થકી પણ જાય ઝરી, કોઈ જન્મ ધરીને જાય મરી,
કોઇ સંવત્સર સો પૂર્ણ કરી; સુણ સાહેલી૦ ૨
કોઇ પામે છે માગ્યા મેવા, કોઇ ભવથી ભીખારી જેવા,
એ શા કારણ ઉપજ્યા એવા? સુણ સાહેલી૦ ૩
કોઇ દેહ ધરીજ દિવાના છે, કોઇ મહા પંડિત મનમાન્યા છે;
કોઈ મૂગા કોઇ મસ્તાના છે; સુણ સાહેલી૦ ૪
એ પરભવનું કાંઇ કર્મ હશે? કે કારણ બીજા કોઇ હશે?
અતે કેવો ઇનસાફ થશે? સુણ સાહેલી૦ ૫
પશુ પંખી જાતે કેવા છે? જો દીવાના જન જેવા છે;
એને શું લેવા દેવા છે? સુણ સાહેલી૦ ૬
* એ નરકે કે સ્વર્ગે જાશે? અતે એની ગતિ શી થાશે?
એ કેમ નકી કરિ કહેવાસે? સુણ સાહેલી૦ ૭
ઇશ્વરને તો સૌ સરખા છે, નબળા સબળા કયમ નરખ્યા છે.
કોઇ દિલગિર ને કોઈ હરખ્યા છે; સુણ સાહેલી૦ ૮
થાવર પ્રાણી તો થિર રહેછે, નહિ એમાં અકલ કશી કહેછે,
શાં પાપ થકી સંકટ સહેછે? સુણ સાહેલી૦ ૯
જે દુનિયા મધ્યે દેહ ધરે, તે એક બિજાનો અહાર કરે,
તેથિ પુણ્ય હશે કે પાપ ભરે? સુણ સાહેલી૦ ૧૦
જેને બુદ્ધિ આપી જેવી, એને સમજણ ઉપજે એવી,
હશે કર્તાની ઇચ્છા કેવી? સુણ સાહેલી૦ ૧૧
છે ઇશ્વર શો મરજીતારી, નહિ સમજિ શકી સમજણ મારી,
દલપત કહિ દે છે પોકારી; સુણ સાહેલી૦ ૧૨

## ગરબી ૮૭ મી.

### પ્રભુના મહિમાની ગરબી.

"આજ મારે આંગણે રે; પ્રભુજી દાતણ કરતા જાઓ."—એ રાગ

* ગાંડા જનો.

સખી મેં તો સજીરે, પૂરી પરમેશ્વર શું પ્રીત;
હવે હું હેતથીરે, ગાઉં ગોવિંદગુણનાં ગીત. ૧
જગ જેણે રચ્યુંરે, જેણે રચિ આ રાશી બાર;
મહિમા મુખ થકીરે, કહેતાં કોઈ ન પામે પાર. ૨
વિધ વિધ નામથીરે, જેને ભજે સકળ સંસાર;
ઇશ્વર એક છેરે, નૌતમ નોધારાં આધાર. ૩
ભાષા ભેદથીરે, નોખાં નોખાં પડિયાં નામ;
રહેણી રાખવીરે, કથણી કથવાનું શું કામ? ૪
પર ઉપકારથીરે, રીઝે તે રાજા અધિરાજ;
તે માટે સદારે, કરવું ઉત્તમ એવું કાજ. ૫
સૌ સંપી મળીરે, જો રહિયે દિવસને રાત;
ભજીએ ભાવથીરે, તો રીઝે તે જગનો તાત. ૬
અન્ય ઉપાયથીરે, તે પ્રભુ થાય નહીજ પ્રસંન;
મર્મ વિચારીનેરે, મનમાં સમજે સમજુ જંન. ૭
જનમી જગતમાંરે, કરવાં પ્રભુ રીઝે તે કામ;
સાર્થક તે સદારે, દિલમાં જાણે દલપતરામ. ૮

---

## ગરબી ૮૮ મી.

### ઇશ્વર મહિમા વિષે.

"વાલા તમે પુરૂષ અમે નારી."—એ રાગ.

જયજય પ્રભુ અંતરજામી,
બળવંત વિદિત બહુ નામીરે; જયજય૦—ટેક.
તુજ મહિમા જગમાં છે મોટો,
વાણી પાર ન પામીરે; જયજય૦ ૧
કોઇ પ્રકારે તારાં કૃતમાં,
ખચિત નથી કાંઇ ખામીરે; જયજય૦ ૨
તુજ જશ વગર વડી વડી વાતો,
કહીએ સર્વ નકામીરે; જયજય૦ ૩
તું ઇશ્વર અધિદેવ અમારો,
ધીમંતા[*] અવિચળ ધામીરે; જયજય૦ ૪
અશરણ શરણ સદા તું એકજ,
સૃષ્ટિ સકળનો સ્વામીરે; જયજય૦ ૫
તુજ ભક્તોપર સંકટ સાનુ,
શત્રુ શકે ન ઉગામીરે; જયજય૦ ૬
દલપતરામ કહે તુજ જશમાં,
મુજ મનવૃત્તિ વિરામીરે; જયજય૦ ૭

[*] બુદ્ધિમાન.

## ગરબી ૮૯ મી.

### ઇશ્વર સ્તુતિ વિષે.

રાગ ઉપર પ્રમાણે.

જય જય પ્રભુ કરૂણાકારી.
અમે સ્તુતિ ઉચ્ચરિયે તારીરે; જયજય૦—ટેક.
તે સૂરજ શશી તારા સરજ્યાં,
સૃષ્ટી તે શણગારીરે; જયજય૦ ૧
સાગર શૈલ સરોવર સરિતા,
પશુ પક્ષી નરનારીરે. જયજય૦ ૨
સરજીને વળી તું સંભાળે,
ધર્મ પોતાનો ધારીરે; જયજય૦ ૩
નાથ વળી તેં કીધા નિયમો,
વિવિધ પ્રકાર વિચારીરે; જયજય૦ ૪
ધ્યાન અમે ઉર તારૂં ધરીએ,
સદા તને સંભારીરે; જયજય૦ ૫
અહોનિશ તુજ ઉપકાર ઉચરીએ,
અલ્પ મતીથી અમારીરે; જયજય૦ ૬
ઓ પ્રભુ રક્ષણ કરજે અમારૂં,
આપદ સમય ઉગારીરે; જયજય૦ ૭
દલપતરામ સદા તને વંદે,
ધ્યાન હૃદયમાં ધારીરે; જયજય૦ ૮

---

## ગરબી ૯૦ મી.

### ઇશ્વર સ્તુતિની ગરબી.

"ખેલ ખેલરે ભવાની મા, દાંડીઆ મત દેક."—એ રાગ.

ધન્ય ધન્યરે સૌના આધાર, જય દેવાધિદેવ;
કરૂણાસાગર કોટિ જગ કર્તાર, જય દેવાધિદેવ. ૧
ભગવત અખિલ ભુવનનો તું ભૂપાળ, જય દેવાધિ૦
દુઃખવિદારણ દીસે દીનદયાળ, જય દેવાધિ૦ ૨
નિર્મળ એવે તારાં અગણિત નામ, જય દેવાધિ૦
પ્રભુ તું વિપત્તિ વખતનો વિશ્રામ, જય દેવાધિ૦ ૩
અમને સદૈવ સારી બુદ્ધિ આપ, જય દેવાધિ૦
કષ્ટ અનેક પ્રકાર તણાં તું કાપ, જય દેવાધિ૦ ૪
અમને આશ્રયદાતા તું છે એક, જય દેવાધિ૦
અદ્ભુત તેં [illegible] રૂપ અનેક, જય દેવાધિ૦ ૫
[illegible] પ્રતાપ, જય દેવાધિ૦

પ્રભુનાથી કર પ્રલય અમારાં પાપ, જય દેવાધી૦ ૬
ભજીએ તુજને અંતર રાખી ભાવ, જય દેવાધી૦
ઠીક ઠીક કર્યો એ અમે ઠરાવ, જય દેવાધી૦ ૭
અંતરજામી તું અંતરનો જાણુ, જય દેવાધી૦
વદીએ શાં વળિ એવિ વિશેષ વખાણુ? જય દેવાધી૦ ૮
પાય નમીને કરીએ નિત્ય પ્રમાણ, જય દેવાધી૦
દાસ તમારો જાણો દલપતરામ, જય દેવાધી૦ ૯

## ગરબી ૯૧ મી.

### કરજ વિષે.

"મા તું પાવાની પટરાણી, જગાની મા કાળકારે લોલ."
એ રાગ.

કરજ ન કરશો અધિકુ કોઇ, કરજ સંકટ કરેરે લોલ;
સમજુ જન તો જગમાં જોઇ, દિલે સમજી ડરેરે લોલ. ૧
સુણતાં દિલમાં થાશે દુઃખ, કથન કટુ કાનથીરે લોલ;
કરવું પડશે નીચું મૂખ, અતી અપમાનથીરે લોલ, ૨
ફરિ ફરિ નિત્ય નિત્ય ફેરા ખાઇ, અતિ અકળાવશેરે લોલ;
એ દુઃખથી અતિશે અકળાઇ, ભોજન નહિ ભાવશેરે લોલ. ૩
ખમશો મેણાં કેરા માર, વિષમ બહુ વેણમાંરે લોલ;
નિશ દિન નહિ આવે નિરધાર, કે નિદ્રા નેણમાંરે લોલ. ૪
પછિ તો કરશો તેની પામ, કે જૂઠા વાયદારે લોલ;
સુણિ સૌ જન તજશે વિશ્વાસ, કરજેની ફાયદારે લોલ. ૫
વળતી થઇને સત્ય વિહીન, જુઠે રસ્તે જશોરે લોલ;
દાનત ફરશે પછિ દિન દિન, કે તસ્કર તમે થશોરે લોલ. ૬
અતિશે થાશો પર આધીન, કરજ કીધા થકીરે લોલ;
તેથી દેખશો દુખના દીન, નથી સુખડું નકીરે લોલ. ૭
સૌ ધન દેવું જેને શીશ, ન ટેકે તે ટકેરે લોલ;
જો તે જન હોય ન્યાયાધીશ, ન ન્યાય કરી શકેરે લોલ. ૮
ઓશિયાળો એનો અવતાર, સિપારશ સાંભળેરે લોલ;
જાણે કરતાં કોઈ પ્રકાર, કરજ મારૂં વળેરે લોલ. ૯
કરજ નહી તેને સુખ સાત, જાણો દિન જામનીરેલોલ;
દિલ ધરજો સુખદાયક વાત, આ દલપતરામનીરે લોલ. ૧૦

## ગરબી ૯૨ મી.

### આશા વિષે.

"શંકર વસે કૈલાસમાં."—એ રાગ.

આશાનો અંત આવે નહીરે, શોધે ન મળે સુમાર;
આવે ન છેડો આકાશનો, હાંરે એવી આશા અપાર. આ૦
સીમા આકાશની ક્ષિતિજનીરે, જોતાં પાસે જણાય;
જેમ જેમ જઇએ આગળે, હાંરે તેમ આઘી તે જાય. આ૦
નિર્ધન જન ધનને ચહેરે, મુડી સોની હમેશ;
જાણે મળે મને એટલું, હાંરે નહી વાછું વિશેષ. આ૦ ૩
સૌ મળતાં ઇચ્છે સહસ્રનેરે, લક્ષ* લાખે બંધાય;
કરે ઇચ્છા પછી ક્રોડની, હાંરે પછી અબજે ઇછાય. આ૦ ૪
આખી પૃથ્વીનું રાજ એકનેરે, મળે મન ન ધરાય;
અધિક હોમે જેમ આગનો, હાંરે ભડકો ભારે જણાય. આ૦ ૫
આશાથી આ સંસારનોરે, ચાલે સર્વે વ્યવહાર;
ભાંગે આશા તો ભાંગી પડે, હાંરે સર્વ વાતે સંસાર. આ૦ ૬
નોકર કરે છે નોકરીરે, રાજા કરે છે રાજ;
ધંધારથી ધંધો કરે, હાંરે એ તો આશાથી આજ. આ૦ ૭
સારાં ભૂડાં કામ સૌ કરેરે, એ તો આશાથી આમ;
જશ કે જર માટે કરે, હાંરે કાંતો પરલોક કામ. આ૦ ૮
આયુષ્યનો છેડો આવતાંરે, બાકી માસ કે બે માસ;
બંધાતું તોય તાણે ધુંસરૂં, હાંરે ઉરમાં જીવ્યાનીઆશ. આ૦ ૯
પુન્ય કરે છે પરમારથીરે, પાપી કરે છે પાપ;
આશાથી એ પણ જાણજો, હાંરે પ્રેઠ તેનો પ્રતાપ. આ૦ ૧૦
સૂડાએ માર્યું માનવીરે, લૂટ્યું પામીને લાગ;
જાણે આ જર હું ભોગવું, હાંરે તેને કરડ્યો સાં નાગ. ૧૧
આશા છે અતિ ઉપયોગનીરે, કરે રૂડાં જો કામ;
સારી શિખામણ આ સુણી, હાંરે દેછે દલપતરામ. આ૦ ૧૨

## ગરબી ૯૩ મી.

### સંકટમાં ધીરજ રાખવા વિષે.

"એક વાર ઓધવ ગોકુળ સાંચરોરે."—એ રાગ.

સંકટ સમયે ધીરજ ધારિયેરે,
કદિપણ કરિયે નહી કલ્પાંતજો;
ચિત ચેતી ઉપાય વિચારિયેરે,
સર્વ પ્રકારે રહીને શાંતજો. સંકટ સમયે૦ ૧

* વિચાર.

કાંઇએ લાભ નથી કલ્પાંતથીરે,
ઉલટું અતિશય ઉપજે દુઃખજો;
સૂજે ઉપાય તો મન શાંતથીરે,
સંકટ ટાળી લઇએ સૂખજો. સંકટ સમયે૦ ૨
મૂરખ માણસ તો મુંઝાઇ મરેરે,
ધીરજ ધારે છે ધીમંતજો;
મિત્ર સમીપે એ દુઃખ ઉચરેરે,
એ પછિ દુઃખનો આણે અંતજો. સંકટ સમયે૦ ૩
જેનો ઉપાય જોતાં નવ જડેરે,
સમજણથી સુખ શાંતી થાયજો;
સુર નર સૌને શિર સંકટ પડેરે,
એમ વિચારે અંતરમાંયજો. સંકટ સમ૦ ૪
જ્ઞાની કે અજ્ઞાની જન તણીરે,
પીડા પડયે પરીક્ષા થાયજો;
જ્ઞાની જન ધીરજ ધારે ઘણીરે,
અજ્ઞાની અતિશે અકળાયજો. સંકટ સમયે૦ ૫
ઉર આણો વાતો ઇતિહાસનીરે,
કંઇકે કેવાં વેઠયાં કષ્ટજો?
વૈભવતા તજી રાજ નિવાસનીરે,
ભટકયાં વનમાં થઇને ભ્રષ્ટજો. સંકટ સમયે૦ ૬
એની આગળ આપદ આપણુંરે,
ગણતાં ગણતીમાં ન ગણાયજો;
ઘટમાં એમ વિચારી જુવે ઘણુંરે,
તો અકળામણ ઓછી થાયજો. સંકટ સમયે૦ ૭
આ અવસર પણ જો જગમાં જુઓરે,
બહુ દુખિયા લોકો દેખાયજો;
ઓછા દુઃખથી શું અતિશે રૂઓરે?
મહા દુઃખ પડતાં કેમ ખમાયજો?સંકટ સમયે ૮
મોટાને સંકટ મોટાં નડેરે,
છોટાને દુઃખ છોટું છેકજો;
મોભને ખોલા બહુ ખમવા પડેરે,
વળિને વાગે ખીલો એકજો. સંકટ સમયે૦ ૯
પાપતણાં ફળ પીડા પામીએરે,
સુકર્મનાં ફળ સુખ સૌ ઠામજો;
એમ ઠરાવ્યું અંતરજામીએરે,
દિલથી કહે છે દલપતરામજો. સંકટ સમયે૦૧૦

## ગરબી ૯૪ મી.

### સાત પ્રકારનાં અતિ સુખ વિષે.

રાગ ઉપર પ્રમાણે.

સુણજો વર્ણન અતિ સુખ સાતનુંરે,
એ થકી ઉલટાં છે અતિ દુઃખજો;
તનમન ભજન કરો જગતાતનુંરે,
સર્વ પ્રકારે આપે સુખજો; સુણજો૦ ૧
સૌથી સુખ તો શ્રેષ્ઠ શરીરનુંરે,
રગમાં રંચ રહે નહિ રોગજો;
વપુ જાણે જેવું શૂરવીરનુંરે,
ઇચ્છિત કરી શકે ઉદ્યોગ જો. સુણજો૦ ૨
સુખ બીજું ધધો સારો જડેરે,
અલ્પ નહી કોઇની ઓશિયાળજો;
કોઇ દિન કરજ નહી કરવું પડેરે,
સ્વતંત્રતા દીસે સૌ કાળજો, સુણજો૦ ૩
સુખ ત્રીજું વર વહુ સારાં મળેરે,
પરણ્યે વધે પરસ્પર પ્રેમજો;
હૈયે હરખ હમેશાં ઝળહળેરે,
દેખે સદા દિવાળી જેમજો. સુણજો૦ ૪
ચોથું સુખ જો સુપુત્ર સાંપડેરે,
માત પિતાની પ્રતિમા પાળજો;
નિરખી ચિતમાં ઉમળકો ચડેરે,
કથન ન લોપ કરે કોઇ કાળજો. સુણજો૦ ૫
રહેવા ઘર રૂડું સુખ પાંચમેરે,
તે જ્યાં રૂડું ન્યાયી રાજજો;
સુખની વસ્તુ મળે સરવે સામેરે,
સદા વસે જ્યાં સુજ્ઞ સમાજજો. સુણજો૦ ૬
છઠ્ઠું સુખ ઉત્તમ અધિકાર છે રે,
માન પ્રતિષ્ઠા માણસ માંહજો;
વિદ્યાદિક એનો આધાર છે રે,
કાવ્યકળાદિક પણ સુખ કોડજો. સુણજો૦ ૭
મિત્ર પવિત્ર મળે સુખ સાતમેરે,
સુખનું મૂળ સદા સત્સંગજો;
સદા સહાય કરે સંકટ સમેરે,
આત્મા જોડે જ્યાં અંગજો. સુણજો૦ ૮
સૌ સુખ શોધે છે સજ્ઞાનથીરે,

સુજ્ઞાને સંતોષ રખાયજો;
નહિતો તૃષ્ણા કેરા તાનથીરે,
સુખ સૈ દુઃખ રૂપે દેખાયજો. સુણજો૦ ૯
જગતૂપતિ આપે સુખ જેટલુંરે,
પાડ ગણીને કરો પ્રમાણજો;
આપણું સુકૃત તો અતિ એટલુંરે,
ક્યાં છે કહેછે દલપત્તરામજો. સુણજો૦ ૧૦

## ગરબી ૯૫ મી.

### પ્રશ્નના ઉત્તરની ગરબી.

"પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની."
એ રાગ.

સત્ય કહું આગળ સમાજનીરે,
સુણ સાજની સાજની સાજની;
ગોઠવણી ગરીબનિવાજનીરે, સુણ સાજની૦-ટેક.
સારાં માણસ કરે શાની ચાહના?
લાજની લાજની લાજનીરે. સુણ સાજની૦ ૧
જનના શીરપર શાની જરૂર છે?
રાજની રાજની રાજનીરે. સુણ સાજની૦ ૨
પ્રધાનને શાની જુક્તિ જાણવી?
કાજની કાજની કાજનીરે. સુણ સાજની૦ ૩
કોહિનૂરથી શોભા વધી શેની?
તાજની તાજની તાજનીરે. સુણ સાજની૦ ૪
સર્વે પ્રાણીને શી શી ફિકર છે?
ખાજની ખાજની ખાજનીરે. સુણ સાજની૦ ૫
પંખીના પંડને બીક બહુ શેની?
બાજની બાજની બાજનીરે. સુણ સાજની૦ ૬
છેક નિર્ધન કરે શેની છાપરી?
છાજની છાજની છાજનીરે. સુણ સાજની૦ ૭
તેના ભોજનમાં શોભા શેની?
પ્યાજની પ્યાજની પ્યાજનીરે. સુણ સાજની૦ ૮
દેણદારને ચિત્ત ચિંતા શેની?
બ્યાજની બ્યાજની બ્યાજનીરે. સુણ સાજની૦ ૯
કહે દલપત ઘડી ઉત્તમ ક્યારની?
આજની આજની આજનીરે. સુણ સાજની૦ ૧૦

## ગરબી ૯૬ મી.

### કેવા ગુણ કેનામાં છે તે વિષે.

"હાં હાંરે પટોળાં પાટણનાં."—એ રાગ.

હાં હાંરે કે કનક કટાય નહી,
હાં હાંરે સુજન ગુણ જાય નહી;
હાં હાંરે પથર પલળેજ નહી,
હાં હાંરે કુટિલ ગુણ લેજ નહી. ૧
હાં હાંરે નિધી છલકાય નહી,
હાં હાંરે મોટા છકિ જાય નહિ;
હાં હાંરે અફીણ મીઠું થાય નહી,
હાં હાંરે નઠોર સુધરાય નહી. ૨
હાં હાંરે નદી સૈ સાગરમાં,
હાં હાંરે કે સંપ તો નાગરમાં;
હાં હાંરે વસંત ઉત્તરાયનમાં,
હાં હાંરે ગમત તો ગાયનમાં. ૩
હાં હાંરે શોભા તો સાજનમાં,
હાં હાંરે મોટાઇ તો મહાજનમાં;
હાં હાંરે સુગંધ તો કેશરમાં,
હાં હાંરે કૃપા પરમેશ્વરમાં. ૪
હાં હાંરે શિતળતા ચંદરમાં,
હાં હાંરે ઉદ્યમ તો બંદરમાં;
હાં હાંરે મધુરતા તો સાકરમાં,
હાં હાંરે નમનતા ચાકરમાં. ૫
હાં હાંરે ચતુરાઇ ચણવામાં,
હાં હાંરે ભલા ગુણ ભણવામાં;
હાં હાંરે કે રેશમ મુગટામાં,
હાં હાંરે કે જોખમ જુગટામાં. ૬
હાં હાંરે કુટુંબ તો પરિવારે,
હાં હાંરે કે રાજ તો તરવારે;
હાં હાંરે કે જુગતી જંતરમાં,
હાં હાંરે અકલ તો અંતરમાં. ૭
હાં હાંરે કે ઝાડ બહુ ઝાડીમાં,
હાં હાંરે કે ફળ ફુલ વાડીમાં;
હાં હાંરે પવિત્રાઇ પાણીમાં,
હાં હાંરે વિવેક તો વાણીમાં. ૮
હાં હાંરે કે લોભ તો સ્વારથમાં,

હાં હાંરે કે પુણ્ય પરમારથમાં;
હાં હાંરે કે નીર તે વૃષ્ટિનું,
હાં હાંરે કે તેજ તે દૃષ્ટિનું. ૯
હાં હાંરે કે દૂધ તે ગાયતણું,
હાં હાંરે કે હેત તે માય તણું;
હાં હાંરે કે શકિત સકળ પતિની,
હાં હાંરે કે દીનતા દલપતિની. ૧૦

---

## ગરબી ૯૭ મી.

### ભવિષ્ય કાળનાં ચિહ્ન વિષે ગરબી.

"અલબેલીરે અંબે માત, જોવાને જઈએ."—એ રાગ.

સુણો સુણોરે સજ્જન લોક, ચિન્હો આગમનાં;
સુખ દુઃખ સંભવ સંજોગ, સઘ સમાગમનાં.—ટેક.
કિડિયો ઇડાં લઇ નિકળે ને, બોલે દાદુર મોરરે;
એ એંધાણ ઉપરથી જાણો, જળ વૃષ્ટિનું જોર. ચિન્હો. ૧
કુકડા કૂકૂ શબ્દ કરે ને, જાગે પંખી જાતરે;
એ ઉપરથી એમ સમજવું, પડશે હવે પ્રભાત. ચિન્હો. ૨
અંગ વિષે ઉકરાટા આવે, થાય ન અંન પચાવરે;
એ એંધાણ ઉપરથી જાણો, દેશે જ્વર દેખાવ. ચિન્હો૦ ૩
સગાં જનોને શત્રુ સમજે, શત્રુસગાં સમાનરે;
વિનાશકાળે વિપરીત બુદ્ધિ, નિશ્ચય એજ નિદાન. ચિન્હો૦ ૪
કુટુંબમાં જ્યાં કુસંપ પેસે, વસે નહી વિશ્વાસરે;
એકબીજાનું બોલ્યું નગમે, તો ત્યાં લક્ષ્મીવિનાશ. ચિન્હો૦ ૫
ઉપજ થકી અદકું ખરચે ને, ફોગટ મન ફૂલાયરે;
તો તેને ઘેર થોડી મુદતમાં, દરિદ્રતા દેખાય. ચિન્હો૦ ૬
બળિયા સાથે બાથ બાંધીને, વળિ વળિ કરે વિવાદરે;
કોઇ સમે સંકટમાં પડશે, અતી ઉતરશે નાદ. ચિન્હો૦ ૭
કુસંપ જતાં સંપ વધે ને, મન સૌનાં મળિ જાયરે;
તો જાણો તેના ઘર મધ્યે, સુખને સંપત્તિ થાય. ચિન્હો૦ ૮
હંસ તણી સંગત છોડીને, સેવે કાગ શિયાળરે;
તો જાણો તેના પર પડશે, જગમાં કાંઈ જંજાળ. ચિન્હો૦ ૯
જે રાજાને રૈયત નિંદે, જુલમ જુલમ કહેવાયરે;
તેરાજના રાજ મહેલમાં, કાંઈપણું વિપરીત થાય. ચિન્હો૧૦
જે પર તૂઠે કે રૂઠે પ્રભુ, જેની કરણી જોઈ રે;
કહેદલપત તે જનના મનમાં, ઉપજે બુદ્ધિ એવી. ચિન્હો૦ ૧૧

---

## ગરબી ૯૮ મી.

### ઉદ્યમ કર્મ વિષે.

"સુંદરબાઈ ચાલ્યાં સાસરિયે."—એ રાગ.

સખિ જો કદિ ઉદ્યમ નવ ફળિયો;
તોય નશીબ થકી તે બળિયો, બહેન,
ઉદ્યમ વિણ નહિ નશિબ ફળે. ૧
કોઇ ન રહે નશીબ વિશ્વાસે,
સૌ ઉદ્યમ કરવા ધાશે, બહેન, ઉદ્યમ વિણુ૦ ૨
પંખો પકડી જો ન હલાવે,
પંખાનો પવન નઆવે, બહેન, ઉદ્યમ વિણુ૦ ૩
વણુ ખેડે ખેતર નવ પાકે,
રહિ નશિબ ભરૂંસે થાકે, બહેન. ઉદ્યમ વિણુ૦ ૪
કોઈ ઉદ્યમ વિણુ ધનપતિ થાશે,
તે જોઈ ઉદ્યમ ન તજાશે, બહેન. ઉદ્યમ વિણુ૦ ૫
વગડાઉ કણુ નજરે આવે,
જોઈ કોણ કણુ નહિ વાવે? બહેન. ઉદ્યમ વિણુ૦ ૬
વણુ ખોદે નદિયો સંચરશે,
જોઈ કોણ કુવા નહિ કરશે? બહેન. ઉદ્યમ વિણુ૦ ૭
જો નશીબનો ભરૂંસો રાખો,
તો ચુલા કાઢી નાખો, બહેન. ઉદ્યમ વિણુ૦ ૮
જો નશીબનો ભરૂંસો લાવે,
બાળકને શીદ ભણાવે? બહેન. ઉદ્યમ વિણુ૦ ૯
ઉદ્યમ આદરીએ આગળથી,
પછિ નશીબ તો પાછળથી, બહેન. ઉદ્યમવિણુ૦ ૧૦
અક્કલહીણા આળસવંતા,
રહેનશિબ નશીબ કરંતા, બહેન. ઉદ્યમ વિણુ૦ ૧૧
ઉદ્યમનો મહિમા સૌ કામે,
કહે છે દલપતરામે, બહેન ઉદ્યમ વિણુ૦ ૧૨

---

## ગરબી ૯૯ મી.

### મૂરખ આગળ કાગળ બોલે નહિ તે વિષે.

"મન્યુ અંબે માત, ગરિમાં ડુંગર ગાંમડે, જનમા બેઠને"

એ રાગ.

મન શરમાશે, જંગલિ જન આગળ કાગળ નહિ બોલે
જે જન પાસે, કાગળ નવ બોલે તે જંગલિ તોલે—ટેક
એક મહેતે જંગલિ જન સાથે,
મોકલ્યાં કૂળ કાગળી દઈ હાથે,

ગયો જંગલિ ગાંસડી લઈમાથે; મન શરમાશે૦ ૧
કહે જંગલિ "જ્યાં ફળ ગણિ લેશે,
કેટલાં છે તે ત્યાં કોણ કહેશે?"
કહે મહેતો "કાગળ કહિ દેશે;" મન શરમાશે૦ ૨
અરધે રસ્તે તે તો આવ્યો,
ત્યાં વિચાર તે મનમાં લાવ્યો,
"કાગળ દઈ મુજને બીવરાવ્યો;" મન શરમાશે૦ ૩
"કાગળને મુખ કે જીભ નથી,
તો કહેશે કથન કિયા મુખથી?
સંતાડું ફળ હું તો સુખથી;" મન શરમાશે૦ ૪
કહેવા લાગ્યો કાગળ લઈને,
"ભાઇ જો તું બોલે ત્યાં જઇને,
તો બોલ આડો સનમુખ થઇને;" મન શરમાશે૦ ૫
કાંઇ કાગળ નવ બોલે વાણી,
જંગલિએ વાત જુદી જાણી,
તેથિ લીધાં માંહિથી ફળ તાણી; મન શરમાશે૦ ૬
જઇ ફળ ઢગલો નૃપ પાસ કર્યો,
કાગળ પણ નૃપ આગળજ ધર્યો,
દિલમાં મુરખો કાંઇએ ન ડર્યો; મન શરમાશે૦ ૭
કાગળ વાંચી ફળ ગણી લેતાં,
તે લખ્યા થકી ઓછાં રહેતાં,
પુછ્યું જંગલિને ધમકી દેતાં; મન શરમાશે૦ ૮
કહે જંગલી "કોણ ઓછાં કહેછે?"
નૃપ કહે "આ કાગળ કહી દેછે,"
કહે જંગલિ "વાત જુદી એ છે;" મન શરમાશે૦ ૯
"જો કાગળ કહે મુજ સાંભળતાં,
જે દિધા પ્રમાણે નથી મળતાં,
તો દંડ કરો મારો વળતાં;" મન શરમાશે૦ ૧૦
રાજા કહે "મૂરખ જન પાસે,
કાંઈ કહેતાં કાગળ શરમાશે,
સમજુ સાથે બોલવા ચહાશે;" મન શરમાશે૦ ૧૧
સુણિ જંગલિ અચરજ ઉર ધરે,
"આ માણસ નહિ પણ દેવ ખરે,
જડ વસ્તુ જે સંગ વાત કરે;" મન શરમાશે૦ ૧૨
નૃપે ત્રાસ બતાવ્યો તે ઠામે,
પછિ સાચું બોલ્યો પરણામે,
દિલ વાત ધરી દલપતરામે; મન શરમાશે૦ ૧૩

## ગરબો. ૧૦૦ મો.

### દયા વિષે.

"અલબેલીરે અંબે માત, જોવાને જઇએ."— એ રાગ

પ્રભુ રીઝવવા શુભ પેર, દયા દિલમાં રાખો;
કરૂણા નિધિ કરશે મહેર, પુરશે અભિલાખો—ટેક
દયા ન દીસે જેના દીલમાં, તે નહિ જનની જાતરે;
વાઘ વરૂ જેવા વનચરની, નિશ્ચે તેતો નાત. દયાદિલ૦ ૧
કવિ કોવિદ સર્વે મળિ કહેછે, દયા ધરમનું મૂળરે;
તજે દયા તેને તો થાશે, પરમેશ્વર પ્રતિકૂળ. દયા દિલ૦ ૨
જો કોઇ આપણું દુઃખ દેખીને, દયા ધરે કરિ પ્રીતરે;
એને કેવી આશિષ દેશું, ચતુર વિચારો ચિત્ત. દયાદિલ૦ ૩
અતિ નિર્દય થઇને આપણને, કરે ઘણી વિધિ ઘાતરે;
પ્રભુ તેને કાંઇ શિક્ષા કરશે, જુઓ વિચારી વાત દયાદિ૦ ૪
ગરીબનો બેલી ઇશ્વરછે, સમર્થ સાચો ન્યાયીરે;
ગરીબને સુખ દુઃખ દીધાનું, ભોગવશો ફળ ભાઈ. દયાદિ૦ ૫
ઉપકારી જનના અંતરમાં, દયા રહે દિન નીશરે;
દુખિયાનાં દુઃખ હરવા માટે, સંકટ લે નિજ શીશ. દયાદિ૦ ૬
જો જીવી ઉપકાર ન કીધો, તુચ્છ છે જીવતર તેહરે;
પરઉપકારે જીવતર તજીએ, ઉત્તમ જીવતર એહ. દયાદિલ૦ ૭
ગરીબના નીસાસા લાગે, જો તે દીલ દુખાયરે;
જરૂર જગકર્તા નહિ સાંખે, એ મોટો અન્યાય. દયા દિલ૦ ૮
પોતાના સુખ દુઃખનો પોતે, ચિત્તમાં કરો વિચારરે;
અવરવિષેપણએમજસમજો, સુખદુઃખનોનિરધાર દયાદિ૦ ૯
પરનો માલ પડાવિ ન લેવો, દેવું ન કોઇને દુઃખરે;
દિલ પણ કોઇનું દૂખવવું નહિ, સૌને કરવું સૂખ. દયાદિ૦ ૧૦
નિર્દયતામાં અનેક અવગુણ, અસત્ય ને અન્યાયરે;
દયાળુ જનથી દુનિયા મધ્યે, દુષ્ટ કરમ નકરાય દયાદિ૦ ૧૧
દયા વિના તો દેવ ન રીઝે, ભક્તિ કરે બહુ ભાતરે;
રાજા ખૂનીને નવ રીઝે, સુણિ સુખ મીઠી વાત. દયાદિ૦ ૧૨
દુનિયામાં સૌ દયા ધરેતો, સુખ ઉપજે સૌ ઠામરે;
દેવ રીઝે દલપત તણો, પરલોક પણ સુખધામ. દયાદ૦ ૧૩

## ગરબી ૧૦૧ મી.

### જયજયકાર બોલવા વિષે.

"તજો તમે કેફ કરમ કરવું."—એ રાગ.

બોલો જેજેકાર બધી બાઈ; ગીતો રૂડાં સદ્ગુણનાં
ગાઈ. બોલો૦—ટેક

કહ્યાં તે ગીતો કંઠે કરજો, અરથ એનો અંતરમાં ધરજો
દિલે તમે દોષ થકી ડરજો; બોલો જેજેકાર બધી બાઇ. ૧
સારે દિન સખી એકઠી થાજો, હળી મળી હૈડામાં હરખાજો,
ગીતો આવાં સદ્‌ગુણનાં ગાજો;બોલો જેજેકાર બધીબાઈ.૨
સંસારમાં સુખિયાં સૌ થાશો. વિવેકી થઈવળિ વખાણશો
છતી જગ સ્વર્ગે વિષે જાશો, બોલો જેજેકાર બધી બાઈ.૩
ગીતો ગુણ જાણી જે ગાશે, સારૂં ભૂંડું શું છેતેસમજાશે,
રચ્યું જેણે જગ તે રાજી થાશે; બોલો જેજેકાર બધીબાઈ.૪
વખાણો પ્રભૂના પરાક્રમને, તથા કર જોડી કહું તમને.
ગીતો ગાતાં સંભારજો અમને;બોલો જેજેકાર બધીબાઈ.૫
હમેશ હરખના દિવસ રહેજો, લાખેણો લાભ સહુ લેજો,
દયાળુ પ્રભુ ઘણું સુખ દેજો; બોલો જેજેકાર બધી બાઈ.૬
સારો દિન સજ્જન સંગતનો, ગણો એજ ઉત્તમ ગમતનો,
દિલે ધરો ઉપદેશ દલપતનો; બોલો જેજેકાર બધી બાઈ.૭

## ગરબી ૧૦૨ મી.

### મંડળી બરખાસ્ત થવા વિષે,

"મારૂં સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા."—એ રાગ.

વિનતી કરૂં છેલ્લી વારરે, શાણી સૈયર સાંભળજો;
અતિ હરખ ધરી આ હારરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૧
આજ અદકો વધ્યો ઉમગરે, શાણી સૈયર સાંભળજો;
શુભ સજી તમારો સંગરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૨
જ્યારે દયા કરે દીન નાથરે, શાણી સૈયર સાંભળજો;
ત્યારે મળે સજ્જનનો સાથરે,વળિ વહેલાં વહેલાં મળજો.૩
આજ દીઠી કોડ દિવાળીરે, શાણી સૈયર સાંભળજો;
ગમકંતાં સુખડાં ભાળીરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૪
ઈશ્વર આવા દિન આપેરે, શાણી સૈયર સાંભળજો,
વળિ મળિયે પ્રભૂ પ્રતાપેરે, વળિ વહેલાં વહેલાં મળજો.૫
આજ ગાયાં ગરબી ગીતરે, શાણી સૈયર સાંભળજો;
નીતિની રીત સહીતરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૬
શીખામણ શીખ્યાં સારીરે શાણી સૈયર સાંભળજો;
બહુ સતસંગનિ બલિહારીરે,વળિ વહેલાં વહેલાં મળજો.૭
પોથી વાંચે પંચાસરે, શાણી સૈયર સાંભળજો;
પણ ન પડે જ્ઞાનપ્રકાશરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૮
આજ એટલું પામ્યાં જ્ઞાનરે, શાણીસૈયર સાંભળજો;
તમે દીધું છાનદાનરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૯
આજ વિશેષ વધિયો સ્નેહરે, શાણી સૈયર સાંભળજો;
અતિ લાભ ઉત્તમ તો એહરે,વળિ વહેલાં વહેલાં મળજો.૧૦
અમને નિત્ય કરજો યાદરે, શાણી સૈયર સાંભળજો;
ભુલશો નહિ ધરી પ્રમાદરે, વળિ વહેલાં વહેલાં મળજો.૧૧
કાંઇ હોય અમારી ચૂકરે, શાણી સૈયર સાંભળજો;
એ કરજો માફ અચૂકરે,વળિ વહેલાં વહેલાં મળજો. ૧૨
આવાં કરશું સારાં કામરે, શાણી સૈયર સાંભળજો;
દેશે આશિષ દલપતરામરે,વળિ વહેલાં વહેલાં મળજો. ૧૩
સૌ એક સ્વરે એક વારરે, શાણી સૈયર સાંભળજો;
કહો જયજય જગકરતારરે,વળિ વહેલાં વહેલાં મળજો. ૧૪

## ગરબી ૧૦૩ મી.

### મહારાવ શ્રી ખેંગારજીની ગરબી.

"આવો હરિ રાસ રમો વહાલા."—એ રાગ.

ખમાખમા ખેંગારજીરાવને, દયાવંતસુંદરદેખાવને,ખમાખમા ૧
દીસે રૂડો જાદવકુળદીવો, ગમે જેને નીતિનો રસ પીવો,
જગતમાં વર્ષ ઘણાં જીવો; ખમા ખમા૦ ૧
ભણ્યા છે ભણતર ભલિ ભાતે, વિવેક વિશેષ છે સૌ વાતે,
ચતુર અને ચંચળ છે જાતે; ખમા ખમા૦ ૨
શિખામણ સાંભળીને સારી, અંતરમાં લેછે ઉતારી,
બહુ એની બુદ્ધિની બલિહારી; ખમા ખમા૦ ૩
નવી નવી નિત્ય શીખે નીતી, રૂચે રૂડી રાજાની રીતી,
પ્રજાપર પૂર્ણ ધરે પ્રીતી; ખમા ખમા૦ ૪,
સદા રહે સજ્જનને સંગે, ન એકે અવગુણનો અંગે,
અભ્યાસ બહુ કરે ઉમંગે; ખમા ખમા૦ ૫
હિંમતધણી મોટીદીસેમનમાં, જાદવકુળ જુસ્સોછે તનમાં
વિવિધ ગુણ વખણાયછે જનમાં; ખમા ખમા૦ ૬
રૈયત જોઇ રાજી રાજી રહેછે, દુવા ખરા દિલથી સૌ દેછે,
કચ્છાધીશ ઘણું જીવો કહેછે; ખમા ખમા૦ ૭
હમેશ એના હૈતુ હરખાજો, પ્રભુએની આશા પુરી પાડજો,
સંકટ એનાં સર્વ ટળી જાજો; ખમા ખમા૦ ૮
વિદ્વાન જનોનો વિસામો. તેનું રાજતેજ વૃદ્ધિ પામો,
જગતમાં જશ ને જર જામો; ખમા ખમા૦ ૯
થજો એનાં વંશની વૃદ્ધિ. સરવ વિધિ પામજો સમૃદ્ધિ,
બહુ બહુ વધજો એની બુદ્ધિ; ખમા ખમા૦ ૧૦
કૃપાનિધિ દેવની કરૂણાથી, વધો રૂડા એના વયવાથી.
સુખી થજો સર્વ એના સાથી; ખમા ખમા૦ ૧૧
સદા સુખ કચ્છપની પામે, મહારાજ રહો આમો સામે.
દિધિ આશિષ દલપતરામે; ખમા ખમા૦ ૧૨

# ધોળ.

## ધોળ ૧ લું.

### બાળકીઓને શીખામણનું ધોળ.

"રાતો ઘોડો રણ પાખરીઓ, શ્વેત ધર્યો શણગાર જોને."

એ રાગ.

સ્નેહ સહીત સારી શીખામણ,
કહું તે કાને ધરજો, બહેની.
જો હિત જાણુ તો તજિ આળસ,
રોજ રીતે આચરજો, બહેની. ૧
મેવા કે મીઠાઈ કોઈ,
મારગમાં નવ ખાંઈએ, બહેની.
હલકાં દુનિયામાં દેખાઈએ,
ગાંડાંમાં ગણાઈએ. બહેની. ૨
ઘરમાંથી ચોરી નવ ખાઈએ,
મુખથી માગી લઇએ, બહેની,
પણ જો માતા ના પાડે તો,
રોઇને દુઃખ નવ દઇએ, બહેની. ૩
ભરત ચિત્ર ભાવેથી શીખો,
હોંશ હૈયામાં આણી, બહેની.
સોતાં ઝાડકતાં પણ શિખજો;
કામ તમારૂં જાણી. બહેની. ૪
વાસણ માંજીને વાવરીએ,
પીએ ગળીને પાણી, બહેની.
રસોઇ રૂડી રીતે શીખીએ,
હોંશ હૈયામાં આણી, બહેની. ૫
સર્વે વસ્તુ સંભાળીને,
સજ કરીએ સફાઈ, બહેની.
ગુણવંતી તો ગાફલ ન રહે,
ગમે નહિ ગંદાઇ, બહેની. ૬
મેલી જગ્યામાં નવ રમીએ,
વસ્ત્ર ન કરીએ મેલાં, બહેની.
ભલી નિશાળે ભણવા જાતાં,
છેક ન રહીએ છેલ્લાં, બહેની. ૭
એમ કર્યાથી આગળ જાતાં,
સુખ લેશો સૈ ઠામે, બહેની. ૮
સમજો તો સારી શીખામણ,
દીધી દલપતરામે, બહેની. ૯

---

## ધોળ ૨ જું.

### સુધારા ખાતાના મુહૂર્તનું ધોળ.

"મામેરૂં મોંઘા મૂલનું."—એ રાગ.

સૈયર આજની શોભા હું શી કહું?
આજ આનંદનો ઉભરાઈ, રત્નાગર રેલીઓ;
મળ્યા સરવે સુધારાના સાથીઓ;
ભલે ભભકે સભા છે ભરાઈ, રત્નાગર રેલીઓ. ૧
દાના ગૃહસ્થે દેખાડી ઉદારતા;
માંડયું નવિન સુધારાનું મૂળ, રત્નાગર રેલીઓ;
ધન્ય ધન્ય તેનાં માત તાતને
એને ઇશ થશે અનુકૂળ, રત્નાગર રેલીઓ. ૨
આજ ક્રોડ દિવાળીનો દિન ગણું;
વજડાવીએ નોબત નાદ, રત્નાગર રેલીઓ;
આજ સોનાનો સૂરજ ઉગીઓ;
વરસ્યા વરસ્યા દૂધે વરસાદ, રત્નાગર રેલીઓ. ૩
તરિયા તોરણ બાંધીએ ટોડલે;
મોંઘાં મોતીના પૂરીએ ચોક, રત્નાગર રેલીઓ,
પચરંગી ચઢાવીએ વાવટા
થાળમાં ભરો પાનના થોક, રત્નાગર રેલીઓ; ૪
રૂડાં ધોળ મંગળ ગીત ગાઈએ
વિવાહથી ઘણો વધતો ઉત્સાહ, રત્નાગર રેલીઓ;
આજ ઉત્તમ કામ આરંભીયું;
વદે વિશ્વના જન "વાહ ! વાહ !" રત્નાગર રેલીઓ. ૫
સખી આજનો દિવસ ઈતિહાસમાં;
લખવા લાયક ગણશે સૈ લોક, રત્નાગર રેલીઓ;
નામ અમર રહેશે રૂડા નરતણું;
જેણે રૂપીઆ ખરચ્યા છે રોક રત્નાગર રેલીઓ. ૬
શાણા શ્રીમંતે કુળને શોભાવીયું;
તે કીધું એવું આ ઉત્તમ કામ, રત્નાગર રેલીઓ,
ને સર્વે પ્રજાજન તરફથી;
દેશે આશીષ દલપતરામ, રત્નાગર રેલીઓ. ૭

**દોહરો.**

ઓગણિસે છત્રીશના, જતાં જેઠ દિન ત્રીશ;
પુસ્તક આ પૂરૂં કર્યું, દિલ સમરી જગદીશ. ૧



# દલપત કાવ્ય ભાગ ૧ લાનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૫ | ૨ | ૧૭ | મી ૫ | મીં પં |
| ૮ | ૨ | ૨૩ | રસ નહિ | રસ |
| ૧૧ | ૨ | ૩૩ | શોક | શોગ |
| ૧૩ | ૨ | ૧૪ | પાસે | પાસ |
| ૧૬ | ૧ | ૧૨ | શું ગુંજાની | ગુંજાની |
| ૧૬ | ૨ | ૧૫ | હાંડીલ | હાંડલીં |
| ૧૭ | ૧ | ૨૫ | હસ | હંસ |
| ૨૨ | ૨ | ૧૫ | સધરી | સંધરી |
| ૨૪ | ૧ | ૩ | રુંગ | સંગ |
| ૨૮ | ૧ | ૧૧ | નિશાળે | વિશાળે |
| ૨૮ | ૨ | ૩૪ | ધ્રૂમ્ર | ધૂમ |
| ૩૦ | ૨ | ૮ | સદન | સદ્મ |
| ૩૩ | ૧ | ૨ | કાણે | કાળ |
| ૩૮ | ૨ | ૨૭ | પોતા તણે | પોતા તણો |
| ૩૯ | ૧ | ૯ | દ્રવ્ય તે | દ્રવ્ય જતે |
| ૩૯ | ૧ | ૧૩ | ્રાધીપણુ | ક્રોધીપણુ |
| ૩૯ | ૧ | ૨૮ | થયા | થયાં |
| ૩૯ | ૧ | ૩૦ | ગયા | ગયાં |
| ૪૦ | ૧ | ૩ | પારદેશ | પરદેશ |
| ૪૨ | ૨ | ૧૩ | અરે અસુખના | અરે સુખના |
| ૪૨ | ૨ | ૨૫ | બહુ બુદ્ધિ | બહુ વૃદ્ધિ |
| ૪૩ | ૧ | ૨૭ | સામાન | સમાન |
| ૪૫ | ૧ | ૮ | ખટયાં | ખૂટયાં |
| ૪૬ | ૧ | ૨૪ | આંખે | આખે |
| ૪૬ | ૧ | ૩૧ | ઈંદ્ર ન્નૂ | ઈંદ્રિવન્નૂ |
| ૪૬ | ૧ | ૩૪ | ક્ર્યા | ર્ક્યા |
| ૪૭ | ૧ | ૯ | જ મ | જેમ |
| ૪૮ | ૨ | ૧૫ | ખટક | ખડગ |
| ૪૮ | ૨ | ૧૬ | ધત | ધન |
| ૪૯ | ૨ | ૩૫ | અમલીએ | આમલીએ |
| ૫૦ | ૧ | ૧૫ | અધારિયું | અંધારિયું |
| ૫૦ | ૧ | ૨૦ | બોલે ૦ | બોલે |

| પૃષ્ઠ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૫૦ | ૧ | ૨૧ | રણુમી | રણુઝુમી |
| ૫૧ | ૧ | ૩૩ | રૂતુમાં | રૂતુ |
| ૫૨ | ૧ | ૩૨ | ભામિનીની | ભામિની |
| ૫૨ | ૨ | ૨ | સજેવ્યા | સજાવ્યા |
| ૫૨ | ૨ | ૨૦ | કવિ જન કિ | કવિ જન |
| ૫૨ | ૨ | ૨૧ | લહેર | લહેરે |
| ૫૨ | ૨ | ૩૨ | ધારી | ધારી |
| ૫૨ | ૨ | ૩૪ | ચડા | ચડ્યા |
| ૫૨ | ૨ | ૩૬ | ધારી | ધારી |
| ૫૪ | ૧ | ૨૧ | પુષ્પે | પુષ્પો |
| ૫૪ | ૧ | ૩૩ | ઇંદ્ર વજ્ર | ઈંદ્રિવજ્ર |
| ૫૪ | ૨ | ૩૬ | રદ | શરદ |
| ૫૫ | ૧ | ૧૧ | ૨૫ | ઉપર |
| ૫૫ | ૧ | ૧૪ | પોઢ આ | પોઆ |
| ૫૫ | ૧ | ૧૪ | અસન | અશન |
| ૫૫ | ૨ | ૨ | ઉભાઇ | ઉભગાઈ |
| ૫૬ | ૧ | ૩૭ | સુસંખે પડાવે | સુણે સંપડાવે |
| ૫૭ | ૧ | ૩૩ | પ્રભાતતુ | પ્રભાતનું |
| ૫૭ | ૨ | ૨ | છેઅતર | છત્તર |
| ૫૮ | ૧ | ૨૩ | ધગ | પગ |
| ૫૮ | ૨ | ૫ | તે ગેગ વાગુને | તે જાણિ ગેગ વાગુને |
| ૫૯ | ૧ | ૩૦ | આગો | અગો |
| ૫૯ | ૨ | ૨૬ | છોડો | છોટો |
| ૫૯ | ૨ | ૨૮ | કંડાળો | કંટાળો |
| ૬૦ | ૧ | ૧૪ | ઠરે છે | ઠરે છે |
| ૬૦ | ૨ | ૧૨ | જાણે | જાણે |
| ૬૦ | ૨ | ૧૪ | પાસાશનાં | પલાશનાં |
| ૬૧ | ૧ | ૧૭ | શર્વ | સર્વ |
| ૬૧ | ૨ | ૯ | ઈંદ્રવન્નૂ વૃત | ઈંદ્રવિજ્ર |
| ૬૧ | ૨ | ૨૯ | [illegible] | [illegible] |
| ૬૨ | ૧ | ૧૭ | ગ્રોસાપે | આસાપે |

| પૃષ્ઠ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૬૨ | ૨ | ૨૬ | રતો | થતો |
| ૬૩ | ૧ | ૧૧ | સદ્રમુ | સમુદ્ર |
| ૬૩ | ૨ | ૫ | જગલો | જંગલો |
| ૬૩ | ૨ | ૬૯ | હપે | હવે |
| ૬૪ | ૧ | ૧૮ | મધે | મધ્યે |
| ૬૪ | ૧ | ૨૬ | કાર ખના તણો | કારખાના તણો |
| ૬૪ | ૨ | ૭ | તરખલું | તણખલું |
| ૬૪ | ૨ | ૧૦ | સફાઇ | સાફાઈ |
| ૬૪ | ૨ | ૧૭ | તૈટાર | તૈયાર |
| ૬૫ | ૧ | ૧૮ | દિલગીરી | દિલગીર |
| ૬૫ | ૧ | ૨૫ | તે | તો |
| ૬૬ | ૧ | ૬ | સેવેશ્વર | સેશ્વર |
| ૬૬ | ૧ | ૭ | જગ | જગત્ |
| ૬૬ | ૧ | ૩૦ | ન રહ્યો વર્ણો હું | ન રહ્યો હું |
| ૬૭ | ૧ | ૧૧ | નહિ | ન |
| ૬૭ | ૧ | ૨૯ | સ્વામિનાગ | સ્વામિનાથ |
| ૬૭ | ૨ | ૮ | દેવ | દેવના દેવ |
| ૬૮ | ૨ | ૪ | સુખ દતર | સુખદતર |
| ૬૮ | ૨ | ૮ | ધરથી | ધરણી |
| ૬૮ | ૨ | ૧૭ | યભ્યંતર | અભ્યંતર |
| ૬૯ | ૧ | ૧૩ | વર્ષતું | વર્ષે તુ |
| ૭૦ | ૨ | ૧૬ | ઇમ્છા | ઇચ્છા |
| ૭૦ | ૨ | ૧૮ | હે | હૈ |
| ૭૧ | ૨ | ૧ | દખશો | દાખશો |
| ૭૧ | ૨ | ૩૬ | सर्वदेवंनमस्कारः | सर्वदेवनमस्कारः |
| ૭૨ | ૧ | ૩૦ | પુરાન | પુરાણ |
| ૭૩ | ૧ | ૨૫ | નિધાન | નિધાન |
| ૭૩ | ૨ | ૨૪ | સપ | સંપ |
| ૭૪ | ૧ | ૨ | ધર્બની | ધર્મની |
| ૭૪ | ૧ | ૧૨ | ૅપ | દ્વેપ |
| ૭૪ | ૧ | ૩૩ | જશે | હશે |
| ૭૭ | ૧ | ૩૦ | અશ્વમેવને | અશ્વમેધને |
| ૭૮ | ૧ | ૨૯ | જગર્ત્તાર | જગકર્ત્તાર |
| ૭૮ | ૨ | ૯ | ટાળે છ | ટાળે છે |
| ૮૦ | ૧ | ૫ | સુંજાણે | સુજાણે |
| ૮૦ | ૧ | ૩૫ | નથા | નથી |
| ૮૧ | ૧ | ૨ | થઇ ફજેત | થઇશ ફજેત |
| ૮૨ | ૨ | ૨૬ | પોતાનું | પોતાનું |
| ૮૩ | ૨ | ૮ | એને | અને |
| ૮૪ | ૧ | ૨ | મૂખે | મૂર્ખ |
| ૮૪ | ૧ | ૩૧ | જસ | જળ |
| ૮૬ | ૧ | ૨૩ | શોધથી | શોધથી |
| ૮૮ | ૧ | ૩૦ | ધણુ | ધણુ |
| ૮૮ | ૧ | ૩૦ | ધંટી | ધંટી |
| ૮૯ | ૨ | ૩૨ | સઘસો | સઘળો |
| ૯૧ | ૧ | ૧૬ | ગતિ ગતિ | ગતિ |
| ૯૧ | ૧ | ૨૨ | લજ્જહીણ | લજ્જાહીણ |
| ૯૨ | ૧ | ૧૧ | ત્રેસઠ | ત્રેસઠ્યા |
| ૯૩ | ૧ | ૩૧ | કુટે | કૂટે |
| ૯૩ | ૧ | ૩૨ | કુટે | કૂટે |
| ૭૧ | ૨ | ૩૬ | મદ્ધે | મધ્યે |
| ૯૪ | ૨ | ૧૭ | કહીં | કહે |
| ૯૫ | ૧ | ૭ | ધરધરણી ધર | ધર ધર ધરણીધર |
| ૯૫ | ૨ | ૧૦ | પેઠે | પઠે |
| ૯૬ | ૧ | ૧૦ | કર્યો | કર્યો |
| ૯૬ | ૧ | ૨૮ | વાવરવા | વાપરવા |
| ૯૭ | ૧ | ૩૫ | ચાખે | ચાખો |
| ૯૮ | ૨ | ૧૬ | ઠામ | કામ |
| ૯૯ | ૧ | ૧૯ | આગથી | આગળથી |
| ૧૦૨ | ૧ | ૩૩ | વિચર | વિચાર |
| ૧૦૩ | ૧ | ૨૫ | सार्द्ध | सार्द्ध |
| ૧૦૩ | ૧ | ૨૬ | राज्यो | राज्ये |
| ૧૦૪ | ૧ | ૧ | રાકકરણ | રાયકરણ |
| ૧૦૪ | ૧ | ૮ | ગુણિયવ | ગુણિયલ |
| ૧૦૪ | ૧ | ૨૧ | એરે | અરે |
| ૧૦૪ | ૨ | ૧૬ | સુરીતથી | સુરીતથી |
| ૧૦૫ | ૧ | ૯ | પાસે | પાસે |
| ૧૦૫ | ૧ | ૩૩ | બદન | વંદન |
| ૧૦૫ | ૨ | ૯ | દૂટ | દૂટ |

| પૃષ્ઠ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૦૫ | ૨ | ૧૨ | કાણુ | કાગ |
| ૧૦૮ | ૧ | ૨ | શોભિલાં | શોભિતાં |
| ૧૦૮ | ૨ | ૩૩ | તરગ | તરંગ |
| ૧૦૯ | ૧ | ૪ | ભીરતો | નીરતો |
| ૧૦૯ | ૨ | ૪ | દીઠડાં | ડીટડાં |
| ૧૦૯ | ૨ | ૨૩ | તારાથીં | રાતાથી |
| ૧૧૦ | ૧ | ૨૬ | કૌસ્ભ | કૌસ્તુભ |
| ૧૧૦ | ૧ | ૨૭ | વૃક્ષના | વૃક્ષની |
| ૧૧૧ | ૧ | ૨૫ | લ | લૈ |
| ૧૧૧ | ૧ | ૩૩ | રૂવે | રૂપે |
| ૧૧૧ | ૨ | ૬ | રગે | રંગે |
| ૧૧૨ | ૧ | ૧૮ | ધસી | ઘસી |
| ૧૧૩ | ૧ | ૧ | . | ભુજંગી |
| ૧૧૩ | ૧ | ૮ | તપો | તપ્યા |
| ૧૧૩ | ૧ | ૧૯ | ચદ્ર | ચંદ્ર |
| ૧૧૪ | ૨ | ૧૭ | તે | ને |
| ૧૧૪ | ૨ | ૧૭ | મદ્દે | મધ્યે |
| ૧૨૩ | ૨ | ૪ | ગ્રાહક જાણુ | ગ્રાહક જે જાણુ |
| ૧૨૩ | ૨ | ૯ | પ્રમાણુ | પ્રણામ |
| ૧૨૩ | ૨ | ૨૭ | તારા મંડળ | તારામંડળ |
| ૧૨૫ | ૧ | ૨૭ | ઉચરાવ | ઉચરાય |
| ૧૨૬ | ૨ | ૪ | મરઠી | મરાઠી |
| ૧૨૬ | ૨ | ૮ | સાહેબશું | સાહેબ |
| ૧૨૭ | ૧ | ૨૭ | મહારાણી | મહામણી |
| ૧૨૭ | ૧ | ૨૮ | આપણી | આપની |
| ૧૨૭ | ૧ | ૩૫ | એને | અને |
| ૧૨૭ | ૨ | ૧૭ | અંધનું | અધર્મ |
| ૧૩૦ | ૧ | ૨૬ | પ્રાત | પ્રાંત |
| ૧૩૦ | ૨ | ૧૯ | નામથી આઠે | નામથી આ આઠે |
| ૧૩૧ | ૧ | ૨૯ | पानो | पानी |
| ૧૩૧ | ૨ | ૬ | ધાન | દાન |
| ૧૩૨ | ૧ | ૯ | શોધકનારો | શોધનારો |
| ૧૩૪ | ૧ | ૩૪ | ભણીને | ભણાવીને |
| ૧૩૪ | ૨ | ૯ | વહ્નિનોં | વાદિનોં |
| ૧૩૬ | ૧ | ૧૩ | થાય | થયા |
| ૧૩૮ | ૧ | ૩૬ | પરિપૂર્ણું | પરિપૂરણુ |
| ૧૩૯ | ૧ | ૧૫ | તો | તેનો |
| ૧૪૦ | ૧ | ૩૫ | ળ કી | નકી કીધું |
| ૧૪૦ | ૨ | ૨૭ | સખ્યા | સંખ્યા |
| ૧૪૩ | ૨ | ૧૩ | નિપચું | નિપજ્યું |
| ૧૪૬ | ૧ | ૧૭ | વધનો | વધતો |
| ૧૪૭ | ૨ | ૨૬ | વળોૈ | વાળોં |
| ૧૪૮ | ૨ | ૧૫ | રહી છે. | રહી છે. |
| ૧૫૦ | ૧ | ૧ | કીરને | કરીને |
| ૧૫૦ | ૧ | ૨ | કોપ | કોય |
| ૧૫૧ | ૧ | ૨૫ | સભારો | સંભારો |
| ૧૫૧ | ૨ | ૧૫ | ભલી; | ભરી; |
| ૧૫૨ | ૧ | ૨ | તણે છે | તાણે છે |
| ૧૫૨ | ૧ | ૪ | નહીં | નહિ |
| ૧૫૨ | ૧ | ૨૦ | પણુ | ઘણા |
| ૧૫૨ | ૧ | ૨૪ | સુસ્વરને | સુસ્વરનું |
| ૧૫૨ | ૧ | ૨૫ | કશે લીત | કશોલિત |
| ૧૫૨ | ૧ | ૨૭ | જૂનું | જુનું |
| ૧૫૨ | ૧ | ૨૮ | રમાપુરના | રમાપુરની |
| ૧૫૨ | ૧ | ૨૯ | પતિને | પતિનું |
| ૧૫૨ | ૧ | ૩૦ | જાઇ | જોઇ |
| ૧૫૨ | ૨ | ૩૦ | ન ધર્યં. | ન ધર્યાં. |
| ૧૫૩ | ૨ | ૧૩ | સદરીઓ, | સંદરીઓ, |
| ૧૫૪ | ૧ | ૧૬ | નોધર | નોધણ |
| ૧૫૪ | ૧ | ૨૧ | સપ્રત | સુપ્રત |
| ૧૫૪ | ૨ | ૧૭ | અને | એને |
| ૧૫૪ | ૨ | ૨૨ | ટગથી | ઢગથી |
| ૧૫૪ | ૨ | ૩૨ | सेनापतिको | [illegible] |
| ૧૫૫ | ૧ | ૧ | होपके | होमके |
| ૧૫૫ | ૩ | ૧ | रमाला | रसाला |
| ૧૫૫ | ૧ | ૩૦ | ધારે છે. | ધરે છે. |
| ૧૫૫ | ૨ | ૩૦ | આર | આદ |
| ૧૫૫ | ૨ | ૩૦ | અપાર | [illegible] |
| ૧૫૬ | ૨ | ૧૦ | ધાર્યાં | ધૈર્યાં |

| પૃષ્ટ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૫૭ | ૧ | ૧૩ | કેળરિયા | કેશરિયા |
| ૧૫૮ | ૧ | ૭ | કેવ | દેવ |
| ૧૫૮ | ૨ | ૨૨ | तत्र | तत्र |
| ૧૬૦ | ૧ | ૨૯ | પડિત | પંડિત |
| ૧૬૧ | ૧ | ૧ | મજે | જેમ |
| ૧૬૧ | ૧ | ૯ | દેક | દીક |
| ૧૬૧ | ૧ | ૧૮ | ।સભમાં | સભામાં |
| ૧૬૨ | ૨ | ૨૩ | તતો | તેનો |
| ૧૬૪ | ૧ | ૪ | વસળ | વરાળ |
| ૧૬૪ | ૨ | ૮ | ઉપર બોલતાંજ | ઉપર બોલ બોલતાંજ |
| ૧૬૫ | ૧ | ૧૩ | શશિ | શીપ |
| ૧૬૫ | ૨ | ૧૬ | જુગો | જુગે |
| ૧૬૬ | ૧ | ૨૯ | બધ | બંધ |
| ૧૬૬ | ૨ | ૧૧ | ગહાર્થી | ગહારથી |
| ૧૬૭ | ૨ | ૨૦ | વર્ણી | વાણી |
| ૧૬૭ | ૨ | ૨૨ | રાજહસ | રાજહંસ |
| ૧૬૭ | ૨ | ૨૬ | સપટબરે | સપ્ટંબરે |
| ૧૭૦ | ૨ | ૩૧ | હરરોજ | હૅરરોજ |
| ૧૭૨ | ૧ | ૧ | प्रकरण ६ ठं | प्रकरण ६ ठुं |
| ૧૭૨ | ૧ | ૨૧ | અંકુશળથી મેગળ | અંકુશથી રહે મેગળ |
| ૧૭૩ | ૧ | ૩૦ | મન | મઠ |
| ૧૭૩ | ૧ | ૩૫ | ચસે | ચુસે |
| ૧૭૩ | ૨ | ૮ | તે સુધારો | ન સુધારો |
| ૧૭૩ | ૨ | ૨૧ | તો તો | તો તે |
| ૧૭૫ | ૧ | ૧૨ | પક્ષ | પણ |
| ૧૭૬ | ૧ | ૨૫ | મહો હબત | મહેબત |
| ૧૭૬ | ૨ | ૫ | ફેરમાં | ફેસમાં |
| ૧૮૦ | ૧ | ૨૦ | ધરે ન | ધરે ને |
| ૧૮૦ | ૨ | ૧૨ | ારણ | મારણ |
| ૧૮૧ | ૧ | ૬ | કર્થી | નથી |
| ૧૮૧ | ૧ | ૨૪ | પૃર્થી | પૃથ્વી |
| ૧૮૧ | ૧ | ૩૦ | અપિમાન | અભિમાન |

| પૃષ્ટ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૮૪ | ૧ | ૩ | મત્રથી | મંત્રથી |
| ૧૮૫ | ૨ | ૨૪ | વ્યસન | વ્યસની |
| ૧૮૬ | ૨ | ૧૦ | પઠે | પડે |
| ૮૧૭ | ૧ | ૧૭ | ન વિચારે | ના વિચારે |
| ૧૮૮ | ૨ | ૨૬ | વ્યભિચારી | વ્યભિચાર |
| ૧૮૮ | ૨ | ૨૯ | ન | ને |
| ૧૯૦ | ૧ | ૨૭ | રોપ | દોપ |
| ૧૯૧ | ૨ | ૧૨ | વકપણુ | વકપણુ |
| ૧૯૨ | ૧ | ૧૭ | ધીરજ છે | ધીરજ તે |
| ૧૯૨ | ૧ | ૨૫ | વાત્રાહમાં | વીવાહમાં |
| ૧૯૪ | ૨ | ૩ | ભૂજતણું | ભૂખતણું |
| ૧૯૪ | ૨ | ૯ | જે | જો |
| ૧૯૪ | ૨ | ૨૯ | ભગાવી | લગાવી |
| ૧૯૫ | ૧ | ૧૯ | ઠરેળ | ઠરેલ |
| ૧૯૬ | ૨ | ૨૨ | વિવિધે | વિધવિધે |
| ૧૯૭ | ૧ | ૬ | સાપડયો, | સાંપડયો, |
| ૧૯૯ | ૨ | ૧૬ | ધરે | ધર |
| ૨૦૨ | ૧ | ૪ | શુભ | ન શુણે |
| ૨૦૨ | ૧ | ૨૦ | કામ. | કાન. |
| ૨૦૨ | ૧ | ૩૭ | દુર્બુદ્ધના | દુર્બુદ્ધિના |
| ૨૦૨ | ૨ | ૨૧ | તેગ | તમ |
| ૨૦૩ | ૧ | ૧૮ | દિગત | દિગંત |
| ૨૦૪ | ૧ | ૨૧ | રસમણી | રિસામણી |
| ૨૦૪ | ૨ | ૧૬ | ઝેર | ઝેરી |
| ૨૦૪ | ૨ | ૩૨ | કર્યા | કર્યાં |
| ૨૦૫ | ૧ | ૭ | સુખોધને | સુબોધને |
| ૨૦૫ | ૧ | ૧૧ | વિસારી | વિસરી |
| ૨૦૬ | ૨ | ૨ | કર્મછે | કર્મ તે |
| ૨૦૭ | ૧ | ૩૦ | તરેહને | તરેહનો |
| ૨૦૭ | ૨ | ૧૬ | તેને | તેને |
| ૨૦૮ | ૧ | ૧૪ | આપો | આવો |
| ૨૦૯ | ૧ | ૨૧ | નરહે | નરે |
| ૨૧૦ | ૧ | ૨૫ | તેર ન | તેનર |

| પૃષ્ટ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૨૧૧ | ૨ | ૧૯ | હાંરે ધારે | હાંરે હદિ ધારે |
| ૨૧૨ | ૧ | ૩૧ | વિલખતાં | વિલખંતાં |
| ૨૧૨ | ૧ | ૩૭ | છવલડો | છવડલો |
| ૨૧૩ | ૧ | ૧ | નેણુનો | નેણાનો |
| ૨૧૪ | ૧ | ૨૬ | જગપતિ | જગત્પતિ |
| ૨૧૪ | ૧ | ૨૭ | સરખાતાં | સમખાતાં |
| ૨૧૪ | ૨ | ૩૧ | જગકર્ત્તાએ | જગકર્ત્તાએ |
| ૨૧૫ | ૧ | ૨૧ | લલચાવી | લલચાવીને |
| ૨૧૫ | ૧ | ૨૪ | તળવા; | ટળવા; |
| ૨૧૫ | ૨ | ૫ | સારે નિંદરાથી | સારે ભર નિંદરાથી |
| ૨૧૬ | ૧ | ૧૧ | સા | સૌ |
| ૨૧૬ | ૨ | ૧૪ | મુજનેજ ધારવા | મુજને સુધારવ |
| ૨૧૮ | ૨ | ૩૫ | ભણે | ભણો |
| ૨૧૯ | ૧ | ૬ | ઠરે | ઠરો |
| ૨૧૯ | ૨ | ૯ | સાંભળવા | સાંભરવા |
| ૨૧૯ | ૨ | ૧૭ | પિખરવારે; | વીંખરવારે; |
| ૨૧૯ | ૨ | ૨૩ | ઝમરખ | ઝુમ્મર |
| ૨૨૧ | ૧ | ૨૪ | ડુંગર | ડુંગરા |
| ૨૨૧ | ૨ | ૩૫ | કરજો વિચાર | કરજો ચિત્ત વિચાર |
| ૨૨૨ | ૧ | ૧૭ | ઠકક | ઠંડક |
| ૨૨૨ | ૨ | ૧૦ | જોણ્યા | જાણ્યા |
| ૨૨૩ | ૧ | ૨૫ | કરવા પુરા | કરવા ને પુરા |
| ૨૨૩ | ૨ | ૭ | આંગળીએ | આંગણીએ |
| ૨૨૪ | ૧ | ૩ | કરે ન વાંસે | કરે વંસે |
| ૨૨૪ | ૧ | ૩૩ | ગળીએ જો, | ગાળીએ જો, |
| ૨૨૬ | ૧ | ૧૩ | સોપે | સોંપે |
| ૨૨૭ | ૧ | ૨૧ | સર્વેને | સર્વને |
| ૨૨૭ | ૧ | ૩૬ | તેથી | નથી |
| ૨૨૭ | ૨ | ૩૪ | પ્રેમ | પ્રેમે |
| ૨૩૩ | ૨ | ૨ | કેવા | સેવા |
| ૨૩૩ | ૨ | ૧૨ | ધધો | ધંધો |
| ૨૩૪ | ૧ | ૨૨ | માંડે; | માંડે; |
| ૨૩૫ | ૨ | ૧૩ | તુપત | તૃપત |
| ૨૩૫ | ૧ | ૧૭ | પ્રખાત | પ્રખ્યાત |
| ૨૩૫ | ૨ | ૨૦ | લીધાં. | લીધાં રાજ. |
| ૨૩૭ | ૧ | ૧૦ | સમો | સામો |
| ૨૩૭ | ૨ | ૨૪ | સોને | સાનો |
| ૨૩૮ | ૨ | ૩ | માત તાતને | માતને તાતને. |
| ૨૩૮ | ૨ | ૨૭ | વનિતા | વીનતા |
| ૨૪૦ | ૧ | ૩૫ | વાસ ભર્યા | વાલપ ભર્યાં |
| ૨૪૦ | ૨ | ૧૫ | મુઝાંશો મંન; | મુઝાશો ન મંન; |
| ૨૪૦ | ૨ | ૩૧ | વદે | વદે |
| ૨૪૧ | ૧ | ૧૦ | ચોજ | મોજ |
| ૨૪૧ | ૨ | ૨૭ | નીત્ય | નિત્ય |
| ૨૪૧ | ૨ | ૩૧ | શીઅલ | શીયળ |
| ૨૪૨ | ૧ | ૫ | ભરમછ; | ભાગરછ |
| ૨૪૩ | ૧ | ૪ | જોગ્યરે | જોગરે |
| ૨૪૪ | ૧ | ૧૭ | અંતરે ક્ષમાદિ | અંતરિક્ષમાંદિ |
| ૨૪૪ | ૧ | ૧૮ | આવ રે | આવરે |
| ૨૪૪ | ૧ | ૨૬ | બંધું | બંધુ |
| ૨૪૪ | ૧ | ૨૭ | સજનાર | અજનાર |
| ૨૪૪ | ૧ | ૩૫ | ભંજન | ભજન |
| ૨૪૪ | ૧ | ૩૬ | અગનાથી | અજ્ઞાનથી |
| ૨૪૪ | ૨ | ૧૦ | બ્રમાંડ | બ્રહ્માંડ |
| ૨૪૭ | ૨ | ૧૨ | સર્વ | સર્વે |
| ૨૪૭ | ૨ | ૧૨ | સૌને | સૌજનને |
| ૨૪૭ | ૨ | ૨૮ | સસતુ | સગતુ |
| ૨૪૮ | ૧ | ૨૭ | ચોરવાનું | ચોરવાનું |
| ૨૪૯ | ૧ | ૧૧ | કાંટોરે; | કાંટારે; |
| ૨૪૯ | ૨ | ૧૭ | શરવાને | ધરવારે |
| ૨૫૦ | ૧ | ૯ | માટો રે | મોટા રે |
| ૨૫૦ | ૧ | ૧૨ | સખી | સખા |
| ૨૫૦ | ૧ | ૨૮ | અધારિતામાં | અંધારિયામાં |
| ૨૫૦ | ૨ | ૯ | પનમાં | ગનમાં |
| ૨૫૦ | ૨ | ૨૨ | બાકીરે, | બાકી. |
| ૨૫૨ | ૨ | ૧૪ | રાખ, | રાખી |
| ૨૫૩ | ૨ | ૨૬ | શરે | હરે |
| ૨૫૮ | ૧ | ૯ | દશરતરામને | દશરથરામને |

| પૃષ્ઠ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- | --- |
| ૨૫૪ | ૧ | ૩૩ | જગત્ત | જગંત |
| ૨૫૫ | ૨ | ૨ | તેનો | તારો |
| ૨૫૭ | ૧ | ૨૪ | મે | મેં |
| ૨૫૮ | ૪ | | નિસાળ | નિશાળ |
| ૨૫૮ | ૧ | ૨૦ | જળગાં | જળમાં |
| ૨૫૮ | ૨ | ૨૫ | વધુ | વધુ |
| ૨૫૯ | ૧ | ૧૫ | દૂપ | દ્વેષ |
| ૨૬૧ | ૧ | ૩૪ | કૂલીશમાં | કૂલીશમાં |
| ૨૬૨ | ૨ | ૧ | ઝરી | ઝેરી |
| ૨૬૨ | ૨ | ૨૬ | લીધો | લીધો |
| ૨૬૩ | ૨ | ૩ | બધાવ્યો | બંધાવ્યો |
| ૨૬૩ | ૨ | ૨૦ | થરો | થયો |
| ૨૬૪ | ૧ | ૨૧ | વબાર | વખાર |
| ૨૬૪ | ૨ | ૧૯ | દહાડા | દહાડો |
| ૨૬૬ | ૧ | ૧૧ | દહે | રહે |
| ૨૬૬ | ૧ | ૨૬ | રાંધે | રાંધી |
| | | | ,, | |
| ૨૬૬ | ૨ | ૨૬ | સા | સૈ |
| ૨૬૯ | ૧ | ૨૧ | થઠી | થકી |
| ૨૭૦ | ૧ | ૨૨ | અહોન્શિ | અહોનિશ |
| ૨૭૨ | ૧ | ૧૦ | સર્વ | સર્વે |
| ૨૭૨ | ૧ | ૧૭ | દગ્રિતા | દરિદ્રતા |
| ૨૭૪ | ૨ | ૨૫ | ઉશદ | શૌંદ |

| પૃષ્ઠ. | કોલમ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- | --- |
| ૨૭૪ | ૨ | ૨૬ | ૧ ધમ | હધમ |
| ૨૭૫ | ૨ | ૫ | ઓરા | ઓ રાગ. |
| ૨૭૫ | ૨ | ૩૪ | ભ દેહદુલ છે | છે દુર્લભ દે |
| ૨૭૬ | ૧ | ૩૨ | ક | કર |
| ૨૭૬ | ૧ | ૩૪ | જુગમાં તારૂં | જુગમાં રહેશે |
| ૨૭૮ | ૧ | ૩૨ | સગેરે; | સંગેરે, |
| ૨૮૪ | ૧ | ૭ | કયે | કરે |
| ૨૮૯ | ૧ | ૧૮ | જયાંરે | જયાં |
| ૨૮૯ | ૨ | ૨ | યસે ? | વસે ! |
| ૨૯૧ | ૧ | ૬ | ખુણ | ખૂણ |
| ૨૯૩ | ૨ | ૬ | તે | તેં |
| ૨૯૪ | ૧ | ૬ | પ્રમાણુ | પ્રણામ |
| ૨૯૪ | ૧ | ૧૨ | સકટ | સંકટ |
| ૨૯૪ | ૨ | ૪ | અત | અંત |
| ૨૯૫ | ૧ | ૧ | કલ્પાંત | કલ્પાત |
| ૨૯૬ | ૧ | ૨૫ | પડને | પંડને |
| ૨૯૬ | ૨ | ૨૨ | મધુરતા તો | મધુરતા |
| ૨૯૭ | ૧ | ૨૫ | બાધીને | બાંધીને |
| ૨૯૮ | ૨ | ૮ | દય | દયા |
| ૨૯૯ | ૧ | ૧ | કઠે | કંઠે |
| ૨૯૯ | ૧ | ૧૭ | બેડુરે, | બેડું રે, |
| ૨૯૯ | ૧ | ૩૬ | સ્નહરે, | સ્નેહરે, |
| ૨૯૯ | ૧ | ૩૬ | સયર | સૈયર |